# वन्दे शिवं शङ्करम्

(શિવસ્તોત્રો)

(મૂળ શ્લોક, પદાર્થ તથા ભાષાંતર)



'તત્ત્વતીર્થ'
અધ્યાત્મ વિદ્યામંદિર,
થલતેજ, શીલજ રોડ
અમદાવાદ - ૩૮૦ ૦૫૯

પ્રકાશક :
**કૃષ્ણપ્રસાદ ઝ. પટેલ**
અધ્યાત્મ વિદ્યામંદિર
અમદાવાદ-૩૮૦ ૦૫૯

પ્રથમ આવૃત્તિ - ઈ.સ. ૧૯૮૭, પ્રત : ૩,૦૦૦
દ્વિતીય આવૃત્તિ - ઈ.સ. ૧૯૯૩, પ્રત : ૩,૦૦૦
તૃતીય આવૃત્તિ - ઈ.સ. ૧૯૯૯, પ્રત : ૩,૦૦૦
ચતુર્થ આવૃત્તિ - ઈ.સ. ૨૦૦૯, પ્રત : ૩,૦૦૦

પ્રાપ્તિસ્થાન :
**'તત્ત્વતીર્થ'**
અધ્યાત્મવિદ્યામંદિર,
થલતેજ,
અમદાવાદ-૩૮૦ ૦૫૯
ટેલિ : (૦૭૯) ૨૬૮૫૮૩૩૩
e-mail : contact@tattvatirtha.org

મુદ્રક :
**સાહિત્ય મુદ્રણાલય પ્રા. લિ.,**
સિટી મિલ કમ્પાઉન્ડ,
કાંકરિયા રોડ,
અમદાવાદ-૩૮૦ ૦૨૨
ફોન : ૨૫૪૬૯૧૦૧-૦૨

# ચતુર્થ આવૃત્તિવેળાએ

ज्ञानमिच्छेन्महेश्वरात्, જ્ઞાન મહેશ્વર પાસેથી ઇચ્છવું. સર્વ વિદ્યાના ઈશાન મહેશ્વર જ્ઞાનના દાતા છે. બ્રહ્મવિદ્યાસ્વરૂપિણી દેવી ઉમા મહેશ્વરનાં અર્ધાંગિની છે. આ ઉમા-મહેશ્વરની આરાધના કરવામાં સાધકોને સહાયભૂત થાય તેવાં સ્તોત્રોનું કઠિન પદોના અર્થ તથા બધા શ્લોકોનાં સરળ ગુજરાતી ભાષાંતર સાથેનું સંકલન અધ્યાત્મ વિદ્યામંદિર તરફથી वन्दे शिवं शङ्करम् ગ્રંથમાં પ્રકાશિત કરવામાં આવ્યું છે. ઈ.સ. ૧૯૯૯માં પ્રસિદ્ધ થયેલી ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં ૩૬ શિવસ્તોત્રોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. એ ૩૬માંથી દક્ષિણામૂર્તિ ભગવાન અને શ્રીશંકરાચાર્ય વિષેનાં સ્તોત્રોનો नमोऽस्तु गुरवे सदा પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે, તેથી નવી આવૃત્તિમાં તેમને રાખ્યાં નથી.

वन्दे शिवं शङ्करम्ની ચોથી આવૃત્તિમાં બીજાં કેટલાંક શિવસ્તોત્રો ઉમેરવામાં આવ્યાં છે. ઋષિકેશસ્થ શ્રી દયાનંદ આશ્રમમાં પ્રાતઃકાળે ભગવાન ગંગાધરેશ્વર જે સ્તોત્રના શ્રવણથી નિદ્રાત્યાગ કરીને જાગે છે તે श्रीगङ्गाधरसुप्रभातम् સ્તોત્ર ભાષાંતર સાથે આપ્યું છે. मार्गबन्धुस्तुतिःનું પઠન માર્ગમાં અભય આપે છે. आर्तत्राणस्तोत्रम्માં ભગવાન ગંગાધરને ગતિ બનવા માટે પ્રાર્થના છે. સ્કંદપુરાણમાંથી સ્કંદ અને બૃહસ્પતિએ કરેલી સ્તુતિઓ તથા ઋષભ શિવયોગીએ રાજકુમાર ભદ્રાયુને ઉપદેશેલ अमोघशिवकवचम्નો તથા બ્રહ્મપુરાણમાંથી ભગવાન રામે શિવજીની કરેલી સ્તુતિનો સમાવેશ કરવામાં આવ્યો છે. મહર્ષિ પતંજલિ-વિરચિત चरणशृङ्गरहितं नटराजस्तोत्रम्માં परचिदम्बरनटं हृदि भजे કહી કવિએ નટરાજની સ્તુતિ કરી છે. તો વળી ખાસ યજ્ઞ કરીને શિવજીનો અનાદર કરવાના ફળરૂપે યજ્ઞનો વિધ્વંસ થયો ત્યારે પોતાના રક્ષણ માટે कृतागसं मामव विश्वमूर्ते કહીને દક્ષ પ્રજાપતિએ ક્ષમાપ્રાર્થના કરી છે તે विश्वमूर्त्यष्टकम्માં છે. મંદાક્રાંતા છંદમાં અપ્પય્ય દીક્ષિત-વિરચિત शिवशरणागतिःમાં કવિ પોતાના ઉદ્ધાર માટે અત્યંત દીનતાથી મંદ મંદ આક્રંદ કરતા ભગવાનની કૃપાની યાચના કરે છે. એવી જ વ્યાકુળતાભરી અને જરા અધિકારપૂર્વકની કૃપાપ્રાપ્તિ માટેની પ્રાર્થના ઉપમન્યુએ કરેલ शिवस्तोत्रम्માં જોવા મળે છે. शिवपञ्चाक्षरनक्षत्रमालास्तोत्रम्માં ૨૭ શ્લોકોમાં જાણે કે કવિએ ૨૭ નક્ષત્રોની માળા ગૂંથી છે, જેમાં બધા શ્લોકોનાં બધાં ચરણના અંતે પંચાક્ષરમંત્ર नमः शिवाय છે. એક શ્લોકનાં ચારે ચરણમાં જોવા મળતા શબ્દાનુપ્રાસ ધ્યાન ખેંચે તેવા છે. અહીં સુધીનાં બધાં સ્તોત્રોને સ્તોત્રમાંના શ્લોકોની વધતી જતી સંખ્યાના આધારે ક્રમથી સ્થાન આપવામાં આવ્યું છે.

આ સ્તોત્રો પછી શિવજીની કેટલીક આરતીઓ ઉમેરી છે. કેટલીક આરતીઓ હિંદીમાં પણ છે. मन्त्रपुष्पाञ्जलिः અને शिवापराधक्षमापनस्तोत्रम् સાથે शिवताण्डवस्तुतिः અને पशुपतिस्तोत्रम् મૂક્યાં છે, જેમાં સૌ ભક્તો માટે કલ્યાણકારી આશીર્વચન છે. ગંગા-નર્મદાનાં સ્તોત્રો પછી કેટલાક શિવમંત્રો, શિવધ્યાનશ્લોકો તથા કેટલીક શિવસૂક્તિઓ મૂકવામાં આવેલ છે; તથા કેટલાંક પાનાંમાં સ્તોત્રની નીચે વધેલી જગ્યામાં શંકરદિગ્વિજયમાંથી હરિશંકરસ્તુતિના શ્લોકો ક્રમશઃ આપવામાં આવ્યા છે.

અનેક પુસ્તકોમાંથી આ બધાં સ્તોત્રો લેવામાં આવ્યાં છે. તેમના રચયિતા કવિઓનાં નામ તે તે પુસ્તકમાં આપેલ કવિઓનાં નામોને આધારે અમે લખ્યાં છે. સ્કંદપુરાણ વગેરે ગ્રંથોમાંથી લીધેલાં સ્તોત્રોના મૂળ સંદર્ભો જોવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સ્તોત્રોનાં ઉપલબ્ધ ગુજરાતી, હિંદી, અંગ્રેજી ભાષાંતરોની મદદ પણ લેવામાં આવી છે, છતાં સ્વતંત્ર રીતે ભાષાંતર કરીને જ અહીં પદાર્થ અને ભાષાંતર મૂકવામાં આવ્યા છે. આ બધાં જ સ્તોત્રોનું સંકલન, ગુજરાતીમાં ભાષાંતર તથા સંપાદન સ્વામિની વિદ્યાપ્રકાશાનંદાજીએ કર્યું છે. બે-ત્રણ સ્તોત્રોમાંના કેટલાક કઠિન પદોનાં ભાષાંતર માટે ડૉ. નારાયણ કંસારા (ડાયરેક્ટર, 'આર્ષ', અક્ષરધામ, ગાંધીનગર)ની મદદ લીધી છે,– મદદ માટે ડૉ. કંસારાના અમે આભારી છીએ. પુસ્તકના પ્રકાશનનો સઘળો ખર્ચ પૂજ્ય સ્વામી વિદિતાત્માનંદજીના લાંબા સમયના વિદ્યાર્થીઓ એવાં અમદાવાદનાં એક સંનિષ્ઠ સાધક દંપતી તરફથી પ્રાપ્ત થયો છે. તેમનો પણ અમે આભાર માનીએ છીએ.

અંતમાં पिनाकफणिबालेन्दुभस्ममन्दाकिनीयुता । पवर्गरचिता मूर्तिः अपवर्गप्रदास्तु नः ॥ ભગવાન શિવ સૌને અપવર્ગ પ્રદાન કરનાર થાઓ એવી શિવપ્રાર્થના કરીએ છીએ.

મહાશિવરાત્રી, સં. ૨૦૬૫ — પ્રકાશન વિભાગ
ફેબ્રુઆરી, ૨૩, ૨૦૦૯ — અધ્યાત્મ વિદ્યામંદિર
અમદાવાદ

# નિવેદન

કઠોપનિષદ કહે છે, 'જે સાધક તે પરમાત્માને પસંદ કરે છે તે સાધક જ તેને પ્રાપ્ત કરી શકે છે. તેની સમક્ષ પરમાત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.' જે ભક્ત ઈશ્વરને પસંદ કરે છે, તેની જ પ્રાર્થના કરે છે, તેને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને તેના પરિણામે પ્રભુનાં દર્શન થાય છે. ઈશ્વરના અનુગ્રહથી જ તેનો સાક્ષાત્કાર થાય છે. આથી તે જ જીવનનું એકમાત્ર ધ્યેય બની જવો જોઈએ. સતત તે જ નજર સમક્ષ રહેવો જોઈએ, સતત તેનું ભજન થવું જોઈએ. કર્મેન્દ્રિયોથી જે કોઈ કાર્ય થાય તે તેની જ સેવા હોય, જ્ઞાનેન્દ્રિયોથી જે વિષયોનો ઉપભોગ થાય તે તેને જ માટેનું નૈવેદ્ય હોય, વાણીથી જે કાંઈ ઉચ્ચારણ થાય તે તેની જ સ્તુતિ હોય, હૃદયથી તેને જ પ્રેમ થતો હોય અને બુદ્ધિથી તેનું જ ચિંતન થતું હોય. આમ, સમગ્ર વ્યક્તિત્વ તેને સમર્પિત થઈ જાય તેનું નામ ભજન. આવા સમર્પિત ભક્તને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે, તેની બુદ્ધિમાં વિવેકનો ઉદય થાય છે અને અંતમાં તેને પરમાત્માનું જ્ઞાન થાય છે.

કાયિક, વાચિક અને બૌદ્ધિક સ્તરે જે ભજન થતું હોય તે સર્વની પાછળ ભાવાત્મક વ્યક્તિત્વ પણ જોડાય, પ્રભુ પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને ભજન થાય, તે આવશ્યક છે અને તેથી હૃદયમાં તેના પ્રત્યે ભાવનાનું, ભક્તિનું આવાહન થવું જોઈએ. તે ત્યારે થાય જ્યારે અહંકાર પ્રભુનાં ચરણોમાં સ્વેચ્છાએ સમર્પિત થાય. પ્રભુના મહિમાનું – તે જ સર્વશક્તિમાન છે, સર્વવ્યાપી છે, સર્વનો આત્મા છે, સર્વનો પાલક છે એ સત્યનું – જેમ જેમ અહંકારને દર્શન થાય છે તેમ તેમ આત્મ-સંભાવિતતાની પકડમાંથી તે મુક્ત થાય છે અને પ્રભુનાં ચરણમાં તે નમે છે. આ માટે સ્તુતિ, પ્રભુના મહિમાનું ગાન એ અત્યંત અસરકારક સાધન છે. વાણીથી પ્રભુના ગુણનું ગાન થતું હોય અને બુદ્ધિથી તેના અર્થનું અનુસંધાન થતું હોય તો હૃદયમાં અહોભાવ જાગ્રત થાય છે, અંતર ભક્તિથી છલકાય છે, અહંકાર નમ્ર બને છે અને ભક્ત ભગવાન સાથે એકતાનો અનુભવ કરે છે. સ્તુતિ ભગવાન પાસે કાંઈ માગવા માટે કરવાની હોતી નથી,– જોકે, તેમ કરવામાં પણ કાંઈ વાંધો નથી – એમાં તો ભક્ત પોતાના હૃદયનો ભાવ, પોતાને અનુભવાતી ધન્યતાને જ પ્રગટ કરવા માગતો હોય છે. પ્રભુના સગુણ કે નિર્ગુણ કોઈ પણ સ્વરૂપના મહિમાનું વર્ણન કરવાનું સામર્થ્ય શબ્દોમાં નથી; સાક્ષાત્ સરસ્વતી દેવી સદાકાળ તેના ગુણનું ગાન કર્યા કરે તો પણ તેનો પાર આવે નહીં, તો પછી માનવીની સ્તુતિની તો વાત જ ક્યાં ? અને છતાં પણ અનાદિકાળથી ભક્તો

તેનું ગુણગાન કરતા જ આવ્યા છે; ખુશામતથી તેને ખુશ કરવાના હેતુથી નહીં, પરંતુ પોતાના હૃદયના ભાવની અભિવ્યક્તિના પ્રયત્નરૂપે તે આપોઆપ થતું હોય છે. પ્રભુ પણ બાળકના આવા નિર્મળ ભાવસંપૂરિત પ્રયત્નથી ખુશ થઈ તેના પર અનુગ્રહ કરે છે.

એ પરમાત્માનું એક નામ છે 'સદાશિવ'. આ નામ પરમાત્માના સગુણ અને નિર્ગુણ બંને સ્વરૂપનું બોધક છે. જ્ઞાનનું, અસંગતાનું, વૈરાગ્યનું, આત્મસંયમનું, પવિત્રતાનું, આનંદનું મૂર્તિમંત સ્વરૂપ એટલે ભગવાન શિવ. સ્મશાન તેમનું નિવાસસ્થાન છે, દિશાઓ તેમનાં વસ્ત્ર છે, ચિતાની ભસ્મ તેમનો અંગરાગ છે, સર્પ તેમનાં આભૂષણ છે. આમ, સર્વ અમંગળનું જાણે કે તેઓ નિવાસસ્થાન છે અને છતાં સ્વયં મંગળસ્વરૂપ છે. સર્વ અમંગળનો આશ્રય હોવા છતાં તેમની પવિત્રતાને કોઈ હાનિ પહોંચતી નથી. મૂર્તિમંત દરિદ્રતા તેમના વેશમાં પ્રગટ થતી હોવા છતાં તેનાથી તેમની સર્વેશ્વરતાને આંચ આવતી નથી. મિથ્યા જગતનું વિષ કંઠમાં ધારણ કરતા હોવા છતાં તેનાથી તેમની શોભામાં તો ઊલટો વધારો થાય છે. બાહ્ય જગતનો કોલાહલ તેમની ચિત્ત-એકાગ્રતામાં કોઈ ખલેલ પહોંચાડી શકતો નથી. તેઓ તો સદા-સર્વદા સ્વાત્માનંદમાં મગ્ન છે અને તેમનો આનંદ, તેમનું જ્ઞાન આ જગતને અનુગ્રહિત કરવા ભગવતી ગંગાના રૂપમાં સતત વહી રહ્યું છે.

એ જ શિવજી જ્યારે સંસારમાં ભ્રમણ કરી થાકેલા જીવોને લાંબો વિરામ આપવા જગતને પોતાનામાં સમાવી લે છે ત્યારે 'હર' કહેવાય છે. જીવોને ભોગ ભોગવવાની ઇચ્છા થાય ત્યારે તેમના માટે જગતનું સર્જન કરે છે ત્યારે તેઓ 'ભવ' કહેવાય છે. સૃષ્ટિકાળ દરમિયાન સર્વનું પાલન કરતા હોય છે ત્યારે તેઓ 'મૃડ' કહેવાય છે. આ છે શિવજીનું સગુણ સ્વરૂપ જેમાં તે જુદા જુદા ગુણરૂપી વેશ ધારણ કરે છે. પોતે તો આ સર્વ વેશોથી પર, અસંગ અધિષ્ઠાનરૂપ 'શિવ' છે જેને ઉપનિષદમાં તુરીય કહે છે. શિવલિંગ એ પ્રભુના સગુણ સ્વરૂપનું પ્રતીક છે અને નિર્ગુણ સ્વરૂપનું બોધક છે. આ વિશ્વને બ્રહ્માંડ કહેવામાં આવે છે, કારણ કે તેનો આકાર, જાણે કે, અંડ જેવો છે. શિવલિંગ આ બ્રહ્માંડનું પ્રતીક છે, જેમાં સર્વ નામ-રૂપ સમાયેલાં છે. વળી શિવલિંગનો આકાર અગ્નિશિખાનો પણ સૂચક છે. અગ્નિની જ્વાળા હંમેશ ઊર્ધ્વમુખી હોય છે અને તે ઊર્ધ્વ ગતિની, ઉન્નતિની પ્રેરણા પ્રદાન કરે છે. વળી, અગ્નિ જેમ પ્રકાશરૂપ છે, અંધકારનો નાશ કરે છે, તેમ શિવજી જ્ઞાનસ્વરૂપ છે, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે. અગ્નિ દાહક પણ છે અને શિવજી પણ દાહક છે; ભક્તનાં પાપોને, અશુદ્ધિઓને બાળીને ભસ્મ કરી નાખે છે અને ગોળાકાર શિવલિંગ પૂર્ણતાનું, અપરિચ્છિન્નતાનું, નિરાકારતાનું

સૂચક છે.

ભગવાન સદાશિવ આશુતોષ છે, ઝડપથી (આશુ) ખુશ થઈ જાય છે (તોષ). પોતે આડંબરરહિત છે અને તેથી તેમને પ્રસન્ન કરવા માટે ખાસ આડંબરની જરૂર પડતી નથી. તેઓ અભિષેક-પ્રિય છે, માત્ર જળ ચઢાવવાથી પ્રસન્ન થઈ જાય છે, સ્તુતિ કરવાથી ગમે તેવા અપરાધને પણ ક્ષમા કરે છે. આવા ભગવાન સદાશિવનાં કેટલાંક પસંદ કરેલાં સ્તોત્રોનો આ સંગ્રહ છે. બધાં સ્તોત્રોનો અનુવાદ અને કેટલાંક સરળ સ્તોત્રો બાદ કરતાં અન્યમાં પદાર્થ પણ આપવામાં આવ્યા છે, જેથી સાધકો સ્તોત્રોના અર્થ સ્પષ્ટ રીતે સમજી શકે અને તેમના પઠન દરમિયાન અર્થનું પણ અનુસંધાન કરી શકે.

શિવમંદિરોમાં થતી આરતી, મંત્રપુષ્પાંજલિ વગરેનો ક્રમ અહીં સ્વીકારવામાં આવ્યો છે. સાધકો પોતાની વ્યક્તિગત પૂજામાં પણ આરતી અને સ્તોત્રપાઠના ક્રમને અપનાવી શકે છે. બે પ્રકારની મંત્રપુષ્પાંજલિ અહીં જોવા મળશે : એક, ઉત્તર ભારતમાં જે પ્રચલિત છે તે ધ્યાન શ્લોકો અને શુક્લ યજુર્વેદના મંત્રોના રૂપમાં છે; બે, દક્ષિણ ભારતમાં પ્રચલિત કૃષ્ણ યજુર્વેદના મંત્રોના રૂપમાં છે. તે પછી શિવજીની સમીપ જેમનો પાઠ થતો હોય છે તેવાં શિવમાનસપૂજાથી માંડીને મહિમ્નસ્તોત્ર સુધીનાં વિવિધ સ્તોત્રો છે. ગંગા અને નર્મદા બંને મહાનદીઓ શિવજીની જટામાંથી ઉદ્ભવી હોવાનું કહેવાય છે અને તે બંને નદીના તટનાં ક્ષેત્ર શિવજીની ઉપાસના માટે પ્રસિદ્ધ છે. તેથી ગંગાસ્તોત્ર અને નર્મદાષ્ટકનો પણ સમાવેશ કર્યો છે. અંતમાં તોટકાષ્ટક જે શિવસ્વરૂપ ગુરુજીની સ્તુતિરૂપ અને નિર્વાણષટ્ક જે આત્મસ્વરૂપ સદાશિવના નિર્ગુણ સ્વરૂપના ધ્યાનરૂપ છે તે સાથે આ સંગ્રહની સમાપ્તિ થાય છે.

આ સ્તોત્ર-સંગ્રહનાં સંકલન અને ભાષાંતર વગેરે કાર્ય મુખ્યત્વે કુ. કૃષ્ણા ભટ્ટ*ને આભારી છે. તેમણે ખૂબ પરિશ્રમ લઈને આ કાર્ય સંપાદન કર્યું છે. કેટલાંક સ્થળોએ સ્તોત્રોનાં અર્થઘટન માટે અન્ય વિદ્વાનોની સહાય લેવાનું પણ જરૂરી બન્યું છે અને તેમાં મુખ્યત્વે ડૉ. પી. યુ. શાસ્ત્રી (એલ.ડી આર્ટસ્ કૉલેજ, અમદાવાદ) તેમ જ શ્રી શિવપૂજન પાંડેજી (ગોરખપુર)નો ફાળો ઉલ્લેખનીય છે. આ સર્વના અમે આભારી છીએ.

આશા છે સાધકો આ સ્તોત્ર-સંગ્રહને આવકારશે.

શંકરાચાર્ય જયંતી
મે ૩, ૧૯૮૭

પ્રકાશન વિભાગ
અધ્યાત્મ વિદ્યામંદિર

* હાલમાં સ્વામિની વિદ્યાપ્રકાશાનંદાજી

# દ્વિતીય આવૃત્તિવેળાએ

અધ્યાત્મ વિદ્યામંદિર તરફથી શિવસ્તોત્રોના આ સંગ્રહનું પ્રકાશન પ્રથમ ૧૯૮૭માં કરવામાં આવ્યું. શિવભક્તો તથા સાધકો તરફથી આ સ્તોત્રસંગ્રહને સારો આવકાર મળ્યો, જેના પરિણામે દ્વિતીય આવૃત્તિ પ્રકાશિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પ્રથમ આવૃત્તિમાંનાં સ્તોત્રો ઉપરાંત અન્ય ૧૧ જેટલાં સ્તોત્રો આમાં ઉમેરવામાં આવ્યાં છે, જેમાં પ્રસિદ્ધ બિલ્વાષ્ટક, મહાદેવાષ્ટક, શંકરાષ્ટક, વિશ્વનાથાષ્ટક, શિવનામાવલ્યષ્ટક ઈત્યાદિનો સમાવેશ થાય છે. આમ, કુલ મળીને ૩૨ શિવસ્તોત્રોના સંકલનરૂપ આ ગ્રંથ ઠીક મોટો પણ થયો છે.

ભગવાન આશુતોષના નિત્ય-આરાધન ઉપરાંત મહાશિવરાત્રિ જેવા પર્વપ્રસંગે શિવજીની આરાધના માટે તેમ જ નર્મદાજી કે ગંગાજીના શાંત, મનોરમ કિનારે એકાંત આત્મોપાસન માટે આ સ્તોત્રસંગ્રહમાંનાં સ્તોત્રોનું પઠન સહાયરૂપ થાય તેવું છે. દેવાધિદેવ મહાદેવની રૂપમાધુરી એવં ગુણમાધુરીનું ગાન કરતાં સ્તોત્રો તેમાં છે, આવી પડેલી આપત્તિમાંથી ઉગારવા માટેની પ્રાર્થનાઓ તેમાં છે, સંસાર-સાગરમાંથી ઉદ્ધાર કરવા માટેની આજીજી પણ છે અને જીવનના ઝંઝાવાતોમાં અટવાઈ જવાથી કલ્યાણકારી સદાશિવની આરાધના ન કરી શકાઈ તે માટેની ક્ષમાયાચના પણ છે. સ્તોત્રોમાં શિવજીનાં સગુણ અને નિર્ગુણ, સર્વવ્યાપક અને સર્વાતીત બંને સ્વરૂપનું નિરૂપણ છે. આમ, ભગવદ્‌ગીતામાં ભગવાન વાસુદેવે કહેલા આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ અને જ્ઞાની એ ચારે પ્રકારના ભક્તો જેનું પઠન કરી શકે તેવાં અથવા તો આપણા મનની જ્યારે જેવી સ્થિતિ હોય ત્યારે તેને અનુરૂપ સ્તુતિ કે પ્રાર્થનારૂપે જેનું પઠન કરી શકીએ તેવાં સ્તોત્રો આ ગ્રંથમાં સંકલિત છે.

આશા છે કે સાધકો આ આવૃત્તિને આવકારશે, તેનો લાભ લેશે તેમ જ વરદ મંગળમૂર્તિ મહાદેવનાં ચરણકમળયુગલમાં સમર્પિત આ વાક્યપુષ્પોપહારની શ્રવણમંગળ સુરભિ ચોદિશ પ્રસરાવશે.

શિવરાત્રિ
ફેબ્રુઆરી ૧૯, ૧૯૯૩

પ્રકાશન વિભાગ
અધ્યાત્મ વિદ્યામંદિર

# તૃતીય આવૃત્તિવેળાએ

'वन्दे शिवं शङ्करम्' – શિવસ્તોત્રોના આ સંચયનું પ્રકાશન પહેલી વાર અધ્યાત્મ વિદ્યામંદિર તરફથી ૧૯૮૭માં કરવામાં આવ્યું હતું, પણ સાધકોને એટલાથી સંતોષ ક્યાંથી થાય ?.....तदपि तव गुणानाम् ईश पारं न याति । નિર્ગુણ છે, છતાં નિરવધિ ગુણો ગાયાં જ કરીએ, ગાયાં જ કરીએ એવું સાધકોનાં અંતઃકરણ ઝંખ્યાં કરે. ગુણ ગાયાનો ધરવ જ કોને હોય? અને હોય પણ શાને? देवसिन्धुतरङ्गसीकर-सिक्तशुभ्रमहाधरम्.... કેવું મનોહર રૂપ ! ગુણનોય પાર નહીં, રૂપનોય પાર નહીં ! તેથી તો नारदादिमुनीश्वरस्तुतवैभवं भुवनेश्वरम् ....નારદ જેવા મુનિઓ એમના વૈભવની સ્તુતિ કરે છે. સાધકોની આ જિજ્ઞાસાને સંતોષવા બીજી આવૃત્તિ વેળાએ અગિયાર સ્તોત્રો ઉમેરીને બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી. આ ત્રીજી આવૃત્તિમાં વળી ચાર સ્તોત્રો ઉમેર્યાં છે.

શ્રીશંકરાચાર્યવિરચિત કાળભૈરવાષ્ટક કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું સ્તોત્ર છે; માર્કંડેય મુનિએ મૃત્યુના ભયથી ભીત થઈને ભગવાન ચંદ્રશેખરની ચંદ્રશેખરાષ્ટક સ્તોત્રથી પ્રાર્થના કરી હતી; માર્કંડેય મુનિએ સર્વ અરિષ્ટ તથા સર્વ પ્રકારનાં મૃત્યુની શાંતિ માટે મહામૃત્યુંજય સ્તોત્રનું પઠન કર્યું હતું. ભગવાન કાશિકાપુરાધિનાથ, ચંદ્રશેખર અને મૃત્યુંજયનાં એ ત્રણ સ્તોત્રો આ આવૃત્તિમાં લીધાં છે. વળી, ભગવાન દક્ષિણામૂર્તિ ભગવાન શંકરનો ગુરુસ્વરૂપમાં પ્રથમ અવતાર કહેવાયો છે. સનકાદિને ઉપદેશ આપવા માટે ભગવાને એ અવતાર ધારણ કર્યો હતો. વિશાળ વટવૃક્ષની નીચે વિરાજમાન ભગવાન દક્ષિણામૂર્તિએ જમણા હાથે જ્ઞાનમુદ્રા ધારણ કરી છે અને મૌન વ્યાખ્યાનથી ભગવાન સનકાદિ મુનિઓને ઉપદેશ આપી રહ્યા છે. એ જ ભગવાન દક્ષિણામૂર્તિ સંસારના સંતાપથી સંતપ્ત લોકોનો આત્મજ્ઞાન દ્વારા ઉદ્ધાર કરવા માટે વટવૃક્ષનો અને મૌનનો ત્યાગ કરીને ભગવાન શંકરાચાર્યના રૂપમાં વિચરણ કરે છે. આ દક્ષિણામૂર્તિ ભગવાનના એક સ્તોત્રનો સમાવેશ પણ આ ત્રીજી આવૃત્તિમાં કરવામાં આવ્યો છે.

ચાર સ્તોત્રોના ઉમેરાથી આ સ્તોત્રસંગ્રહ હવે છત્રીસ શિવસ્તોત્રોના સંચયરૂપે પ્રકાશિત થઈ રહ્યો છે. આ પ્રકાશનનો મુદ્રણખર્ચ શ્રી શ્રેયસભાઈ વિષ્ણુપ્રસાદ પંડ્યાએ સપ્રેમ આપ્યો છે, જે બદલ અમે તેમના આભારી છીએ. આગળની આવૃત્તિઓની જેમ જ આ આવૃત્તિ પણ શિવભક્તોમાં અને શિવ-તત્ત્વ-જિજ્ઞાસુઓમાં આવકાર પામશે એવી આશા અમે રાખીએ છીએ. उपासकानां त्वमुमासहायः पूर्णेन्दुभावं प्रकटीकरोषि એવી શ્રદ્ધા.

અનંતચતુર્દશી
સપ્ટેમ્બર ૨૪, ૧૯૯૯

પ્રકાશન વિભાગ
અધ્યાત્મ વિદ્યામંદિર

# અનુક્રમ

# १. प्रातःस्मरणस्तोत्रम्

(परब्रह्मणः)

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद्ब्रह्म निष्कलमहं न च भूतसङ्घः ॥ १ ॥

प्रातः - પ્રાતઃકાળે स्मरामि - સ્મરણ કરું છું हृदि - (પ્રાણીમાત્રના) હૃદયમાં संस्फुरत् - સંસ્ફુરણ કરી રહેલ, સ્વયંસ્ફુરિત आत्मतत्त्वम् - આત્મતત્ત્વ सत्-चित्-सुखम् - સચ્ચિદાનંદસ્વરૂપ परमहंसगतिम् - (આત્મ-અનાત્મવિવેક કરનાર) પરમહંસ સંન્યાસીઓની પરમગતિ तुरीयम् - તુરીય यत् - જે स्वप्न-जागर-सुषुप्तम् - સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ ત્રણે અવસ્થાઓને अवैति - જાણે છે नित्यम् - નિત્ય तत् - તે ब्रह्म - બ્રહ્મ निष्कलम् - નિષ્કલ अहम् - હું न च - નહીં કે भूतसङ्घः - પંચભૂતનો સમુદાય

(પ્રાણીમાત્રના) હૃદયમાં સ્વયં સ્ફુરી રહેલ આત્મતત્ત્વનું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું, જે સચ્ચિદાનંદસ્વરૂપ છે, પરમહંસ સંન્યાસીઓની પરમ ગતિ (અવસ્થા) છે, સ્વપ્ન-જાગ્રત-સુષુપ્તિરૂપે ત્રણે અવસ્થાઓનું સાક્ષી (પરંતુ સ્વયં ત્રણેય અવસ્થાઓથી પર) તુરીય છે, તે નિત્ય, નિષ્કલ (નિરવયવ) બ્રહ્મ (જ) હું છું, આ પંચભૂતોનો સમુદાય (શરીર) હું નથી. ૧

प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेति नेतिवचनैर्निगमा अवोचुः
तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥

प्रातः - પ્રાતઃકાળે भजामि - ભજન (ચિંતન) કરું છું मनसः - મનનું वचसाम् - વાણીનું अगम्यम् - અગમ્ય वाचः - વાણી विभान्ति - પ્રકાશિત થાય છે, પ્રતીત થાય છે निखिलाः - સમસ્ત यत्-अनुग्रहेण - જેના અનુગ્રહથી यत् - જે नेति नेति - 'આ નહીં' 'આ નહીં' वचनैः - વચનો દ્વારા निगमाः - વેદો अवोचुः - નિરૂપણ કરે છે तम् - તે देवदेवम् - દેવાધિદેવને अजम् - અજન્મા अच्युतम् - અવિનાશી आहुः - કહે છે अग्र्यम् - આદિ, સર્વશ્રેષ્ઠ

મન અને વાણીને માટે જે અગમ્ય છે, (પરંતુ) જેના અનુગ્રહથી સમસ્ત વાણી (અને ક્રિયાઓ) પ્રકાશિત થાય છે, જેનું 'આ નહીં' 'આ નહીં' એવાં (વ્યાવૃત્ત્યાત્મક) વચનો દ્વારા વેદો નિરૂપણ કરે છે, જેને (વિદ્વાનો) અજન્મા, અવિનાશી, સર્વશ્રેષ્ઠ કહે છે, તે દેવાધિદેવનું હું પ્રાતઃકાળે ભજન કરું છું. ૨

**प्रातर्नमामि तमसः परमर्कवर्णं**
**पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।**
**यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ**
**रज्ज्वां भुजङ्गम इव प्रतिभासितं वै ॥ ३ ॥**

प्रातः – પ્રાતઃકાળે नमामि – નમન કરું છું तमसः – અજ્ઞાનથી परम् – પર अर्कवर्णम् – સૂર્ય સમાન તેજસ્વી पूर्णम् – પૂર્ણ सनातनपदम् – સનાતન પદ पुरुषोत्तमाख्यम् – જે પુરુષોત્તમ નામથી ઓળખાય છે यस्मिन् – જેમાં इदम् – આ जगत् – જગત अशेषम् – સંપૂર્ણ अशेषमूर्तौ – અધિષ્ઠાનમૂર્તિમાં रज्ज्वाम् – રજ્જુમાં भुजङ्गमः – સર્પ इव – જેમ प्रतिभासितम् – પ્રતીત થાય છે वै – નિઃસંદેહ

રજ્જુમાં સર્પની જેમ આ સંપૂર્ણ જગત નિઃસંદેહપણે જે અધિષ્ઠાનમૂર્તિમાં પ્રતીત થાય છે તે અજ્ઞાનથી પર સૂર્ય સમાન સ્વયં પ્રકાશસ્વરૂપ, પૂર્ણ, 'પુરુષોત્તમ' એ નામથી ઓળખાતા સનાતન પદને હું પ્રાતઃકાળે નમન (અભેદરૂપે દર્શન) કરું છું. ૩

**श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।**
**प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥**

श्लोकत्रयम् – ત્રણ શ્લોકના સમૂહ(રૂપ સ્તોત્ર) इदम् – આ पुण्यम् – પવિત્ર लोकत्रयविभूषणम् – ત્રણે લોકના ભૂષણ સમાન प्रातःकाले – પ્રાતઃકાળે पठेत् – પઠન કરે यः तु – જે કોઈ सः – તે गच्छेत् – પ્રાપ્ત કરે છે परमम् – પરમ पदम् – પદ

ત્રણે લોકના ભૂષણ સમાન આ પવિત્ર ત્રણ શ્લોક(ના સ્તોત્ર)નું પઠન પ્રાતઃકાળે જે કોઈ (મનુષ્ય) કરે છે તેને પરમ પદની પ્રાપ્તિ થાય છે. ૪

**શ્રીશંકરાચાર્ય**

## २. प्रातःस्मरणस्तोत्रम्

(सदाशिवस्य)

**प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं**
**गङ्गाधरं वृषभवाहनमम्बिकेशम् ।**
**खट्वाङ्गशूलवरदाभयहस्तमीशं**
**संसाररोगहरमौषधमद्वितीयम् ॥ १ ॥**

प्रातः - પ્રાતઃકાળે स्मरामि - સ્મરું છું भव-भीति-हरम् - ભવભયહારી (શિવજી)ને सुरेशम् - દેવતાઓના સ્વામી गङ्गाधरम् - ગંગાધર वृषभवाहनम् - વૃષભ જેમનું વાહન છે अम्बिका-ईशम् - અંબિકાના સ્વામીને खट्वाङ्ग-शूल-वरद-अभय-हस्तम् - હાથમાં ખટ્વાંગ, ત્રિશૂળ, વરદ મુદ્રા તથા અભયમુદ્રા ધારણ કરનાર ईशम् - ઈશને संसार-रोग-हरम् - સંસારરૂપી રોગનું હરણ કરનાર औषधम् - ઔષધરૂપ अद्वितीयम् - અદ્વિતીય

જે ભવભયનું હરણ કરનાર છે, દેવોના સ્વામી છે, ગંગાજીને ધારણ કરનાર છે, વૃષભ જેમનું વાહન છે, અંબિકાના જે ઈશ છે તથા હાથમાં જે ખટ્વાંગ, ત્રિશૂળ, વરદ મુદ્રા તથા અભયમુદ્રા ધારણ કરે છે તે સંસારરૂપી રોગનું હરણ કરનાર અદ્વિતીય ઔષધરૂપ ઈશ (મહાદેવજી)નું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું. ૧

**प्रातर्नमामि गिरिशं गिरिजाऽर्धदेहं**
**सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ।**
**विश्वेश्वरं विजितविश्वमनोऽभिरामं**
**संसाररोगहरमौषधमद्वितीयम् ॥ २ ॥**

प्रातः - પ્રાતઃકાળે नमामि - નમન કરું છું गिरिशम् - પર્વતનિવાસી ગિરિશને गिरिजा-अर्धदेहम् - પર્વતપુત્રી (પાર્વતીજી) જેમનું અર્ધાંગ છે सर्ग-स्थिति-प्रलय-कारणम् - સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ आदिदेवम् - આદિદેવ विश्वेश्वरम् - વિશ્વનાથ विजितविश्व-मनः-अभिरामम् - વિશ્વવિજયી અને મનોહર संसार-रोगहरम् - સંસારરૂપી રોગનું હરણ કરનાર औषधम् - ઔષધરૂપ अद्वितीयम् - અદ્વિતીય

(ભગવતી) પાર્વતીજી જેમનું અર્ધાંગ છે, જે સંસારનાં સૃષ્ટિ, સ્થિતિ, પ્રલયનું કારણ છે, જે આદિદેવ છે, વિશ્વનાથ છે, વિશ્વવિજયી છે અને મનોહર છે, તે સંસારરૂપી રોગનું હરણ કરનાર અદ્વિતીય ઔષધરૂપ ગિરિશને હું પ્રાતઃકાળે નમન કરું છું. ૨

प्रातर्भजामि शिवमेकमनन्तमाद्यं
वेदान्तवेद्यमनघं पुरुषं महान्तम् ।
नामादिभेदरहितं षड्भावशून्यं
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ३ ॥

प्रातः - પ્રાતઃકાળે भजामि - ભજું છું शिवम् - શિવને एकम् - એક अनन्तम् - અંતરહિત आद्यम् - આદિદેવ वेदान्त-वेद्यम् - વેદાંતથી જાણવા યોગ્ય अनघम् - પાપરહિત, પાપથી અસ્પૃષ્ટ पुरुषम् - પુરુષ महान्तम् - મહાન नामादि-भेद-रहितम् - નામ આદિ ભેદોથી રહિત षड्-भावशून्यम् - છ ભાવોથી (વિકારોથી) શૂન્ય संसार-रोग-हरम् - સંસારરૂપી રોગનું હરણ કરનાર औषधम् - ઔષધરૂપ अद्वितीयम् -અદ્વિતીય

જે અંતથી રહિત છે, આદિદેવ છે, વેદાંતથી જાણવા યોગ્ય છે, પાપથી અસ્પૃષ્ટ છે (તથા) મહાન પુરુષ છે, જે નામ આદિ ભેદોથી રહિત છે તથા છ ભાવવિકારોથી શૂન્ય છે, તે સંસારરૂપી રોગનું હરણ કરનાર અદ્વિતીય ઔષધરૂપ એક શિવજીને હું પ્રાતઃકાળે ભજું છું. ૩

प्रातः समुत्थाय शिवं विचिन्त्य
श्लोकत्रयं येऽनुदिनं पठन्ति ।
ते दुःखजातं बहुजन्मसञ्चितं
हित्वा पदं यान्ति तदेव शम्भोः ॥ ४ ॥

प्रातः - પ્રાતઃકાળે समुत्थाय - ઊઠીને शिवम् - શિવને विचिन्त्य - ચિંતન કરીને, ધ્યાન કરીને श्लोकत्रयम् - ત્રણ શ્લોકના આ સમૂહને ये - જેઓ अनुदिनम् - પ્રતિદિન, દરરોજ पठन्ति - પાઠ કરે છે ते - તેઓ दुःखजातम् - દુઃખોના સમૂહને बहु-जन्म-सञ्चितम् - અનેક જન્મોના સંચિત हित्वा - ત્યાગ કરીને पदम् - પદ यान्ति - પ્રાપ્ત કરે છે तत् - તે एव - જ शम्भोः - શંભુનું

જે (મનુષ્યો દરરોજ પ્રાતઃકાળે ઊઠીને શિવજીનું ધ્યાન કરીને ત્રણ શ્લોકોના (આ સ્તોત્ર)નો પાઠ કરે છે તે અનેક જન્મોના સંચિત દુઃખસમૂહોનો ત્યાગ કરીને (તેનાથી મુક્ત થઈને) શિવજીના તે જ (કલ્યાણમય) પદને પ્રાપ્ત કરે છે. ૪

**શ્રીશંકરાચાર્ય**

# ३. श्रीगङ्गाधरसुप्रभातम्

श्रीहैमवतीसमेतश्रीगङ्गाधरेश्वरस्वामिने नमः ।

શ્રીહૈમવતી (ગંગા) સહિત શ્રીગંગાધરેશ્વર સ્વામીને નમસ્કાર.

अगजाननपद्मार्कं गजाननमहर्निशम् ।
अनेकदन्तं भक्तानामेकदन्तमुपास्महे ॥ १ ॥

પર્વતપુત્રી (अग-जा)ના મુખ (आनन)રૂપી કમળને (વિકસાવવા) માટે સૂર્ય (अर्क)સ્વરૂપ, ભક્તોને અનેક (અભીષ્ટ ફળ) પ્રદાન કરનાર તે એક દાંતવાળા હાથીના મુખવાળા (गजानन) (ભગવાન ગણપતિ)ની અમે દિવસ-રાત ઉપાસના કરીએ છીએ. ૧

प्रातःस्मरामि परमेश्वरवक्त्रपद्मं
फालाक्षकीलपरिशोषितपञ्चबाणम् ।
भस्मत्रिपुण्ड्ररचितं फणिकुण्डलास्यं
कुन्देन्दुचन्दनसुधारसमन्दहासम् ॥ २ ॥

લલાટમાંની આંખના અગ્નિ (कील)થી જેમણે કામદેવ (पञ्चबाण)ને બાળી નાખ્યો છે (परिशोषित), ભસ્મનું ત્રિપુંડ જેમણે કર્યું છે, જેમના મુખ ઉપર સાપનાં કુંડળ શોભે છે, તથા કુંદ (पुष्प), ચંદ્ર, ચંદન અને અમૃતરસ (સમાન શ્વેત, શીતળ અને મધુર) મંદસ્મિતથી જે યુક્ત છે એવા પરમેશ્વરના મુખકમળનું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું. ૨

प्रातः स्मरामि परमेश्वरबाहुदण्डा-
न्खट्वाङ्गशूलहरिणासुपिनाकयुक्तान् ।
गौरीकपोलकुचरञ्जितपत्रलेखा-
न्सौवर्णकङ्कणमणिद्युतिभासमानान् ॥ ३ ॥

ખટ્વાંગ, ત્રિશૂળ, મૃગમુદ્રા અને ઉત્તમ પિનાક ધનુષ્યથી યુક્ત, (દેવી) ગૌરીના કપોલ અને વક્ષઃસ્થળ ઉપર સુગંધિત દ્રવ્યોના લેપનો રંગ કરનાર તથા સોનાના કંકણમાંના મણિના પ્રકાશથી ચમકતા એવા, પરમેશ્વરના બાહુદંડોનું પ્રાતઃકાળે હું સ્મરણ કરું છું. ૩

प्रातः स्मरामि परमेश्वरपादपद्मं
पद्मोद्भवामरमुनीन्द्रमनोनिवासम् ।
पद्माक्षनेत्रसरसीरुहपूजनीयं
पद्माङ्कुशध्वजसरोरुहलाञ्छनाढ्यम् ॥ ४ ॥

બ્રહ્મા (पद्म-उद्भव) (આદિ) દેવો તથા શ્રેષ્ઠ મુનિઓના મન માટે નિવાસરૂપ જે કમળનયન (વિષ્ણુ)નાં નેત્રકમળથી પૂજનીય, તથા પદ્મ, અંકુશ, ધ્વજ, સરોરુહ*ના ચિહ્નોથી યુક્ત એવા પરમેશ્વરના ચરણકમળનું પ્રાતઃકાળે હું સ્મરણ કરું છું. ૪

प्रातःस्मरामि परमेश्वरपुण्यमूर्तिं
कर्पूरकुन्दधवलं गजचर्मचैलम् ।
गङ्गाधरं कनकबद्धविभासमानं
कात्यायनीतनुविभूषितवामभागम् ॥ ५ ॥

કર્પૂર અને કુંદ (પુષ્પ) જેવી શ્વેત, હાથીના ચામડાના વસ્ત્રવાળી, ગંગાને ધારણ કરનારી, સોનાના બનેલા (અલંકારો)થી શોભાયમાન, (દેવી) કાત્યાયનીના દેહથી શોભતા વામ અંગવાળી પરમેશ્વરની પવિત્ર મૂર્તિનું પ્રાતઃકાળે હું સ્મરણ કરું છું. ૫

प्रातः स्मरामि परमेश्वरपुण्यनाम
श्रेयःप्रदं सकलदुःखविनाशहेतुम् ।
संसारतापशमनं कलिकल्मषघ्नं
गोकोटिदानफलदं स्मरणेन पुंसाम् ॥ ६ ॥

સ્મરણ કરવાથી મનુષ્યોને કલ્યાણ પ્રદાન કરનાર, સમસ્ત દુઃખોના વિનાશ માટે કારણભૂત, સંસારના તાપને શાંત કરનાર, કળિકાળનાં પાપોનો નાશ કરનાર, કરોડો ગાયોના દાનથી જે ફળ મળે તે ફળ આપનાર (એવા) પરમેશ્વરના પવિત્ર નામનું પ્રાતઃકાળે હું સ્મરણ કરું છું. ૬

भवाय चन्द्रचूडाय निर्गुणाय गुणात्मने ।
कालकालाय रुद्राय नीलग्रीवाय मङ्गलम् ॥ ७ ॥

ભવ, ચંદ્રચૂડ (જટામાં ચંદ્રને ધારણ કરનાર), નિર્ગુણ, ગુણસ્વરૂપ, કાળના કાળ, રુદ્ર, નીલકંઠનું મંગળ થાઓ. ૭

वृषारूढाय भीमाय व्याघ्रचर्माम्बराय च ।
पशूनां पतये तुभ्यं गौरीकान्ताय मङ्गलम् ॥ ८ ॥

---

* પદ્મ અને સરોરુહ બંને શબ્દના એકબીજાથી જુદા અર્થ થતા હોય તો તે જાણી શકાયા નથી. બંને શબ્દોનો અર્થ 'કમળ' થતો જોવા મળે છે.

વૃષારૂઢ (નંદિ પર સવારી કરનાર), ભીમ (ભયંકર), વાઘનું ચામડું પહેરનાર, પશુઓના પતિ આપ ગૌરીકાંતનું મંગળ થાઓ. ૮

भस्मोद्धूलितदेहाय व्यालयज्ञोपवीतिने ।
रुद्राक्षमालाभूषाय व्योमकेशाय मङ्गलम् ॥ ९ ॥

ભસ્મથી લિપ્ત દેહવાળા, સાપના યજ્ઞોપવીતવાળા, રુદ્રાક્ષની માળાથી વિભૂષિત, વ્યોમકેશનું મંગળ થાઓ. ૯

सूर्यचन्द्राग्निनेत्राय नमः कैलासवासिने ।
सच्चिदानन्दरूपाय प्रमथेशाय मङ्गलम् ॥ १० ॥

સૂર્ય, ચંદ્ર અને અગ્નિ જેમનાં નેત્ર છે, (તથા) કૈલાસમાં જે વાસ કરે છે તે (ભગવાન ગંગાધરેશ્વર)ને નમસ્કાર. સચ્ચિદાનંદસ્વરૂપ અને પ્રમથ ગણોના સ્વામીનું મંગળ થાઓ. ૧૦

मृत्युञ्जयाय साम्बाय सृष्टिस्थित्यन्तकारिणे ।
त्र्यम्बकाय च शान्ताय त्रिलोकेशाय मङ्गलम् ॥ ११ ॥

મૃત્યુંજય, અંબા સહિતના, સૃષ્ટિ-સ્થિતિ-સંહાર કરનારા, ત્રણ નેત્રોવાળા, શાંત (અને) જે ત્રણે લોકના સ્વામી છે તેમનું મંગળ થાઓ. ૧૧

गङ्गाधराय सोमाय नमो हरिहरात्मने ।
उग्राय त्रिपुरघ्नाय वामदेवाय मङ्गलम् ॥ १२ ॥

ગંગાધર, સોમ (અને) હરિહરરૂપને નમસ્કાર. જે ઉગ્ર છે અને ત્રિપુરાસુરના નાશક છે (એવા) વામદેવનું મંગળ થાઓ. ૧૨

सद्योजाताय शर्वाय दिव्यज्ञानप्रदायिने ।
ईशानाय नमस्तुभ्यं पञ्चवक्त्राय मङ्गलम् ॥ १३ ॥

સદ્યોજાત, શર્વ અને દિવ્ય જ્ઞાન પ્રદાન કરનાર ઈશાનને નમસ્કાર. પાંચ મુખવાળા આપનું મંગળ થાઓ. ૧૩

सदाशिवस्वरूपाय नमस्तत्पुरुषाय च ।
अघोराय च घोराय महादेवाय मङ्गलम् ॥ १४ ॥

સદાશિવસ્વરૂપને અને તત્પુરુષને નમસ્કાર. અઘોર અને ઘોરસ્વરૂપ મહાદેવનું મંગળ થાઓ. ૧૪

## ૪. प्रार्थना

शिवं शान्तं शुद्धं प्रकटमकलङ्कं श्रुतितनुं
महेशानं शम्भुं सकलसुरसंसेव्यचरणम् ।
गिरीशं गौरीशं भवभयहरं निष्कलमजं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ १ ॥

(જે) શિવ, શાંત, શુદ્ધ, પ્રગટ (મૂર્ત), નિર્મળ, શ્રુતિરૂપી શરીરધારી, મહા ઈશાન અને શંભુ છે, જેમનાં ચરણ સર્વ દેવોથી સેવિત છે, (જે) ગિરીશ (પર્વત પર નિવાસ કરનારા) છે, (જે) ગૌરીશ (ગૌરીના ઈશ), ભવભયને હરનાર, નિષ્કળ (કળારહિત), અજન્મા, મહાદેવ છે, જે શરણાગત ભક્તના તાપનું ઉપશમન કરનાર છે, તેમને હું વંદું છું. ૧

त्वमेकः शुद्धोऽसि त्वयि निगमबाह्या मलमयं
प्रपञ्चं पश्यन्ति भ्रमपरवशाः पापनिरताः ।
बहिस्तेभ्यः कृत्वा स्वपदशरणं मां नय विभो
शरण्यं त्वां प्राप्तस्तवचरणसेवासुनिरतः ॥ २ ॥

આપ એક, શુદ્ધ છો, વૈદિક સંપ્રદાયથી બાહ્ય એવા લોકો આપનામાં (મળમય) દુષ્ટ પ્રપંચને જુએ છે. તેમનાથી જુદો કરીને (ગણીને) હે વિભુ ! આપના ચરણશરણમાં મને દોરી જાઓ. આપના ચરણની સેવામાં સારી રીતે લાગેલો હું આપના શરણમાં આવ્યો છું. ૨

कदाऽहं भो शम्भो नियतमनसा त्वां हर भज-
न्नभद्रे संसारे ह्यनवरतदुःखेति विरसः ।
लभेयं तां शान्तिं परममुनिभिर्या ह्यधिगता
दयां कृत्वा मे त्वं वितर सुखशान्तिं भयहर ॥ ३ ॥

હે કલ્યાણકારી ! હે હર ! અભદ્ર તથા નિરંતર દુઃખથી ભરેલા એવા આ સંસારથી વિરક્ત થઈને નિયત મનથી આપનું ભજન કરતો હું પરમ મુનિઓએ જેને પ્રાપ્ત કરી છે તે શાંતિ ક્યારે પામીશ ? મારા પર દયા કરીને, હે ભયનું હરણ કરનાર! આપ મને સુખ-શાંતિ આપો. ૩

## ५. द्वादशज्योतिर्लिङ्गस्तोत्रम् १

सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोङ्कारममलेश्वरम् ॥ १ ॥

સૌરાષ્ટ્રમાં સોમનાથ અને શ્રીશૈલ ઉપર મલ્લિકાર્જુન, ઉજ્જૈનમાં મહાકાળ, ઓંકારેશ્વર અથવા અમલેશ્વર, ૧

परल्यां वैद्यनाथं च डाकिन्यां भीमशङ्करम् ।
सेतुबन्धे तु रामेशं नागेशं दारुकावने ॥ २ ॥

પરલીમાં વૈદ્યનાથ અને ડાકિનીમાં ભીમશંકર, સેતુબંધમાં રામેશ્વર અને દારુકાવનમાં નાગેશ્વર, ૨

वाराणस्यां तु विश्वेशं त्र्यम्बकं गौतमीतटे ।
हिमालये तु केदारं घुश्मेशं च शिवालये ॥ ३ ॥

જ્યારે વારાણસીમાં વિશ્વેશ્વર, ગૌતમી (ગોદાવરી) નદીના કિનારે ત્ર્યંબકેશ્વર, હિમાલયમાં કેદારેશ્વર અને  શિવાલયમાં ઘુશ્મેશ્વર, ૩

एतानि ज्योतिर्लिङ्गानि सायं प्रातः पठेन्नरः ।
सप्तजन्मकृतं पापं स्मरणेन विनश्यति ॥ ४ ॥

જે મનુષ્ય પ્રતિદિન પ્રાતઃકાળે અને સંધ્યાકાળે આ બાર જ્યોતિર્લિંગ(નાં નામ)નો પાઠ કરે છે તેનાં સાત જન્મોમાં કરેલાં  પાપ (આ લિંગોના) સ્મરણમાત્રથી નાશ પામે છે. ૪

# ६. शिवमानसपूजा

रत्नैः कल्पितमासनं हिमजलैः स्नानं च दिव्याम्बरं
नानारत्नविभूषितं मृगमदामोदाङ्कितं चन्दनम् ।
जातीचम्पकबिल्वपत्ररचितं पुष्पं च धूपं तथा
दीपं देव दयानिधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥ १ ॥

रत्नैः - રત્નોથી कल्पितम् - જડિત आसनम् - આસન, સિંહાસન हिमजलैः - શીતળ જળ વડે स्नानम् - સ્નાન च - અને दिव्याम्बरम् - દિવ્ય વસ્ત્રો नानारत्नविभूषितम् - અનેક પ્રકારનાં રત્નોથી વિભૂષિત मृगमद-आमोद-अङ्कितम् - કસ્તૂરીની સુવાસથી સુવાસિત चन्दनम् - (મલયગિરિનું) ચંદન जाती-चम्पक-बिल्वपत्र-रचितम् - જૂઈ, ચંપો અને બિલ્વપત્રરચિત पुष्पम् - પુષ્પમાળા च - અને धूपम् - ધૂપ तथा - તથા दीपम् - દીપ देव - હે દેવ दयानिधे - હે દયાનિધિ पशुपते - હે પશુપતિ हृत्-कल्पितम् - માનસિક गृह्यताम् - સ્વીકારો

હે દેવ ! હે દયાનિધિ ! આ રત્નજડિત સિંહાસન, શીતળ જળથી સ્નાન, અનેક પ્રકારનાં રત્નોથી વિભૂષિત દિવ્ય વસ્ત્ર, કસ્તૂરીની સુવાસથી સુવાસિત મલયગિરિનું ચંદન, જૂઈ, ચંપો અને બિલ્વપત્રથી રચિત પુષ્પમાળા, ધૂપ અને દીપ — આ સર્વ માનસિક (પૂજોપહાર કૃપા કરીને) ગ્રહણ કરો. ૧

सौवर्णे नवरत्नखण्डरचिते पात्रे घृतं पायसं
भक्ष्यं पञ्चविधं पयोदधियुतं रम्भाफलं पानकम् ।
शाकानामयुतं जलं रुचिकरं कर्पूरखण्डोज्ज्वलं
ताम्बूलं मनसा मया विरचितं भक्त्या प्रभो स्वीकुरु ॥ २ ॥

सौवर्णे - સુવર્ણના नव-रत्नखण्ड-रचिते - નવીન રત્નખંડોથી જડિત पात्रे - પાત્રમાં घृतम् - ઘી पायसम् - ખીર भक्ष्यम् - વ્યંજન पञ्चविधम् - પાંચ પ્રકારનાં पयस्-दधियुतम् - દૂધ-દહીં સહિત रम्भाफलम् - કેળાં पानकम् - શરબત शाकानाम् अयुतम् - દશ સહસ્ર અર્થાત્ અનેક પ્રકારનાં શાક जलम् - જળ रुचिकरम् - મધુર, પવિત્ર कर्पूर-खण्ड-उज्ज्वलम् - કર્પૂરથી સુવાસિત ताम्बूलम् - તાંબૂલ मनसा - મન દ્વારા मया - મારા વડે विरचितम् - વિરચિત भक्त्या - ભક્તિપૂર્વક प्रभो - હે પ્રભુ स्वीकुरु - સ્વીકારો

હે પ્રભુ ! મેં નવીન રત્નખંડોથી જડિત સોનાના પાત્રમાં ઘી-મિશ્રિત ખીર, દૂધ, અને દહીં સહિત પાંચ પ્રકારનાં વ્યંજન, કેળાં, શરબત, અનેક પ્રકારનાં શાક, કર્પૂરથી સુવાસિત મીઠું પવિત્ર જળ અને તાંબૂલ – આ સર્વ (ઉપકરણ) મન દ્વારા ભક્તિપૂર્વક રચીને (આપને પ્રસ્તુત કર્યું છે). (કૃપા કરીને એમનો) સ્વીકાર કરો. ૨

**छत्रं चामरयोर्युगं व्यजनकं चादर्शकं निर्मलं**
**वीणाभेरीमृदङ्गकाहलकला गीतं च नृत्यं तथा ।**
**साष्टाङ्गं प्रणतिः स्तुतिर्बहुविधा ह्येतत्समस्तं मया**
**सङ्कल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥ ३ ॥**

छत्रम् - છત્ર चामरयोः युगम् - બે ચામર व्यजनकम् - પંખો च - અને आदर्शकम् - દર્પણ निर्मलम् - નિર્મળ वीणा-भेरी-मृदङ्ग-काहलकला - વીણા, ભેરી, મૃદંગ, દુંદુભિ આદિ વાદ્યો(નો ધ્વનિ) गीतम् - ગીત च - અને नृत्यम् - નૃત્ય तथा - તથા साष्टाङ्गम् - સાષ્ટાંગ प्रणतिः - પ્રણામ स्तुतिः - સ્તુતિ बहुविधा - નાનાવિધ हि - ખરેખર एतत् - આ समस्तम् - સર્વ मया - મારા વડે सङ्कल्पेन - સંકલ્પ વડે समर्पितम् - સમર્પિત तव - આપને विभो - હે વિભુ (વ્યાપક) पूजाम् - પૂજા गृहाण - સ્વીકાર કરો प्रभो - હે પ્રભુ

છત્ર, બે ચામર, પંખા, નિર્મળ દર્પણ, વીણા, ભેરી, મૃદંગ, દુંદુભિ એ સર્વ વાદ્યોનું સંગીત, ગીત અને નૃત્ય, સાષ્ટાંગ પ્રણામ તથા નાનાવિધ સ્તુતિ – આ સર્વ હું સંકલ્પથી જ આપને સમર્પિત કરું છું. હે સર્વવ્યાપી ભગવાન ! કૃપા કરીને એનો સ્વીકાર કરો. ૩

**आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं**
**पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः ।**
**सञ्चारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो**
**यद्यत्कर्म करोमि तत्तदखिलं शम्भो तवाराधनम् ॥ ४ ॥**

आत्मा - આત્મા त्वम् - આપ गिरिजा - હિમાલય પર્વતનાં પુત્રી પાર્વતીજી मतिः - બુદ્ધિ सहचराः - સેવકો प्राणाः - પ્રાણ, ઇન્દ્રિયો शरीरम् - શરીર गृहम् - નિવાસસ્થાન पूजा - પૂજા ते (तव) - આપની विषय-उपभोग-रचना - સંપૂર્ણ વિષય ઉપભોગની રચના निद्रा - નિદ્રા समाधि-स्थितिः - સમાધિની સ્થિતિ सञ्चारः - ચલન, હરવુંફરવું पदयोः - બે પગનો प्रदक्षिणविधिः - પરિક્રમા स्तोत्राणि - સ્તોત્રો सर्वाः - સર્વ गिरः - વાણી यद् यद् - જે જે कर्म - કર્મ करोमि - કરું છું तत्

तद् - ते ते अखिलम् - सर्व शम्भो - હે શંભુ तव - આપની आराधनम् - આરાધના

હે શંભુ! મારો આત્મા એ (સાક્ષાત્) આપ જ છો, મારી બુદ્ધિ એ પાર્વતીજી છે, મારા પ્રાણ (ઇન્દ્રિયો) આપના સેવકગણ છે, મારો દેહ (આપનું) નિવાસસ્થાન (અર્થાત્ મંદિર) છે, સંપૂર્ણ વિષયભોગની રચના (ઉપભોગ) આપની (ષોડશોપચાર) પૂજા છે, (જ્યાં આપની સાથે મિલન થાય છે તે) નિદ્રા સમાધિની સ્થિતિ જ છે, પગ દ્વારા હરવુંફરવું એ (આપની) પરિક્રમા જ છે. સર્વ વાણી (જે કાંઈ હું બોલું છું તે ) (આપનાં) સ્તોત્ર જ છે. (આ રીતે) હું જે જે પણ કર્મ કરું છું તે તે આપની આરાધના જ છે. ૪

**करचरणकृतं वाक्कायजं कर्मजं वा**
**श्रवणनयनजं वा मानसं वापराधम् ।**
**विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व**
**जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥ ५ ॥**

હાથ, પગ, વાણી, શરીર, કર્મ, કર્ણ, ચક્ષુ કે મનથી જે અપરાધ થયા હોય તે વિહિત હોય કે અવિહિત; એ સર્વ માટે, હે કરુણાસાગર, હે મહાદેવ, હે શંભુ, મને ક્ષમા કરો. આપનો જય થાઓ, જય થાઓ. ૫

શ્રીશંકરાચાર્ય

# ७. शिवपञ्चाक्षरस्तोत्रम्

नागेन्द्रहाराय त्रिलोचनाय
भस्माङ्गरागाय महेश्वराय ।
नित्याय शुद्धाय दिगम्बराय
तस्मै 'न'काराय नमः शिवाय ॥ १ ॥

नागेन्द्रहाराय - જેમના કંઠમાં શેષનાગરૂપી હાર છે त्रिलोचनाय - સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી ત્રણ જેમનાં નેત્રો છે भस्म-अङ्गरागाय - અંગ પર જે ભસ્મનું લેપન કરે છે महेश्वराय - મહેશ્વર नित्याय - નિત્ય शुद्धाय - શુદ્ધ दिगम्बराय - દિશાઓરૂપી વસ્ત્ર જે ધારણ કરે છે, જે નગ્ન છે तस्मै - તે नकाराय - 'ન'કાર સ્વરૂપ नमः - નમસ્કાર शिवाय - શિવજીને

જેમના કંઠમાં શેષનાગરૂપી હાર છે, જેમનાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી ત્રણ નેત્રો છે, અંગ પર ભસ્મનું જે લેપન કરે છે, દિશાઓ જેમનાં વસ્ત્ર છે (અર્થાત્ જે નગ્ન છે) તે નિત્ય, શુદ્ધ, મહેશ્વર, 'ન'કારસ્વરૂપ શિવજીને નમસ્કાર. ૧

मन्दाकिनीसलिलचन्दनचर्चिताय
नन्दीश्वरप्रमथनाथमहेश्वराय ।
मन्दारपुष्पबहुपुष्पसुपूजिताय
तस्मै 'म'काराय नमः शिवाय ॥ २ ॥

मन्दाकिनी-सलिल-चन्दन-चर्चिताय - ગંગાજળ અને ચંદનથી જેમની પૂજા થઈ છે नन्दीश्वर-प्रमथनाथ-महेश्वराय - નંદિના ઈશ્વર, પ્રમથ ગણોના સ્વામી, મહેશ્વર मन्दार-पुष्प-बहुपुष्प-सुपूजिताय - મંદાર પુષ્પ તથા અન્ય અનેક પુષ્પોથી જેમની સુંદર અર્ચના થઈ છે तस्मै - તે मकाराय - 'મ'કારસ્વરૂપ नमः - નમસ્કાર शिवाय - શિવજીને

ગંગાજળ અને ચંદનથી જેમની પૂજા થઈ છે, મંદાર પુષ્પ તથા અન્ય અનેક પુષ્પોથી જેમની સુંદર અર્ચના થઈ છે, તે નંદિના અધિપતિ, પ્રમથ ગણોના સ્વામી, મહેશ્વર, 'મ'કારસ્વરૂપ શિવજીને નમસ્કાર. ૨

शिवाय गौरीवदनाब्जवृन्द-
सूर्याय दक्षाध्वरनाशकाय ।
श्रीनीलकण्ठाय वृषध्वजाय
तस्मै 'शि'काराय नमः शिवाय ॥ ३ ॥

शिवाय - પરમ કલ્યાણસ્વરૂપ गौरी-वदन-अब्ज-वृन्द-सूर्याय - પાર્વતીજીના મુખકમળને પ્રફુલ્લિત કરવાને માટે જે સૂર્યસ્વરૂપ છે दक्ष-अध्वर-नाशकाय - દક્ષના યજ્ઞનો નાશ કરનાર श्रीनीलकण्ठाय - શ્રીનીલકંઠ वृषध्वजाय - જેમની ધજામાં વૃષભનું ચિહ્ન છે અથવા વૃષભ જેમનું વાહન છે तस्मै - તે शिकाराय - 'શિ'કારસ્વરૂપ नमः - નમસ્કાર शिवाय - શિવજીને

જે પરમ કલ્યાણસ્વરૂપ છે, પાર્વતીજીના મુખકમળને પ્રફુલ્લિત કરવા માટે જે સૂર્યસ્વરૂપ છે, જે દક્ષના યજ્ઞનો નાશ કરનારા છે, જેમની ધજામાં વૃષભનું ચિહ્ન છે એવા શોભાયમાન નીલકંઠ 'શિ'કારસ્વરૂપ શિવજીને નમસ્કાર. ૩

वसिष्ठकुम्भोद्भवगौतमार्य-
मुनीन्द्रदेवार्चितशेखराय ।
चन्द्रार्कवैश्वानरलोचनाय
तस्मै 'व'काराय नमः शिवाय ॥ ४ ॥

वसिष्ठ-कुम्भोद्भव-गौतमार्य-मुनीन्द्र-देव-अर्चित-शेखराय - વસિષ્ઠ, અગસ્ત્ય, ગૌતમ આદિ શ્રેષ્ઠ મુનિઓ તથા ઇંદ્રાદિ દેવતાઓ વડે જેમના મસ્તકની પૂજા થયેલી છે चन्द्र-अर्क-वैश्वानर-लोचनाय - ચંદ્ર, સૂર્ય અને અગ્નિ જેમનાં નેત્ર છે तस्मै - તે वकाराय - 'વ'કારસ્વરૂપ नमः - નમસ્કાર शिवाय - શિવજીને

વસિષ્ઠ, અગસ્ત્ય અને ગૌતમાદિ શ્રેષ્ઠ મુનિઓ તથા ઇંદ્રાદિ દેવતાઓ વડે જેમના મસ્તકની પૂજા થયેલી છે; ચંદ્ર, સૂર્ય અને અગ્નિ જેમનાં નેત્ર છે, એ 'વ'કારસ્વરૂપ શિવજીને નમસ્કાર. ૪

यक्षस्वरूपाय जटाधराय
पिनाकहस्ताय सनातनाय ।
दिव्याय देवाय दिगम्बराय
तस्मै 'य'काराय नमः शिवाय ॥ ५ ॥

यक्षस्वरूपाय - જેમણે યક્ષનું સ્વરૂપ ધારણ કર્યું છે जटाधराय - જે જટાધારી છે पिनाकहस्ताय - જેમના હાથમાં પિનાક ધનુષ્ય છે सनातनाय - સનાતન दिव्याय - દિવ્ય देवाय - દેવ दिगम्बराय - દિગંબર तस्मै - તે यकाराय - 'ય'કારસ્વરૂપ नमः - નમસ્કાર शिवाय - શિવજીને

જેમણે યક્ષનું સ્વરૂપ ધારણ કર્યું છે, જે જટાધારી છે, જેમના હાથમાં પિનાક ધનુષ્ય છે, જે દિવ્ય સનાતન પુરુષ છે, એ દિગંબર દેવ 'ય'કારસ્વરૂપ શિવજીને નમસ્કાર. ૫

**पञ्चाक्षरमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ६ ॥**

पञ्चाक्षरम् - પંચાક્ષર(સ્તોત્ર) इदम् - આ पुण्यम् - પવિત્ર यः - જે पठेत् - પાઠ કરે છે शिवसन्निधौ - શિવજીની સમીપ शिवलोकम् - શિવલોક अवाप्नोति - પ્રાપ્ત કરે છે शिवेन सह - શિવજીની સાથે मोदते - આનંદ માણે છે

શિવજીની સમીપ આ પવિત્ર પંચાક્ષર સ્તોત્રનો જે પાઠ કરે છે તે શિવલોક પ્રાપ્ત કરે છે અને ત્યાં શિવજીની સાથે આનંદ માણે છે. ૬

શ્રીશંકરાચાર્ય

## ८. मार्गबन्धुशिवस्तुतिः

शम्भो महादेव देव
शिव शम्भो महादेव देवेश शम्भो
शम्भो महादेव देव ॥

હે શંભુ, હે મહાદેવ, હે દેવ, હે શિવ, હે શંભુ, હે મહાદેવ, હે દેવેશ, હે શંભુ, હે શંભુ, હે મહાદેવ, હે દેવ.

पादावनम्रत्किरीटं
फालनेत्रार्चिषा दग्धपञ्चेषुकीटम् ।
शूलाहतारातिकूटं
शुद्धमर्धेन्दुचूडं भजे मार्गबन्धुम् ॥ १ ॥

જેમના ચરણમાં મુગટ (મુગટધારીઓ) નમે છે, લલાટમાંના નેત્રના અગ્નિ વડે જેમણે પાંચ બાણ ધરાવતા (કામદેવરૂપી) કીટને બાળી નાખ્યો છે, શત્રુ-સમૂહ (દુ:ખસમૂહ)ને જેણે ત્રિશૂળ વડે હણ્યો છે (ત્રિશૂળ વડે શત્રુઓ/દુ:ખોના સમૂહોને છેદી નાખ્યા છે), આવા શુદ્ધ, જટામાં અર્ધ ચંદ્રને ધારણ કરનારા માર્ગબંધુ (શિવજી)ને હું ભજું છું. ૧

अङ्गे विराजद्भुजङ्ग -
मभ्रगङ्गातरङ्गाभिरामोत्तमाङ्गम् ।
ओङ्कारवाटीकुरङ्गं
सिद्धसंसेविताङ्घ्रिं भजे मार्गबन्धुम् ॥ २ ॥

જેમના અંગ ઉપર સર્પ શોભે છે, જેમનું મસ્તક આકાશગંગાના તરંગોથી સુંદર છે, જે ઓંકારરૂપી ઉદ્યાન(માં વિહાર કરનારા) હરણરૂપ છે, તથા સિદ્ધ પુરુષો જેમના ચરણ સેવે છે તે માર્ગબંધુને હું નમું છું. ૨

नित्यं चिदानन्दरूपं
निह्नताशेषलोकेशवैरिप्रतापम् ।
कार्तस्वरागेन्द्रचापं
कृत्तिवासं भजे दिव्यसन्मार्गबन्धुम् ॥ ३ ॥

નિત્ય, ચિદાનંદરૂપ, બધા લોકપાલોના શત્રુ (રાવણ)ના પ્રતાપને જેમણે ઝાંખો પાડ્યો છે તેવા, સોના જેવા (कार्तस्वर)ના ઉત્તમ પર્વત (अगेन्द्र = सुमेरु)નું ધનુષ્ય ધારણ કરનાર અને હાથીના ચામડાનું વસ્ત્ર ધારણ કરનાર દિવ્ય સન્માર્ગબંધુને હું ભજું છું. ૩

कन्दर्पदर्पघ्नमीशं
कालकण्ठं महेशं महाव्योमकेशम् ।
कुन्दाभदन्तं सुरेशं
कोटिसूर्यप्रकाशं भजे मार्गबन्धुम् ॥ ४ ॥

કામદેવના દર્પનો નાશ કરનાર, ઈશ, કંઠમાં વિષ ધારણ કરનાર, મહેશ, મહાકાશરૂપી કેશવાળા, કુંદ પુષ્પ જેવા સફેદ દાંતવાળા, દેવોના પણ દેવ, તથા કરોડો સૂર્ય સમાન પ્રકાશમાન માર્ગબંધુને હું ભજું છું. ૪

मन्दारभूतेरुदारं
मन्दरागेन्द्रसारं महागौर्यदूरम् ।
सिन्धोरदूरप्रचारं
सिन्धुराजातिधीरं भजे मार्गबन्धुम् ॥ ५ ॥

સ્વર્ગ (मन्दार)ની વિભૂતિ(રૂપ કલ્પવૃક્ષ) કરતાં પણ ઉદાર, મંદર (નામના) પર્વતશ્રેષ્ઠ (अगेन्द्र)ના સારરૂપ (અર્થાત્ જેમને લીધે મંદરાચળ છે), મહાગૌરી જેમનાથી બહુ દૂર નથી તેવા (અર્થાત્ હંમેશાં પાર્વતીજીના સાંનિધ્યમાં વિરાજમાન), સમુદ્ર (सिन्धु)ના ઊંડાણ (उर)માં ગતિ કરનારા અથવા ચારે સમુદ્રો પર્યંત જેમના યશ અને પ્રભાવનો પ્રચાર છે તેવા અને શ્રેષ્ઠ સમુદ્ર (सिन्धुराज) જેવા અતિ ધીર માર્ગબંધુને હું ભજું છું. ૫

अप्पय्ययज्वेन्द्रगीतं
स्तोत्ररत्नं पठेद्यस्तु भक्त्या प्रयाणे ।
तस्यार्थसिद्धिं विधत्ते
मार्गमध्येऽभयं चाशुतोषो महेशः ॥ ६ ॥

અપ્પય્ય યજ્વેન્દ્રના ગાયેલ (આ) સ્તોત્રરત્નનો પાઠ પ્રયાણ સમયે જે કરે છે તેને આશુતોષ મહેશ અર્થસિદ્ધિ આપે છે (તેની ઇચ્છા પૂરી કરે છે) અને માર્ગમાં અભય આપે છે. ૬

અપ્પય્ય યજ્વેન્દ્ર

## १. शिवषडक्षरस्तोत्रम्

ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥

બિંદુથી સંયુક્ત ઓંકારનું યોગીઓ હંમેશાં ધ્યાન કરે છે. સર્વ કામના પ્રદાન કરનાર અને મોક્ષનું પણ પ્રદાન કરનાર ઓંકારને વારંવાર નમસ્કાર. ૧

नमन्ति ऋषयो देवा नमन्त्यप्सरसां गणाः ।
नरा नमन्ति देवेशं नकाराय नमो नमः ॥ २ ॥

જે દેવેશને ઋષિઓ અને દેવો નમસ્કાર કરે છે, અપ્સરાઓના સમૂહો નમસ્કાર કરે છે અને મનુષ્યો નમસ્કાર કરે છે તે 'ન'કારસ્વરૂપ (ભગવાન શિવજી)ને વારંવાર નમસ્કાર. ૨

महादेवं महात्मानं महाध्यानपरायणम् ।
महापापहरं देवं मकाराय नमो नमः ॥ ३ ॥

મહાદેવ, મહાત્મા, સમાધિમાં પરાયણ, મહાપાપહર એવા 'મ'કારસ્વરૂપ દેવને વારંવાર નમસ્કાર. ૩

शिवं शान्तं जगन्नाथं लोकानुग्रहकारकम् ।
शिवमेकपदं नित्यं शिकाराय नमो नमः ॥ ४ ॥

શિવ, શાંત, જગન્નાથ, લોકો પર અનુગ્રહ કરનાર, એકમાત્ર કલ્યાણકારી પદ તેમ જ નિત્ય એવા 'શિ'કારસ્વરૂપ દેવને વારંવાર નમસ્કાર. ૪

वाहनं वृषभो यस्य वासुकिः कण्ठभूषणम् ।
वामे शक्तिधरं देवं वकाराय नमो नमः ॥ ५ ॥

નંદિ જેમનું વાહન છે, વાસુકિ નાગ જેમના કંઠનું ભૂષણ છે, દેહના વામ ભાગમાં જેમણે શક્તિને ધારણ કર્યા છે, એવા 'વ'કારસ્વરૂપ દેવને વારંવાર નમસ્કાર. ૫

**यत्र यत्र स्थितो देवः सर्वव्यापी महेश्वरः ।**
**यो गुरुः सर्वदेवानां यकाराय नमो नमः ॥ ६ ॥**

જ્યાં જ્યાં (અર્થાત્ સર્વત્ર) સર્વવ્યાપી દેવ મહેશ્વર સ્થિત છે અને જે સર્વ દેવોના ગુરુ છે, તેવા 'ય'કારસ્વરૂપ દેવને વારંવાર નમસ્કાર. ૬

**षडक्षरमिदं स्तोत्रं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ७ ॥**

આ છ અક્ષરવાળા સ્તોત્રનું પઠન શિવજીની સમીપ જે કરે છે તે શિવલોક પ્રાપ્ત કરે છે અને શિવજીની સાથે આનંદ કરે છે. ૭

## हरिशङ्करस्तुतिः

भ्रमापनोदाय भिदावदानामद्वैतमुद्रामिह दर्शयन्तौ ।
आराध्य देवौ हरिशङ्करौ स द्व्यर्थाभिरित्यर्चयति स्म वाग्भिः ॥ १ ॥

ભેદવાદીઓના ભ્રમને દૂર કરવા માટે આ લોકમાં અદ્વૈતવાદને દર્શાવનારા હરિ અને શંકર આ બે દેવતાઓની પૂજા કરીને તેમણે (ભગવાન શંકરાચાર્યે) (વિષ્ણુપરક અને શિવપરક) એમ બે અર્થવાળાં વચનોથી એમની સ્તુતિ કરી. (જેમાંથી અહીં શિવપરક અર્થ લેવામાં આવ્યા છે). ૧

→ પૃ. ૫૫

## १०. आर्तत्राणस्तोत्रम्

क्षीराम्भोनिधिमन्थनोद्भवविषात्सन्दह्यमानान्सुरा-
न्ब्रह्मादीनवलोक्य यः करुणया हालाहलाख्यं विषम् ।
निश्शङ्कं निजलीलया कवलयन्लोकान्ररक्षादरा-
दार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ १ ॥

ક્ષીરસમુદ્રના મંથનથી ઉદ્ભવેલા વિષથી સારી પેઠે બળી રહેલા બ્રહ્માદિ દેવોને જોઈને હળાહળ નામના વિષને કોઈ શંકા વગર પોતાની લીલાથી ખાઈ લેતાં જેમણે સર્વ લોકની આદરથી (પ્રેમથી) રક્ષા કરી તે, દુઃખીના રક્ષણમાં પરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે (મારી ગતિ થાઓ). ૧

क्षीरं स्वादु निपीय मातुलगृहे गत्वा स्वकीयं गृहं
क्षीरालाभवशेन खिन्नमनसे घोरं तपः कुर्वते ।
कारुण्यादुपमन्यवे निरवधिं क्षीराम्बुधिं दत्तवा-
नार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ २ ॥

મામાને ઘેર રહીને મધુર દૂધ પીને પોતાને ઘેર જઈ (એવું મધુર) દૂધ ન મળવાથી ખિન્ન મનવાળા થઈને ઘોર તપ કરનારા ઉપમન્યુને કરુણાથી અપાર ક્ષીરસાગર જેમણે આપ્યો તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૨

मृत्युं वक्षसि ताडयन्निजपदध्यानैकभक्तं मुनिं
मार्कण्डेयमपालयत्करुणया लिङ्गाद्विनिर्गत्य यः ।
नेत्राम्भोजसमर्पणेन हरयेऽभीष्टं रथाङ्गं ददौ
आर्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ३ ॥

એકમાત્ર પોતાના ચરણના ધ્યાનમાં લાગેલા ભક્ત મુનિ માર્કંડેયને લિંગમાંથી બહાર આવીને મૃત્યુની છાતી પર આઘાત કરીને કરુણાથી જેમણે રક્ષ્યા (અને) નેત્રકમળથી પૂજા કરવાના (ફળરૂપે) હરિને અભીષ્ટ (સુદર્શનં) ચક્ર જેમણે આપ્યું તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૩

ऊढं द्रोणजयद्रथादिरथिकैः सैन्यं महत्कौरवं
दृष्ट्वा कृष्णसहायवन्तमपि तं भीतं प्रपन्नार्तिहा ।
पार्थं रक्षितवानमोघविषयं दिव्यास्त्रमुद्घोषय-
न्नार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ४ ॥

દ્રોણ, જયદ્રથ વગેરે રથીઓ વડે મહાન કૌરવસેના દોરાતી હતી તે જોઈને, શરણાગતના દુઃખનો નાશ કરનારા જેમણે તે ભયભીત પાર્થની, શ્રીકૃષ્ણની સહાય તેને હતી તે છતાં, અમોઘ-વિષય દિવ્યાસ્ત્રની ઘોષણા કરીને (આપીને) રક્ષા કરી. તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૪

बालं शैवकुलोद्भवं परिहसत्स्वज्ञातिपक्षाकुलं
खिद्यन्तं तव मूर्ध्नि पुष्पनिचयं दातुं समुद्यत्करम् ।
दृष्ट्वाऽनम्य विरिञ्चिरम्यनगरे पूजां त्वदीयां भज-
न्नार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ५ ॥

તેની જ્ઞાતિના પક્ષના કેટલાક લોકોએ કરેલી મશ્કરીથી વ્યાકુળ થયેલા શૈવ કુળમાં જન્મેલા બાળકને ખેદ કરતો (અને એ ખેદને કારણે) આપના મસ્તક ઉપર પુષ્પપુંજ ચઢાવવા માટે સજ્જ હાથવાળો, અને પ્રણામ કરીને આપની પૂજા (કરતો) જોઈને શિવજી*ના રમ્ય નગરમાં અપનાવી લેતા તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૫

सन्त्रस्तेषु पुरा सुरासुरभयादिन्द्रादिवृन्दारके-
ष्वारूढो धरणीरथं श्रुतिहयं कृत्वा मुरारिं शरम् ।
रक्षन्यः कृपया समस्तविबुधाञ्जित्वा पुरारीन्क्षणा-
दार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ६ ॥

પૂર્વે સુરાપાન કરીને (મત્ત થયેલા) અસુરોના ભયથી ઇંદ્રાદિ દેવો (वृन्दारक) અત્યંત ત્રસ્ત થઈ ગયા હતા ત્યારે ધરતીરૂપી રથ પર આરૂઢ થઈને, શ્રુતિઓને અશ્વ અને મુરારિને બાણ બનાવીને ક્ષણમાં જ ત્રિપુરરૂપી શત્રુને જીતીને કૃપાથી જેમણે બધા દેવોને રક્ષતાં (રક્ષ્યા) તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૬

---

* विरिञ्चि શબ્દના બ્રહ્મા, વિષ્ણુ, શિવ એવા ત્રણે અર્થ 'આપ્ટે'ના કોશમાં છે.

श्रौतस्मार्तपथे पराङ्मुखमपि प्रोद्यन्महापातकं
विश्वातीतमपत्यमेव गतिरित्यालापयन्तं सकृत् ।
रक्षन्यः करुणापयोनिधिरिति प्राप्तप्रसिद्धिः पुरा
ह्यार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ७ ॥

પૂર્વે શ્રુતિ-સ્મૃતિના વિહિત માર્ગથી પરામુખ (અને) મહાપાપમાં લાગેલાની પણ 'વિશ્વાતીત સંતાન જ (મારી) ગતિ છે' એમ એક વાર કહેવાથી (જ) જેમણે રક્ષા કરી અને 'કરુણાસાગર' એવી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી, તે આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી નિશ્ચિત ગતિ છે. ૭

गाङ्गं वेगमवाप्य मान्यविबुधैः सोढुं पुरा याचितो
दृष्ट्वा भक्तभगीरथेन विनतो रुद्रो जटामण्डले ।
कारुण्यादवनीतले सुरनदीमापूरयत्पावनी-
मार्तत्राणपरायणः स भगवान्गङ्गाधरो मे गतिः ॥ ८ ॥

પૂર્વે ગંગાના વેગને જોઈને (તેને) સહન કરવા માટે (ઝીલવા માટે) માન્ય દેવો/ ઋષિઓ વડે પ્રાર્થિત (અને) ભક્ત ભગીરથ વડે વિનંતી કરાયેલ (ભગવાન) રુદ્રે (પોતાના) જટામંડળમાં (ગંગાના વેગને) ઝીલ્યો અને કરુણાથી પ્રેરાઈને પૃથ્વીના પટ ઉપર પવિત્ર દેવનદી (ગંગા)ને વહાવી, એ આર્તત્રાણપરાયણ ભગવાન ગંગાધર મારી ગતિ છે. ૮

## ११. शिवनामावल्यष्टकम्

हे चन्द्रचूड मदनान्तक शूलपाणे
स्थाणो गिरीश गिरिजेश महेश शम्भो ।
भूतेश भीतभयसूदन मामनाथं
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ १ ॥

હે ચંદ્રચૂડ (ચંદ્રમાને જટામાં ધારણ કરનાર) ! હે મદનનો નાશ કરનાર ! હે ત્રિશૂળને હાથમાં ધારણ કરનાર ! હે સ્થાણુ (સમાન કૂટસ્થ) ! હે ગિરીશ ! હે પર્વતપુત્રી દેવી ગિરિજાના સ્વામી ! હે મહાન ઈશ્વર ! હે શંભુ ! હે જીવોના સ્વામી ! હે ભયભીતોના ભયનો નાશ કરનાર ! હે જગતના સ્વામી જગદીશ ! સંસારના દુઃખોથી મારું અનાથનું રક્ષણ કરો. ૧

हे पार्वतीहृदयवल्लभ चन्द्रमौले
भूताधिप प्रमथनाथ गिरीशजाप ।
हे वामदेव भव रुद्र पिनाकपाणे
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ २ ॥

હે દેવી પાર્વતીના હૃદયવલ્લભ ! હે ચંદ્રને મસ્તક ઉપર ધારણ કરનાર ! હે ભૂતોના સ્વામી ! હે પ્રમથાદિ ગણોના નાથ ! હે પર્વતપુત્રી પાર્વતીનું રક્ષણ કરનાર ! હે વામદેવ ! હે ભવ ! હે રુદ્ર ! હે પિનાકપાણિ ! હે જગદીશ ! સંસારના ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૨

हे नीलकण्ठ वृषभध्वज पञ्चवक्त्र
लोकेश शेषवलय प्रमथेश शर्व ।
हे धूर्जटे पशुपते गिरिजापते मां
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ३ ॥

હે નીલકંઠ ! હે વૃષભધ્વજ ! હે પંચમુખ ! હે લોકસ્વામી ! હે શેષનાગરૂપી કંકણ ધારણ કરનાર ! હે પ્રમથેશ ! હે શર્વ ! હે ધૂર્જટિ ! હે પશુપતિ ! હે ગિરિજાપતિ ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૩

हे विश्वनाथ शिव शङ्कर देवदेव
गङ्गाधर प्रमथनायक नन्दिकेश ।
बाणेश्वरान्धकरिपो हर लोकनाथ
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ४ ॥

હે વિશ્વનાથ ! હે શિવ ! હે શંકર ! હે દેવાધિદેવ ! હે ગંગાધર ! હે પ્રમથનાયક ! હે નંદિકેશ ! હે બાણેશ્વર ! હે અંધકાસુરના શત્રુ ! હે હર ! હે લોકનાથ ! હે જગદીશ ! સંસારના ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૪

वाराणसीपुरपते मणिकर्णिकेश
वीरेश दक्षमखकाल विभो गणेश ।
सर्वज्ञ सर्वहृदयैकनिवास नाथ
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ५ ॥

હે વારાણસી નગરીના સ્વામી ! હે મણિકર્ણિકા ઘાટના સ્વામી ! હે વીરભદ્રના સ્વામી ! હે દક્ષના યજ્ઞનો નાશ કરનાર ! હે વિભુ ! હે ગણોના સ્વામી ! હે સર્વજ્ઞ ! હે સર્વના હૃદયમાં નિવાસ કરનાર એકમાત્ર અંતર્યામી ! હે નાથ ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૫

श्रीमन्महेश्वर कृपामय हे दयालो
हे व्योमकेश शितिकण्ठ गणाधिनाथ ।
भस्माङ्गरागनृकपालकलापमाल
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ६ ॥

હે શ્રીમાન ! હે મહેશ્વર ! હે કૃપામય ! હે દયાળુ ! હે વ્યોમકેશ ! હે શિતિકંઠ ! હે ગણાધિનાથ ! હે ભસ્મરૂપી અંગરાગવાળા તેમ જ મનુષ્યોની ખોપરીઓના સમૂહની માળા ધારણ કરનાર ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૬

कैलासशैलविनिवासवृषाकपे हे
मृत्युञ्जय त्रिनयन त्रिजगन्निवास ।
नारायणप्रिय मदापह शक्तिनाथ
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ७ ॥

હે કૈલાસ પર્વત પર નિવાસ કરનાર વૃષાકપિ ! હે મૃત્યુંજય ! હે ત્રિનયન ! હે ત્રિજગન્નિવાસ ! હે નારાયણપ્રિય ! હે મદનું હરણ કરનાર ! હે શક્તિનાથ ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૭

विश्वेश विश्वभवनाशितविश्वरूप
विश्वात्मक त्रिभुवनैकगुणाभिवेश ।
हे विश्वबन्धुकरुणामय दीनबन्धो
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ८ ॥

હે વિશ્વેશ ! હે વિશ્વમાં જન્મનો નાશ કરનાર વિશ્વરૂપ ! હે વિશ્વાત્મક ! હે ત્રિભુવનના સમસ્ત ગુણોથી પરિપૂર્ણ ! હે કરુણામય વિશ્વબંધુ ! હે દીનબંધુ ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી મારું રક્ષણ કરો. ૮

गौरीविलासभुवनाय महेश्वराय
पञ्चाननाय शरणागतरक्षकाय ।
शर्वाय सर्वजगतामधिपाय तस्मै
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ९ ॥

દેવી ગૌરીરૂપી વિલાસભુવનવાળા (અથવા દેવી ગૌરી સાથે વિલાસરૂપી સ્વર્ગવાળા), મહેશ્વર, પંચમુખ, શરણાગતના કલ્પવૃક્ષ, શર્વ, સર્વ લોકના સ્વામી એવા તે દારિદ્ર્યરૂપી દુઃખોનો નાશ કરનાર શિવજીને નમસ્કાર. ૯

શ્રીશંકરાચાર્ય

## १२. बिल्वाष्टकम्

त्रिदलं त्रिगुणाकारं त्रिनेत्रं च त्रयायुधम् ।
त्रिजन्मपापसंहारमेकबिल्वं शिवार्पणम् ॥ १ ॥

ત્રણ પત્રવાળું, ત્રણ ગુણોરૂપી આકારવાળું, ત્રણ નેત્રવાળું, અને ત્રણ આયુધવાળું, (તેમ જ) ત્રણ જન્મોનાં પાપનો સંહાર કરનારું એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૧

त्रिशाखैर्बिल्वपत्रैश्च ह्यच्छिद्रैः कोमलैः शुभैः ।
शिवपूजां करिष्यामि ह्येकबिल्वं शिवार्पणम् ॥ २ ॥

ત્રણ પર્ણવાળાં, છિદ્રરહિત, કોમળ અને શુભ બિલ્વપત્રોથી હું શિવપૂજા કરીશ (આવા સંકલ્પપૂર્વક) એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૨

अखण्डबिल्वपत्रेण पूजिते नन्दिकेश्वरे ।
शुद्ध्यन्ति सर्वपापेभ्यो ह्येकबिल्वं शिवार्पणम् ॥ ३ ॥

અખંડ બિલ્વપત્રથી નંદિકેશ્વરની પૂજા કરવાથી (ભક્ત) સર્વ પાપથી મુક્ત થઈ જાય છે, આથી હું એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૩

शालिग्रामशिलामेकां विप्राणां जातु अर्पयेत् ।
सोमयज्ञमहापुण्यमेकबिल्वं शिवार्पणम् ॥ ४ ॥

કદાચિત્ (કોઈ શ્રદ્ધાળુ), બ્રાહ્મણોને એક શાલિગ્રામ-શિલા અર્પણ કરે તો તેને સોમયાગનું મહાપુણ્ય પ્રાપ્ત થાય છે. (આવું જ મહાપુણ્ય બિલ્વપત્ર અર્પણ કરવાથી પ્રાપ્ત થતું હોવાથી) હું એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૪

दन्तिकोटिसहस्राणि वाजपेयशतानि च ।
कोटिकन्यामहादानमेकबिल्वं शिवार्पणम् ॥ ५ ॥

હજારો રાજસૂય યજ્ઞ, સેંકડો વાજપેય યજ્ઞ અને કરોડો કન્યાનાં મહાદાનના ફળ (જેટલું ફળ પ્રાપ્ત થતું હોવાથી) હું એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૫

**लक्ष्म्याः स्तनत उत्पन्नं महादेवस्य च प्रियम् ।**
**बिल्ववृक्षं प्रयच्छामि ह्येकबिल्वं शिवार्पणम् ॥ ६ ॥**

લક્ષ્મીજીનાં સ્તનથી ઉત્પન્ન થયેલ અને મહાદેવજીને પ્રિય એવું એક બિલ્વપત્ર અર્પણ કરું છું, (એવા સંકલ્પથી) એક બિલ્વપત્ર શિવાર્પણ કરું છું. ૬

**दर्शनं बिल्ववृक्षस्य स्पर्शनं पापनाशनम् ।**
**अघोरपापसंहारमेकबिल्वं शिवार्पणम् ॥ ७ ॥**

બિલ્વવૃક્ષનું દર્શન અને સ્પર્શ પણ પાપનો નાશ કરનાર છે. અઘોર પાપનો નાશ કરનાર એક બિલ્વપત્ર હું શિવાર્પણ કરું છું. ૭

**मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे ।**
**अग्रतः शिवरूपाय ह्येकबिल्वं शिवार्पणम् ॥ ८ ॥**

મૂળમાં જે બ્રહ્મારૂપ છે, મધ્યમાં વિષ્ણુરૂપ છે અને અગ્રભાગે શિવરૂપ છે (એવા બિલ્વવૃક્ષને નમસ્કાર). (આવા વૃક્ષનું) એક બિલ્વપત્ર હું શિવાર્પણ કરું છું. ૮

**बिल्वाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।**
**सर्वपापविनिर्मुक्तः शिवलोकमवाप्नुयात् ॥ ९ ॥**

આ પવિત્ર બિલ્વાષ્ટકનો શિવજીની સંનિધિમાં જે પાઠ કરે છે તે સર્વ પાપથી વિનિર્મુક્ત થઈને શિવલોક પ્રાપ્ત કરે છે. ૯

# १३. लिङ्गाष्टकम्

ब्रह्ममुरारिसुरार्चितलिङ्गं
निर्मलभासितशोभितलिङ्गम् ।
जन्मजदुःखविनाशकलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ १ ॥

બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવો જેની અર્ચના કરે છે, જે નિર્મળ, પ્રકાશમાન, તથા સુશોભિત છે અને જન્મ (સંસાર)માંથી જન્મતાં (જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ આદિ) દુઃખોનો વિનાશ કરનાર છે, તે સદા કલ્યાણસ્વરૂપ શિવલિંગને હું પ્રણામ કરું છું. ૧

देवमुनिप्रवरार्चितलिङ्गं
कामदहं करुणाकरलिङ्गम् ।
रावणदर्पविनाशनलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ २ ॥

શ્રેષ્ઠ દેવ, મુનિ વગેરે જેની અર્ચના કરે છે, જે કામદેવને ભસ્મ કરનાર તથા કરુણાકારી છે, જે રાવણના દર્પનો વિનાશ કરનાર છે, તે સર્વદા મંગળસ્વરૂપ શિવલિંગને હું પ્રણામ કરું છું. ૨

सर्वसुगन्धिसुलेपितलिङ्गं
बुद्धिविवर्धनकारणलिङ्गम् ।
सिद्धसुरासुरवन्दितलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ३ ॥

જેને સર્વ સુગંધી દ્રવ્યોનું લેપન કરવામાં આવ્યું છે, જે બુદ્ધિમાં વિશેષરૂપે વૃદ્ધિ કરવા માટે કારણરૂપ છે, સિદ્ધો, દેવો તેમ જ અસુરો જેની વંદના કરે છે, તે સર્વથા શિવસ્વરૂપ શિવલિંગને હું પ્રણામ કરું છું. ૩

कनकमहामणिभूषितलिङ्गं
फणिपतिवेष्टितशोभितलिङ्गम् ।
दक्षसुयज्ञविनाशनलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ४ ॥

જે સુવર્ણ, મહામણિ વગેરેથી વિભૂષિત છે, વીંટળાયેલા શેષનાગથી જે શોભાયમાન છે, જેણે દક્ષના સુયોજિત યજ્ઞનો વિનાશ કર્યો છે તે સર્વમાંગલ્ય શિવલિંગને હું પ્રણામ કરું છું. ૪

कुङ्कुमचन्दनलेपितलिङ्गं
पङ्कजहारसुशोभितलिङ्गं ।
सञ्चितपापविनाशनलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ५ ॥

જે કુમકુમ તથા ચંદનથી લિપ્ત છે, જે કમળના હારથી સુશોભિત છે, જે સંચિત પાપોનો વિનાશ કરનાર છે તે સદાશિવલિંગને હું પ્રણામ કરું છું. ૫

देवगणार्चितसेवितलिङ्गं
भावैर्भक्तिभिरेव च लिङ्गम् ।
दिनकरकोटिप्रभाकरलिङ्गम्
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ६ ॥

જેની દેવગણોએ ભાવ-ભક્તિપૂર્વક અર્ચના તથા સેવા કરી છે, જે કરોડો સૂર્ય સમાન દેદીપ્યમાન છે તે નિત્ય પવિત્ર શિવલિંગને હું પ્રણામ કરું છું. ૬.

अष्टदलोपरिवेष्टितलिङ्गं
सर्वसमुद्भवकारणलिङ्गम् ।
अष्टदरिद्रविनाशनलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ७ ॥

જે આઠ પાંખડીવાળા કમળથી પરિવેષ્ટિત છે, જે સર્વ (સંસાર)ની ઉત્પત્તિનું કારણ

છે, જે આઠ પ્રકારનાં દારિદ્ર્યનો વિનાશ કરે છે તે સર્વકલ્યાણકારી શિવલિંગને હું પ્રણામ કરું છું. ૭

सुरगुरुसुरवरपूजितलिङ्गं
सुरवनपुष्पसदार्चितलिङ्गम् ।
परात्परं परमात्मकलिङ्गं
तत्प्रणमामि सदाशिवलिङ्गम् ॥ ८ ॥

દેવોના ગુરુ બૃહસ્પતિ અને શ્રેષ્ઠ દેવ ઇંદ્રથી જે પૂજિત છે, દેવતાઓના વન (નંદનવન)નાં પુષ્પોથી જેની સર્વદા અર્ચના થાય છે, જે પરાત્પર છે અને પરમાત્મસ્વરૂપ છે તે પરમ જ્યોતિઃસ્વરૂપ લિંગને હું પ્રણામ કરું છું. ૮

लिङ्गाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।
शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ९ ॥

આ પુણ્યકારી લિંગાષ્ટકનો શિવજીના સાંનિધ્યમાં જે પાઠ કરે છે તે શિવલોકને પ્રાપ્ત કરે છે અને શિવજી સાથે આનંદ માણે છે. ૯

# १४. शिवाष्टकम् १

प्रभुं प्राणनाथं विभुं विश्वनाथं
जगन्नाथनाथं सदानन्दभाजम् ।
भवद्भव्यभूतेश्वरं भूतनाथं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ १ ॥

પ્રભુ, પ્રાણનાથ, વ્યાપક, વિશ્વનાથ, જગતના નાથના નાથ, સદા આનંદમય, ભવિષ્યકાળ, વર્તમાનકાળ અને ભૂતકાળના ઈશ્વર, ભૂતોના નાથ, શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૧

गले रुण्डमालं तनौ सर्पजालं
महाकालकालं गणेशाधिपालम् ।
जटाजूटगङ्गोत्तरङ्गैर्विशालं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ २ ॥

(જેમના) ગળામાં ખોપરીની માળા છે, દેહ ઉપર સર્પોની જાળ છે, (જે) મહાકાળના પણ કાળ છે, ગણેશના પાલન કરનારા (પિતા) છે, ગંગાનાં ઊછળતાં મોજાંથી વિશાળ જટાજૂટવાળા છે તેવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૨

मुदामाकरं मण्डनं मण्डयन्तं
महामण्डलं भस्मभूषाधरन्तम् ।
अनादिं ह्यपारं महामोहमारं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ३ ॥

આનંદના ખજાનારૂપ, શોભાશાળી, સકળ વિશ્વને સુશોભિત કરનાર, ભસ્મરૂપી આભૂષણ ધારણ કરનાર, અનાદિ, અપાર તથા મહામોહના નાશક એવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૩

तटाधोनिवासं महाट्टाट्टहासं
महापापनाशं सदा सुप्रकाशम् ।
गिरीशं गणेशं सुरेशं महेशं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ४ ॥

નીચેના તટની ભૂમિ પર નિવાસ કરનાર, અટ્ટહાસ્ય કરનાર, મહાપાપનો નાશ કરનાર, હંમેશાં સારા પ્રકાશસ્વરૂપ, ગિરીશ (પર્વત પર રહેનાર), ગણેશ (ગણોના ઈશ), સુરેશ (દેવોના સ્વામી), મહેશ (મહાન દેવ) એવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૪

गिरीन्द्रात्मजासङ्गृहीतार्धदेहं
गिरौ संस्थितं सर्वदासन्नगेहम् ।
परब्रह्म ब्रह्मादिभिर्वन्द्यमानं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ५ ॥

પર્વતપુત્રી (પાર્વતી)નો જેમણે અર્ધ દેહમાં સ્વીકાર કર્યો છે, જે પર્વત પર નિવાસ કરે છે, જે સર્વદા પોતાના ઘરની પાસે રહેનારા છે, બ્રહ્માદિ જેમને વંદન કરે છે, જે (સ્વયં) પરબ્રહ્મ છે એવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૫

कपालं त्रिशूलं कराभ्यां दधानं
पदाम्भोजनम्राय कामं दधानम् ।
बलीवर्दयानं सुराणां प्रधानं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ६ ॥

બે હાથમાં જે ખોપરી અને ત્રિશૂળ ધારણ કરે છે, જે ચરણકમળમાં નમન કરનારની કામના પૂરી કરે છે, બળદ જેમનું વાહન છે, દેવોમાં જે મુખ્ય છે, તે શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૬

शरच्चन्द्रगात्रं गुणानन्दपात्रं
त्रिनेत्रं पवित्रं धनेशस्य मित्रम् ।
अपर्णाकलत्रं चरित्रं विचित्रं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ७ ॥

શરદના ચંદ્ર જેવાં (શુભ) જેમનાં અંગો છે, ગુણ અને આનંદથી જે ભરેલા છે, જે ત્રિનેત્ર છે, પવિત્ર છે, કુબેરના મિત્ર છે, અપર્ણા (દેવી પાર્વતી) જેમનાં પત્ની છે, જે વિચિત્ર (વૈવિધ્યપૂર્ણ) ચરિત્ર ધરાવે છે એવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૭

हरं सर्पहारं चिताभूविहारं
भवं वेदसारं सदा निर्विकारम् ।
श्मशाने वसन्तं मनोजं दहन्तं
शिवं शङ्करं शम्भुमीशानमीडे ॥ ८ ॥

હર, સાપના હારવાળા, સ્મશાનભૂમિમાં વિહાર કરનારા, ભવ (જગતને જન્મ આપનારા), વેદોના સારરૂપ, સદા નિર્વિકાર, સ્મશાનમાં વસનાર, કામદેવને બાળતા એવા શિવ, શંકર, શંભુ, ઈશાનની હું સ્તુતિ કરું છું. ૮

स्तवं यः प्रभाते नरः शूलपाणेः
पठेत्सर्वदा भर्गभावानुरक्तः ।
स पुत्रं धनं धान्यमित्रं कलत्रं
विचित्रं समासाद्य मोक्षं प्रयाति ॥ ९ ॥

ભગવાન શૂલપાણિના સ્તોત્રનું શિવના ભાવમાં મગ્ન થઈને જે મનુષ્ય સદૈવ ઉચ્ચારણ કરે છે તે પુત્ર, ધન, ધાન્ય, મિત્ર, પત્ની, સર્વ (આ લોકમાં) પ્રાપ્ત કરીને (અંતે) મોક્ષને પ્રાપ્ત કરે છે. ૯

# १५. शिवाष्टकम् २

**तस्मै नमः परमकारणकारणाय**
**दीप्तोज्ज्वलज्ज्वलितपिङ्गललोचनाय ।**
**नागेन्द्रहारकृतकुण्डलभूषणाय**
**ब्रह्मेन्द्रविष्णुवरदाय नमः शिवाय ॥ १ ॥**

तस्मै - તેને नमः - નમસ્કાર परम-कारण-कारणाय - સર્વ કારણોના પરમ કારણસ્વરૂપને दीप्त-उज्ज्वल-ज्वलित-पिङ्गल-लोचनाय - પ્રદીપ્ત ઉજ્જવળ ઝળહળતા પિંગળ (લાલાશ પડતા ભૂરા) નેત્રધારી नाग-इन्द्र-हारकृत-कुण्डल-भूषणाय - નાગરાજના હાર અને કુંડળથી વિભૂષિત ब्रह्मा-इन्द्र-विष्णु-वरदाय - બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ (આદિ દેવો)ને વરદાન આપનાર नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

પરમ કારણ-કારણ એવા તે (ભગવાન શંકર)ને નમસ્કાર. પ્રદીપ્ત ઉજ્જવળ ઝળહળતા પિંગળ નેત્રધારી, નાગરાજના હાર અને (સર્પના) કુંડળથી વિભૂષિત, બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ આદિ દેવોને વરદાન આપનાર ભગવાન શિવજીને નમસ્કાર. ૧

**श्रीमत्प्रसन्नशशिपन्नगभूषणाय**
**शैलेन्द्रजावदनचुम्बितलोचनाय ।**
**कैलासमन्दरमहेन्द्रनिकेतनाय**
**लोकत्रयार्तिहरणाय नमः शिवाय ॥ २ ॥**

श्रीमत्-प्रसन्न-शशि-पन्नग-भूषणाय - શોભાયમાન અને (શરદના) પ્રસન્ન ચંદ્ર તથા નાગરૂપી આભૂષણ ધારણ કરનાર शैल-इन्द्रजा-वदन-चुम्बित-लोचनाय - પર્વતરાજ (હિમાલય)નાં પુત્રી (દેવી પાર્વતી)ના મુખને ચુંબન કરતાં લોચન છે જેમનાં તે कैलास-मन्दर-महेन्द्र-निकेतनाय - કૈલાસ, મંદરાચળ, મહેન્દ્ર પર્વતો પર નિવાસ કરનાર लोक-त्रय-आर्ति-हरणाय - ત્રણે લોકોનાં દુઃખોનું હરણ કરનાર नमः - નમસ્કાર शिवाय - શિવજીને

શોભાયમાન અને (શરદના) પ્રસન્ન ચંદ્ર તથા નાગરૂપી આભૂષણ ધારણ કરનાર, પર્વતરાજનાં પુત્રીને પોતાનાં લોચનથી ચુંબન કરનાર, કૈલાસ, મંદરાચળ અને મહેન્દ્ર પર્વતો પર નિવાસ કરનાર, ત્રણે લોકનાં દુઃખોનું હરણ કરનાર ભગવાન શિવજીને નમસ્કાર. ૨

पद्मावदातमणिकुण्डलगोवृषाय
कृष्णागरुप्रचुरचन्दनचर्चिताय ।
भस्मानुषक्तविकचोत्पलमल्लिकाय
नीलाब्जकण्ठसदृशाय नमः शिवाय ॥ ३ ॥

पद्म-अवदात-मणि-कुण्डल-गोवृषाय - કમળ સમાન શુભ્ર મણિનાં કુંડળ (ધારણ કરનાર) અને શ્રેષ્ઠ નંદિ પર સવારી કરનાર कृष्ण-अगरु-प्रचुर-चन्दन-चर्चिताय- કૃષ્ણાગરુથી મિશ્રિત ચંદનના લેપવાળા भस्म-अनुषक्त-विकच-उत्पल-मल्लिकाय - ભસ્મથી લિપ્ત તથા વિકસિત કમળ અને મલ્લિકાનાં પુષ્પો ધારણ કરેલા नील-अब्ज-कण्ठ-सदृशाय - નીલકમળ સમાન (નીલ) કંઠવાળા नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

કમળ સમાન શુભ્ર મણિઓનાં કુંડળ ધારણ કરનાર અને શ્રેષ્ઠ નંદિ ઉપર સવારી કરનાર, કૃષ્ણાગરુથી મિશ્રિત ચંદનના લેપવાળા, ભસ્મમાંથી લિપ્ત તથા વિકસિત કમળ અને મલ્લિકાનાં પુષ્પ ધારણ કરેલ, નીલકમળ સમાન નીલકંઠવાળા ભગવાન શિવજીને નમસ્કાર. ૩

लम्बत्सपिङ्गलजटामुकुटोत्कटाय
दंष्ट्राकरालविकटोत्कटभैरवाय ।
व्याघ्राजिनाम्बरधराय मनोहराय
त्रैलोक्यनाथनमिताय नमः शिवाय ॥ ४ ॥

लम्बत्-सपिङ्गल-जटा-मुकुट-उत्कटाय - લટકતી પિંગળ જટારૂપી મુગટ ધારણ કરવાને લીધે ઉત્કટ સ્વરૂપવાળા दंष्ट्रा-कराल-विकट-उत्कट-भैरवाय - વિકરાળ દાઢોને લીધે અત્યંત વિકટ ભૈરવસ્વરૂપ व्याघ्र-अजिन-अम्बर-धराय - વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનાર मनोहराय - મનોહર त्रैलोक्य-नाथ-नमिताय - ત્રણેય લોકોના નાથ (હોવાને લીધે) (સર્વ) જેમને નમે છે તેવા नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

લટકતી પિંગળ જટારૂપી મુગટ ધારણ કરવાને લીધે ઉત્કટ સ્વરૂપવાળા, વિકરાળ દાઢોને લીધે અત્યંત વિકટ ભૈરવસ્વરૂપ, વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનાર, મનોહર અને ત્રણે લોકોના નાથ હોવાને લીધે સર્વ જેમને નમે છે તેવા ભગવાન શિવજીને નમસ્કાર. ૪

दक्षप्रजापतिमहामखनाशनाय
क्षिप्रं महात्रिपुरदानवघातनाय ।
ब्रह्मोर्जितोर्ध्वगकरोटिनिकृन्तनाय
योगाय योगनमिताय नमः शिवाय ॥ ५ ॥

दक्ष-प्रजापति-महामख-नाशनाय - દક્ષ પ્રજાપતિના મહાયજ્ઞનો નાશ કરનાર क्षिप्रम् - શીઘ્ર, તત્ક્ષણ महा-त्रिपुर-दानव-घातनाय - મહાન ત્રિપુરાસુરનો નાશ કરનાર ब्रह्म-ऊर्जित-ऊर्ध्वग-करोटि-निकृन्तनाय - બ્રહ્માજીના ઉપરની તરફના (ऊर्ध्वग) શક્તિશાળી (ऊर्जित) મસ્તક (करोटि)નો નાશ કરનાર योगाय - યોગસ્વરૂપ योगनमिताय - યોગીઓ દ્વારા પ્રણામ કરાયેલ नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

દક્ષ પ્રજાપતિના મહાયજ્ઞનો નાશ કરનાર, મહાન ત્રિપુરાસુરનો તત્ક્ષણ નાશ કરનાર, બ્રહ્માજીના ઉપરની તરફના શક્તિશાળી મસ્તકનો નાશ કરનાર, યોગસ્વરૂપ, યોગીઓ દ્વારા પ્રણામ કરાયેલા ભગવાન શિવજીને નમસ્કાર. ૫

संसारसृष्टिघटनापरिवर्तनाय
रक्षःपिशाचगणसिद्धसमाकुलाय ।
सिद्धोरगग्रहगणेन्द्रनिषेविताय
शार्दूलचर्मवसनाय नमः शिवाय ॥ ६ ॥

संसार-सृष्टि-घटना-परिवर्तनाय - (પ્રત્યેક કલ્પમાં) સંસારની રચનામાં પરિવર્તન કરનાર रक्षः-पिशाचगण-सिद्ध-समाकुलाय - રાક્ષસો, પિશાચો, અને સિદ્ધોના સમૂહોથી ઘેરાયેલા सिद्ध-उरग-ग्रहगण-इन्द्र-निषेविताय - સિદ્ધ પુરુષો, સર્પો, ગ્રહસમૂહો અને ઇંદ્રાદિથી સુપૂજિત शार्दूल-चर्म-वसनाय - વ્યાઘ્રચર્મધારી नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

(પ્રત્યેક કલ્પમાં) સંસારની રચનામાં પરિવર્તન કરનાર, રાક્ષસો, પિશાચો અને સિદ્ધોના સમૂહોથી ઘેરાયેલા, સિદ્ધ પુરુષો, સર્પો, ગ્રહસમૂહો અને ઇંદ્રાદિથી સુપૂજિત, વ્યાઘ્રચર્મધારી ભગવાન શિવજીને નમસ્કાર. ૬

भस्माङ्गरागकृतरूपमनोहराय
सौम्यावदातवनमाश्रितमाश्रिताय ।
गौरीकटाक्षनयनार्धनिरीक्षणाय
गोक्षीरधारधवलाय नमः शिवाय ॥ ७ ॥

भस्म-अङ्गराग-कृत-रूप-मनोहराय - ભસ્મરૂપી અંગરાગથી કરાયેલ મનોહર રૂપવાળા सौम्य-अवदात-वनम्-आश्रितम्-आश्रिताय - સૌમ્ય અને સુંદર વનમાં આશ્રય લેનારાઓના આશ્રયરૂપ गौरी-कटाक्ष-नयनार्ध-निरीक्षणाय - દેવી પાર્વતીના તીરછા કટાક્ષનું નિરીક્ષણ કરનાર गोक्षीर-धार-धवलाय - ગાયના દૂધની ધાર સમાન ઉજ્જવળ વર્ણવાળા नमः - નમસ્કાર शिवाय - ભગવાન શિવજીને

ભસ્મરૂપી અંગરાગથી કરાયેલ મનોહર રૂપવાળા, સૌમ્ય અને સુંદર વનમાં આશ્રય લેનારાઓના આશ્રયરૂપ, દેવી પાર્વતીના તીરછા કટાક્ષનું નિરીક્ષણ કરનાર, ગાયના દૂધની ધાર સમાન ઉજ્જવળ વર્ણવાળા ભગવાન શિવજીને નમસ્કાર. ૭

**आदित्यसोमवरुणानिलसेविताय**
**यज्ञाग्निहोत्रवरधूमनिकेतनाय ।**
**ऋक्सामवेदमुनिभिः स्तुतिसंयुताय**
**गोपाय गोपनमिताय नमः शिवाय ॥ ८ ॥**

आदित्य-सोम-वरुण-अनिल-सेविताय - આદિત્ય, ચંદ્ર, વરુણ અને વાયુથી સેવિત यज्ञ-अग्निहोत्र-वर-धूम-निकेतनाय - શ્રેષ્ઠ અગ્નિહોત્ર યજ્ઞના ધુમાડામાં નિવાસ કરનારા ऋक्-साम-वेद-मुनिभिः - ઋક્-સામાદિ વેદ તેમ જ મુનિઓ વડે स्तुति-संयुताय - સ્તુતિ કરાયેલા गोपाय - ગોવાળ गोपनमिताय - ગોવાળો જેમને નમે છે नमः - નમસ્કાર शिवाय - શિવજીને

આદિત્ય, ચંદ્ર, વરુણ અને વાયુથી સેવિત, શ્રેષ્ઠ અગ્નિહોત્ર યજ્ઞના ધુમાડામાં નિવાસ કરનારા ઋક્-સામાદિ વેદ તેમ જ મુનિઓ વડે સ્તુતિ કરાયેલા, ગોવાળ, તેમ જ ગોવાળોથી નમન કરાયેલા ભગવાન શિવજીને નમસ્કાર. (શંકર ભગવાને કૃષ્ણલીલામાં ભાગ લેવા ગોવાળોનું રૂપ ધારણ કર્યું હતું તેનો અહીં ઉલ્લેખ છે). ૮

**शिवाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ९ ॥**

शिवाष्टकम् - શિવાષ્ટક इदम् - આ पुण्यम् - પવિત્ર यः - જે पठेत् - પઠન કરે છે शिवसन्निधौ - શિવજીના સાંનિધ્યમાં शिवलोकम् - શિવલોકને अवाप्नोति - પ્રાપ્ત કરે છે शिवेन - શિવજીની सह - સાથે मोदते - આનંદ કરે છે

આ પવિત્ર શિવાષ્ટકનો શિવજીના સાંનિધ્યમાં જે પાઠ કરે છે તે શિવલોકને પામે છે અને શિવજીની સાથે આનંદ કરે છે. ૯

શ્રીશંકરાચાર્ય

## १६. महादेवाष्टकम् १

शिवं शान्तं शुद्धं प्रकटमकलङ्कं श्रुतिनुतं
महेशानं शम्भुं सकलसुरसंसेव्यचरणम् ।
गिरीशं गौरीशं भवभयहरं निष्कलमजं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ १ ॥

શિવ, શાંત, શુદ્ધ, પ્રગટ રૂપથી વિરાજમાન, કલંકરહિત, વેદ જેમની સ્તુતિ કરે છે તેવા, મહેશાન, શંભુ, સર્વ દેવો જેમના ચરણની સેવા કરે છે તેવા ગિરીશ, ગૌરીશ, ભવભયનો નાશ કરનાર, નિષ્કલ, અજન્મા અને શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૧

सदा सेव्यं भक्तैर्हृदि हृदि वसन्तं गिरिशय-
मुमाकान्तं शान्तं करधृतपिनाकं भ्रमहरम् ।
त्रिनेत्रं पञ्चास्यं दशभुजमनन्तं शशिधरं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ २ ॥

ભક્તો સદા જેમનું હૃદયમાં સેવન કરે છે તેવા, હૃદયમાં વસનાર, ગિરિશ, ઉમાકાંત, ક્ષમાશીલ, હાથમાં પિનાક ધારણ કરનારા, ભ્રમનું હરણ કરનાર, ત્રિનેત્ર, પંચમુખ, દશભુજ, અનંત, શશિધર અને શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું ભજું છું. ૨

चिताभस्मालिप्तं भुजगमुकुटं विश्वसुखदं
धनाध्यक्षस्याङ्गं त्रिपुरवधकर्तारमनघम् ।
करोटीखट्वाङ्गे ह्युरसि च दधानं मृतिहरं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ३ ॥

ચિતાની ભસ્મથી લિપ્ત, સર્પરૂપી મુગટધારી, વિશ્વને સુખ આપનાર, ધનાધ્યક્ષ કુબેરના મિત્ર, ત્રિપુરાસુરનો નાશ કરનાર, નિષ્પાપ, ખોપરી અને ખટ્વાંગને વક્ષઃસ્થળ ઉપર ધારણ કરનાર, મૃત્યુનું હરણ કરનાર અને શરણે આવેલા ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૩

सदोत्साहं गङ्गाधरमचलमानन्दकरणं
पुरारातिं भातं रतिपतिहरं दीप्तवदनम् ।
जटाजूटैर्जुष्टं रसमुखगणेशानपितरं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ४ ॥

સદા ઉત્સાહસંપન્ન, ગંગાધર, અચલ, આનંદ આપનાર, ત્રિપુરાસુરના શત્રુ, દેદીપ્યમાન, રતિના પતિ કામદેવનો નાશ કરનાર, પ્રસન્નવદન, જટાજૂટથી સુશોભિત, ષણ્મુખ (કાર્તિકેય) અને ગણેશના પિતા અને શરણે આવેલા ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૪

वसन्तं कैलासे सुरमुनिसभायां हि नितरां
ब्रुवाणं सद्धर्मं निखिलमनुजानन्दजनकम् ।
महेशानी साक्षात्सनकमुनिदेवर्षिसहिता
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ५ ॥

કૈલાસમાં વસનાર, દેવો અને મુનિઓની સભામાં સતત સદ્ધર્મનો ઉપદેશ કરનાર, સર્વ મનુષ્યોમાં આનંદ જન્માવનાર, સનકાદિ મુનિઓ અને દેવર્ષિ નારદ સહિત સાક્ષાત્ ભગવાન શંકરને શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનારા મહાદેવને હું વંદું છું. ૫

शिवां स्वे वामाङ्गे गुहगणपतिं दक्षिणभुजे
गले कालं व्यालं जलधिगरलं कण्ठविवरे ।
ललाटे श्वेतेन्दु जगदपि दधानं च जठरे
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ६ ॥

દેવી પાર્વતીને પોતાના વામ અંગમાં, કાર્તિકેય અને ગણેશને જમણા હાથમાં, કાળા સાપને ગળામાં, સમુદ્રમાંથી નીકળેલા ઝેરને કંઠમાં, શ્વેત ચંદ્રને લલાટમાં અને જગતને પણ જઠરમાં ધારણ કરનાર એવા, શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૬

सुराणां दैत्यानां बहुलमनुजानां बहुविधं
तपःकुर्वाणानां झटिति फलदातारमखिलम् ।
सुरेशं विद्येशं जलनिधिसुताकान्तहृदयं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ७ ॥

અનેક પ્રકારનાં તપ કરનાર દેવો દૈત્યો તેમ જ બહુ બધા મનુષ્યોને સત્વર સર્વ ફળ પ્રદાન કરનાર, દેવોના ઈશ, વિદ્યાઓના સ્વામી, સમુદ્રપુત્રી લક્ષ્મીજીના કાંત (શ્રીવિષ્ણુ)ના મિત્ર અને શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૭

वसानं वैयाघ्रीं मृदुललिलतां कृत्तिमजरां
वृषारूढं सृष्ट्यादिषु कमलजाद्यात्मवपुषम् ।
अतर्क्यं निर्मायं तदपि फ़लदं भक्तसुखदं
महादेवं वन्दे प्रणतजनतापोपशमनम् ॥ ८ ॥

અત્યંત મનોહર અને જીર્ણ ન થાય તેવા વ્યાઘ્રચર્મનું વસ્ત્ર ધારણ કરનાર, નંદી ઉપર આરૂઢ થયેલ, સૃષ્ટિના આરંભકાળે કમળમાંથી જન્મેલા (બ્રહ્માજી), શ્રીવિષ્ણુ તેમ જ શ્રીરુદ્રનું રૂપ ધારણ કરનાર, તર્કથી અતીત, માયાથી પર, છતાં પણ કર્મફળદાતા અને ભક્તોને સુખ આપનાર તેમ જ શરણે આવેલ ભક્તોના તાપની શાંતિ કરનાર મહાદેવને હું વંદું છું. ૮

इदं स्तोत्रं शम्भोर्दुरितदलनं धान्यधनदं
हृदि ध्यात्वा शम्भुं तदनु रघुनाथेन रचितम् ।
नरः सायं प्रातः पठति नियतं तस्य विपदः
क्षयं यान्ति स्वर्गं व्रजति सहसा सोऽपि मुदितः ॥ ९ ॥

હૃદયમાં ભગવાન શંભુનું ધ્યાન કરીને તે પછી પંડિત રઘુનાથના રચેલ ભગવાન શંભુના આ પાપનાશક અને ધન-ધાન્ય પ્રદાન કરનાર સ્તોત્રનો જે મનુષ્ય હંમેશાં સવાર-સાંજ પાઠ કરે છે, તેની વિપત્તિઓ ક્ષીણ થાય છે અને તે (મનુષ્ય ) પોતે પણ આનંદિત થઈને સત્વર સ્વર્ગમાં જાય છે. ૯

રઘુનાથ શર્મા

# १७. शङ्कराष्टकम्

हे वामदेव शिवशङ्कर दीनबन्धो
काशीपते पशुपते पशुपाशनाशिन् ।
हे विश्वनाथ भवबीज जनार्तिहारि-
न्संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ १ ॥

હે વામદેવ ! હે શિવશંકર ! હે દીનબંધુ ! હે કાશીપતિ ! હે પશુપતિ ! હે જીવોના પાશનો નાશ કરનાર ! હે વિશ્વનાથ ! હે સંસારના બીજસ્વરૂપ ! હે ભક્તોનાં દુ:ખ દૂર કરનાર ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુ:ખોથી આપ મારું રક્ષણ કરો. ૧

हे भक्तवत्सल सदाशिव हे महेश
हे विश्वतात जगदाश्रय हे पुरारे ।
गौरीपते मम पते मम प्राणनाथ
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ २ ॥

હે ભક્તવત્સલ ! હે સદાશિવ ! હે મહેશ ! હે વિશ્વપિતા ! હે જગતના આશ્રયરૂપ ! હે ત્રિપુરારિ ! હે ગૌરીપતિ ! હે મારા રક્ષક ! હે મારા પ્રાણનાથ ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુ:ખોથી આપ મારું રક્ષણ કરો. ૨

हे दुःखभञ्जक विभो गिरिजेश शूलि-
न्हे वेदशास्त्रविनिवेद्य जनैकबन्धो ।
हे व्योमकेश भुवनेश जगद्विशिष्ट
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ३ ॥

હે દુ:ખોનો નાશ કરનાર ! હે વિભુ ! હે પાર્વતીપતિ ! હે ત્રિશૂળધારી ! હે વેદશાસ્ત્રોથી જાણવાયોગ્ય ! હે ભક્તોના એકમાત્ર બંધુ ! હે આકાશરૂપી કેશવાળા! હે ત્રિભુવનના સ્વામી ! હે જગતથી 'વિશિષ્ટ ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુ:ખોથી આપ મારું રક્ષણ કરો. ૩

हे धूर्जटे गिरिश हे गिरिजार्धदेह
हे सर्वभूतजनक प्रमथेश देव ।
हे सर्वदेवपरिपूजितपादपद्म
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ४ ॥

હે ધૂર્જટિ ! હે ગિરિશ ! હે દેવી ગિરિજાને અર્ધ દેહમાં ધારણ કરનાર ! હે સર્વ ભૂતોના પિતા ! હે પ્રમથેશ ! હે દેવ ! હે સર્વ દેવોથી સારી રીતે પૂજાયેલાં ચરણકમળવાળા ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુઃખોથી આપ મારું રક્ષણ કરો. ૪

हे देवदेव वृषभध्वज नन्दिकेश
कालीपते गणपते गजचर्मवास ।
हे पार्वतीश परमेश्वर रक्ष शम्भो
संसारदुःखगहनाद्दहनाच्च शश्वत् ॥ ५ ॥

હે દેવાધિદેવ ! હે વૃષભધ્વજ ! હે નંદિકેશ ! હે કાલીપતિ ! હે સમસ્ત વીરભદ્રાદિ ગણોના સ્વામી ! હે હાથીના ચર્મરૂપી વસ્ત્રધારી ! હે પાર્વતીશ ! હે પરમેશ્વર ! હે શંભુ ! આ સંસારનાં ઘોર દુઃખોથી અને સંતાપથી આપ નિરંતર મારું રક્ષણ કરો. ૫

हे वीरभद्र भववैद्य पिनाकपाणे
हे नीलकण्ठ मदनान्त शिवाकलत्र ।
वाराणसीपुरपते भवभीतिहारि-
न्संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ६ ॥

હે વીરભદ્ર ! હે ભવરોગમાંથી ઉગારનાર વૈદ્ય ! હે પિનાક ધનુષ્ય ધારણ કરનાર ! હે નીલકંઠ ! હે કામાન્તક ! હે દેવી પાર્વતી જેમનાં અર્ધાંગિની છે તેવા ! હે કાશીનગરીના સ્વામી ! હે ભવભયનું હરણ કરનાર ! હે જગદીશ ! સંસારનાં ઘોર દુઃખોથી આપ મારું રક્ષણ કરો. ૬

हे कालकाल मृड शर्व सदासहाय
हे भूतनाथ भवबाधक हे त्रिनेत्र ।
हे यज्ञशासक यमान्तक योगिवन्द्य
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ७ ॥

હે કાળના પણ કાળ મહાકાળ ! હે સુખસ્વરૂપ ! હે શર્વ (સંહારક) ! હે સદા (ભક્તોની) સહાય કરનાર ! હે ભૂતોના સ્વામી ! હે સંસારનો નાશ કરનાર ! હે ત્રિનેત્ર ! હે યજ્ઞનું શાસન કરનાર ! હે યમદેવના વિનાશક ! હે યોગીઓથી વંદનીય ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુઃખોથી આપ મારું રક્ષણ કરો. ૭

**हे वेदवेद्य शशिशेखर हे दयालो**
**हे सर्वभूतप्रतिपालक शूलपाणे ।**
**हे चन्द्रसूर्यशशिनेत्र चिदेकरूप**
**संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥ ८ ॥**

હે વેદથી જાણવા યોગ્ય ! હે ચંદ્રશેખર ! હે દયાળુ ! હે સર્વ જીવોનું સારી રીતે રક્ષણ કરનાર ! હે ત્રિશૂળધારી ! હે ચંદ્ર-સૂર્ય-અગ્નિરૂપી નેત્રવાળા ! હે ચિદ્‌ઘનરૂપ ! હે જગદીશ ! આ સંસારનાં ઘોર દુઃખોથી આપ મારું રક્ષણ કરો. ૮

**श्रीशङ्कराष्टकमिदं योगानन्देन निर्मितम् ।**
**सायं प्रातः पठेन्नित्यं सर्वपापविनाशकम् ॥ ९ ॥**

શ્રી સ્વામી યોગાનંદવિરચિત આ શંકરાષ્ટકનો (જે મનુષ્ય) હંમેશાં સવારે અને સાંજે પાઠ કરે છે તેને માટે (આ સ્તોત્રપઠન) સર્વ પાપનો નાશ કરનાર બને છે. ૯

**સ્વામી યોગાનંદ**

# १८. कालभैरवाष्टकम्

देवराजसेव्यमानपावनाङ्घ्रिपङ्कजं
व्यालयज्ञसूत्रमिन्दुशेखरं कृपाकरम् ।
नारदादियोगिवृन्दवन्दितं दिगम्बरं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ १ ॥

દેવોના રાજા ઇંદ્ર જેમનાં પવિત્ર ચરણકમળોનું સેવન કરે છે તેવા, સર્પનું યજ્ઞોપવીત ધારણ કરનારા, ચંદ્રશેખર, કૃપા કરનાર, નારદાદિ યોગીઓના સમૂહ વડે વંદિત અને દિશારૂપી વસ્ત્રવાળા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૧

भानुकोटिभास्वरं परं भवाब्धितारकं
नीलकण्ठमीप्सितार्थदायकं त्रिलोचनम् ।
कालकालमम्बुजाक्षमक्षशूलमक्षरं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ २ ॥

કરોડો સૂર્ય સમાન કાંતિવાળા, સર્વથી પર, સંસારસાગરમાંથી તારનારા, નીલકંઠ, ઇચ્છિત અર્થ આપનાર, ત્રણ નેત્રવાળા, કાળના પણ કાળરૂપ, કમળ સમાન નેત્રવાળા, અક્ષ અને ત્રિશૂળને ધારણ કરનારા અને અવિનાશી એવા કાશી-નગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૨

शूलटङ्कपाशदण्डपाणिमादिकारणं
श्यामकायमादिदेवमक्षरं निरामयम् ।
भीमविक्रमं प्रभुं विचित्रताण्डवप्रियं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ३ ॥

હાથમાં ત્રિશૂળ, ટંક, પાશ અને દંડને ધારણ કરનારા, સર્વના આદિ કારણભૂત, શ્યામ દેહવાળા, સર્વના આદિદેવ, અવિનાશી, રોગરહિત, ભયંકર પરાક્રમવાળા, સર્વના સ્વામી અને વિવિધ પ્રકારનું તાંડવ નૃત્ય જેમને પ્રિય છે એવા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૩

भुक्तिमुक्तिदायकं प्रशस्तचारुविग्रहं
भक्तवत्सलं स्थितं समस्तलोकविग्रहम् ।
निक्वणन्मनोज्ञहेमकिङ्किणीलसत्कटिं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ४ ॥

ભોગ અને મોક્ષ આપનાર, ઉત્તમ પ્રકારના સુંદર વિગ્રહવાળા, ભક્ત ઉપર પ્રેમ રાખનાર, અવિચળ, સમસ્ત લોકરૂપી શરીરને ધારણ કરનાર, મધુર નાદ કરતી સુવર્ણની સુંદર ઘૂઘરીઓથી શોભતી કટિવાળા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૪

धर्मसेतुपालकं त्वधर्ममार्गनाशकं
कर्मपाशमोचकं सुमर्शदायकं विभुम् ।
स्वर्णवर्णशेषपाशशोभिताङ्गमण्डलं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ५ ॥

ધર્મરૂપી સેતુના પાલક, અધર્મના માર્ગનો નાશ કરનાર, કર્મબંધનથી છોડાવનાર, ઉત્તમ રીતે કલ્યાણ કરનાર, વ્યાપક અને સુવર્ણ સમાન વર્ણવાળા શેષનાગરૂપી પાશ વડે જેમનાં સર્વ અંગ શોભાયમાન છે તેવા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૫

रत्नपादुकाप्रभाभिरामपादयुग्मकं
नित्यमद्वितीयमिष्टदैवतं निरञ्जनम् ।
मृत्युदर्पनाशनं करालदंष्ट्रमोक्षणं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ६ ॥

રત્નજડિત પાદુકાઓની કાંતિથી જેમનાં બંને ચરણ સુંદર જણાય છે એવા, નિત્ય, અદ્વિતીય, સર્વના ઇષ્ટ દેવતારૂપ, નિરંજન, મૃત્યુના ગર્વનો નાશ કરનાર અને વિકરાળ દાઢના ભયથી અર્થાત્ મૃત્યુથી (ભક્તને) મુક્ત કરનાર એવા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૬

अट्टहासभिन्नपद्मजाण्डकोशसन्ततिं
दृष्टिपातनष्टपापजालमुग्रशासनम् ।
अष्टसिद्धिदायकं कपालमालिकन्धरं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ७ ॥

કમળમાંથી ઉત્પન્ન થયેલાં અનેક બ્રહ્માંડોને અટ્ટહાસ્ય વડે જેમણે ભેદી નાખ્યાં છે એવા, દૃષ્ટિના પતનમાત્રથી જ સર્વના પાપસમૂહનો નાશ કરનારા, ભયંકર શાસનવાળા, આઠ પ્રકારની સિદ્ધિ આપનારા અને ખભા પર કપાલોની માળા પહેરનારા એવા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૭

भूतसङ्घनायकं विशालकीर्तिदायकं
काशिवासलोकपुण्यपापशोधकं विभुम् ।
नीतिमार्गकोविदं पुरातनं जगत्पतिं
काशिकापुराधिनाथकालभैरवं भजे ॥ ८ ॥

સર્વ ભૂતોના નાયક, વિશાળ કીર્તિ આપનારા, કાશીમાં નિવાસ કરનારા, ભક્તોના પુણ્ય અને પાપનું શોધન કરનાર (અથવા ભગવાન કાશીમાં નિવાસ કરે છે તેથી ત્યાંના ભક્તોનાં પુણ્ય અને પાપનું શોધન કરે છે તેવા), સર્વવ્યાપક, નીતિમાર્ગમાં પ્રવીણ, પુરાતન અને જગતનું રક્ષણ કરનાર એવા કાશીનગરીના અધિપતિ કાળભૈરવનું હું ભજન કરું છું. ૮

कालभैरवाष्टकं पठन्ति ये मनोहरं
ज्ञानमुक्तिसाधनं विचित्रपुण्यवर्धनम् ।
शोकमोहदैन्यलोभकोपतापनाशनं
ते प्रयान्ति कालभैरवाङ्घ्रिसन्निधिं ध्रुवम् ॥ ९ ॥

જ્ઞાન દ્વારા મુક્તિના સાધનરૂપ, વિવિધ પ્રકારનાં પુણ્યોની વૃદ્ધિ કરનાર તથા શોક, મોહ, દીનતા, લોભ, ક્રોધ અને તાપનો નાશ કરનાર આ મનોહર કાળભૈરવાષ્ટકનો જે મનુષ્યો પાઠ કરે છે તે અવશ્ય કાળભૈરવના ચરણકમળના સાંનિધ્યને પ્રાપ્ત કરે છે.

**શ્રીશંકરાચાર્ય**

# १९. चन्द्रशेखराष्टकम्

चन्द्रशेखर चन्द्रशेखर चन्द्रशेखर पाहि माम् ।
चन्द्रशेखर चन्द्रशेखर चन्द्रशेखर रक्ष माम् ॥

હે ચંદ્રશેખર (ભગવાન શંકર) ! હે ચંદ્રશેખર ! હે ચંદ્રશેખર ! આપ મારું રક્ષણ કરો. હે ચંદ્રશેખર ! હે ચંદ્રશેખર ! હે ચંદ્રશેખર ! આપ મને બચાવો.

रत्नसानुशरासनं रजताद्रिशृङ्गनिकेतनं
सिञ्जिनीकृतपन्नगेश्वरमच्युताननसायकम् ।
क्षिप्रदग्धपुरत्रयं त्रिदिवालयैरभिवन्दितं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ १ ॥

રત્નોથી જડાયેલ ટોચયુક્ત ધનુષ્ય ધારણ કરનાર, રૂપાના પર્વતના શિખર પર નિવાસ કરનાર, સર્પોને જેમણે પોતાના અલંકાર બનાવેલા છે તેવા, જેમનાં બાણોનો અગ્રભાગ કદી વિનાશ પામી શકતો નથી એવા, ત્રિપુરાસુરની નગરીને તત્કાળ બાળનારા અને સ્વર્ગમાં રહેનારા દેવોથી જે સારી રીતે વંદિત છે એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૧

पञ्चपादपपुष्पगन्धपदाम्बुजद्वयशोभितं
भाललोचनजातपावकदग्धमन्मथविग्रहम् ।
भस्मदिग्धकलेवरं भवनाशनं भवमव्ययं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ २ ॥

પાંચ કલ્પવૃક્ષોનાં સુગંધમય પુષ્પોથી જેમનાં બંને ચરણકમળ શોભાયમાન થઈ રહેલાં છે એવા, કપાળમાંના નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિ વડે કામદેવના શરીરને જેમણે બાળી નાખ્યું છે એવા, ભસ્મથી લેપાયમાન શરીરવાળા, સંસારનો નાશ કરનારા, સર્વની ઉત્પત્તિરૂપ અને અવ્યય એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૨

मत्तवारणमुख्यचर्मकृतोत्तरीयमनोहरं
पङ्कजासनपद्मलोचनपूजिताङ्घ्रिसरोरुहम् ।
देवसिन्धुतरङ्गसीकरसिक्तशुभ्रजटाधरं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ३ ॥

મદોન્મત હાથીના ઉત્તમ ચર્મથી બનાવેલ ઉપવસ્ત્ર વડે મનોહર જણાતા, કમલાસન બ્રહ્મા અને કમલલોચન વિષ્ણુએ જેમનાં ચરણકમળની પૂજા કરી છે તેવા, દેવનદી ગંગાના તરંગમાંથી ઊડતાં બિંદુઓ વડે છંટાયેલી શ્વેત જટાને ધારણ કરનાર એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૩

यक्षराजसखं भगाक्षहरं भुजङ्गविभूषणं
शैलराजसुतापरिष्कृतचारुवामकलेवरम् ।
क्ष्वेडनीलगलं परश्वधधारिणं मृगधारिणं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ४ ॥

યક્ષરાજ કુબેરના મિત્ર, (દક્ષના યજ્ઞમાં) ભગનાં નેત્રોનો નાશ કરનાર, સર્પના અલંકાર ધારણ કરનારા, પર્વતરાજ હિમાલયની પુત્રી પાર્વતીના બેસવાથી જેમના શરીરનો વામ ભાગ સુંદર જણાય છે તેવા, વિષપાનથી નીલ રંગના થયેલા કંઠવાળા, પરશુ (परश्वध)ને ધારણ કરનારા અને મૃગલાંછન-ચંદ્રને પણ મસ્તક પર ધારણ કરનારા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૪

कुण्डलीकृतकुण्डलेश्वरकुण्डलं वृषवाहनं
नारदादिमुनीश्वरस्तुतवैभवं भुवनेश्वरम् ।
अन्धकान्तकमाश्रितामरपादपं शमनान्तकं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ५ ॥

ગોળાકારે રહેલા મોટા મોટા સર્પોનાં કુંડળ પહેરનારા, વૃષભ જેમનું વાહન છે તેવા, નારદાદિ મુનીશ્વરો જેમના વૈભવની સ્તુતિ કરે છે એવા, ત્રણે ભુવનોના ઈશ્વર, અંધકાસુરનો વિનાશ કરનારા, દેવતાઓના કલ્પવૃક્ષની નીચે રહેનારા, યમરાજના પણ યમરાજ એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૫

भेषजं भवरोगिणामखिलापदामपहारिणं
दक्षयज्ञविनाशनं त्रिगुणात्मकं त्रिविलोचनम् ।
भुक्तिमुक्तिफलप्रदं सकलाघसङ्घनिबर्हणं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ६ ॥

સંસારરૂપી રોગથી રોગી થયેલાઓ માટે ઔષધરૂપ, સર્વ આપત્તિઓને દૂર કરનાર,

દક્ષના યજ્ઞનો વિનાશ કરનાર, ત્રિગુણસ્વરૂપે રહેલા, ત્રણ નેત્રોવાળા, ભુક્તિ અને મુક્તિરૂપી ફળ આપનાર અને સર્વ પાપોના સમુદાયનો વિધ્વંસ કરનાર એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૬

भक्तवत्सलमर्चितं निधिमक्षयं हरिदम्बरं
सर्वभूतपतिं परात्परमप्रमेयमनुत्तमम् ।
सोमवारिनभूहुताशनसोमपानिलखाकृतिं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ७ ॥

ભક્તવત્સલ, સર્વથી પૂજિત, અક્ષય ખજાનારૂપ, લીલા વસ્ત્રવાળા, સર્વ પ્રાણીઓના અધિપતિ, પરથી પણ પર, અપ્રમેય (જેમનું માપ જાણી શકાય એવું નથી તેવા), જેમનાથી ચઢિયાતું કોઈ નથી તેવા (અર્થાત્ સર્વથી ઉત્તમ) તથા ચંદ્ર, જળ, સૂર્ય, પૃથ્વી, અગ્નિ, યજમાન, વાયુ અને આકાશ આ આઠ સ્વરૂપે રહેલા એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૭

विश्वसृष्टिविधायिनं पुनरेव पालनतत्परं
संहरन्तमपि प्रपञ्चमशेषलोकनिवासिनम् ।
क्रीडयन्तमहर्निशं गणनाथयूथसमन्वितं
चन्द्रशेखरमाश्रये मम किं करिष्यति वै यमः ॥ ८ ॥

સમગ્ર વિશ્વને ઉત્પન્ન કરનાર, વળી તેના પાલનમાં તત્પર રહેનાર અને પછી તેનો સંહાર પણ કરનાર, સમગ્ર લોકને વિષે રહેલા, હંમેશાં ક્રીડા કરનાર, ગણનાથના ટોળાની સાથે રહેનારા એવા ભગવાન ચંદ્રશેખરનો હું આશ્રય લઉં છું તો યમરાજ પણ ખરેખર મને શું કરી શકશે ? ૮

मृत्युभीतमृकण्डुसूनुकृतं स्तवं शिवसन्निधौ
यत्र कुत्र च यः पठेन्न हि तस्य मृत्युभयं भवेत् ।
पूर्णमायुररोगितामखिलार्थसम्पदमादरं
चन्द्रशेखर एव तस्य ददाति मुक्तिमयत्नतः ॥ ९ ॥

મૃત્યુના ભયથી ભીત મૃકંડુ મુનિના પુત્ર (માર્કંડેય મુનિ)એ રચેલ આ સ્તોત્રનો શિવજીની સંનિધિમાં કોઈ પણ ઠેકાણે જે મનુષ્ય પાઠ કરે છે તેને મૃત્યુનો ભય રહેતો નથી. ભગવાન ચંદ્રશેખર તેને પૂર્ણ આયુષ્ય, આરોગ્ય, સર્વ પ્રકારની સંપત્તિ અને પ્રતિષ્ઠા આપી અંતમાં તેને અનાયાસે મુક્તિ પણ આપે છે. ૯

## २०. शिवाष्टकम् ३

शीतांशुशुभ्रकलया कलितोत्तमाङ्गं
ध्यानस्थितं धरणिभृत्तनयार्चितं तम् ।
कालानलोपमहलाहलकृष्णकण्ठं
श्रीशङ्करं कलिमलापहरं नमामि ॥ १ ॥

શીતળ પ્રકાશકિરણો ધરાવતા ચંદ્રની ઉજ્જવળ કળાથી શોભતા મસ્તકવાળા (उत्तमाङ्गम्), ધ્યાનમાં સ્થિત, પૃથ્વીને ધારણ કરનાર પર્વતની પુત્રી દ્વારા જેમની અર્ચના કરવામાં આવી છે તેવા, કાળાગ્નિ સમાન હળાહળ વિષ(ના પાન)ને કારણે કાળા થયેલા કંઠવાળા (તથા) કળિયુગના મળનું હરણ કરનારા તે શ્રીશંકરને હું નમું છું. ૧

गायन्ति यस्य चरितानि महाद्भुतानि
पद्मोद्भवोद्भवमुखाः सततं मुनीन्द्राः ।
ध्यायन्ति यं यमिनमिन्दुकलावतंसं
सन्तः समाधिनिरतास्तमहं नमामि ॥ २ ॥

કમળમાં જન્મેલા (બ્રહ્માજી)થી જન્મેલા (નારદ વગેરે) મહામુનિઓ પણ જેમનાં મહાન અદ્ભુત ચરિત્રોનું ગાન સતત કર્યા કરે છે, (તથા) સમાધિમાં નિરત સંતો જે ચંદ્રની કળાને ધારણ કરનાર યમી (યોગીશ્વર)નું ધ્યાન કરે છે, તેમને હું નમું છું. ૨

त्रैलोक्यमेतदखिलं ससुरासुरञ्च
भस्मीभवेद्यदि न यो दययार्द्रदेहः ।
पीत्वाऽहरद्गरलमाशु भयं तदुत्थं
विश्वावनैकनिरताय नमोऽस्तु तस्मै ॥ ३ ॥

દયાથી આર્દ્ર થયેલા દેહવાળા (અંતઃકરણવાળા) જેમણે (શિવજીએ) તત્ક્ષણ વિષપાન કરીને તે (વિષ)થી જન્મતા ભયને હરી લીધો ન હોત તો દેવો અને

અસુરો સહિતના આ સમસ્ત ત્રણે લોક ભસ્મીભૂત થઈ જાત, – એકમાત્ર વિશ્વના રક્ષણમાં જ નિરત તે (શિવજી)ને નમસ્કાર હો. ૩

पापप्रसाधनरता दितिजा अपीन्द्रं
सद्यो विजित्य सुरधामधराधिपत्यम् ।
यस्य प्रसादलवलेशवशादवाप्ता-
स्तस्मै ममास्तु विनतिः परमेश्वराय ॥ ४ ॥

સારી પેઠે પાપ કરવામાં લાગેલા દૈત્યોએ પણ જેમની કૃપાના કણના લેશમાત્રને કારણે (દેવરાજ) ઇંદ્રને શીઘ્ર (અનાયાસ) જીતીને દેવલોકની ભૂમિના આધિપત્યને પ્રાપ્ત કર્યું, તે પરમેશ્વરને મારી વિશેષ નતિ (મારા પ્રણામ) હો. ૪

नो शक्यमुग्रतपसापि युगान्तरेण
प्राप्तुं यदन्यसुरपुङ्गवतस्तदेव ।
भक्त्या सकृत्प्रणमनेन सदा ददाति
यो नौमि नम्रशिरसा च तमाशुतोषम् ॥ ५ ॥

બીજા શ્રેષ્ઠ દેવતાઓ યુગ-યુગાંતર સુધી ઉગ્ર તપ કરીને પણ જે પ્રાપ્ત કરી શકે તેમ નથી, તે જ (ભુક્તિ અને મુક્તિ) એક (જ) વાર ભક્તિપૂર્વક પ્રણામ કરવાથી હંમેશાં જે આપે છે તે શીઘ્ર પ્રસન્ન થનારા (ભગવાન આશુતોષ)ને મસ્તક નમાવીને હું નમું છું. ૫

भूतिप्रियोऽपि वितरत्यनिशं विभूतिं
भक्ताय यः फणिगणानपि धारयन्सन् ।
हन्ति प्रचण्डभवभीमभुजङ्गभीतिं
तस्मै नमोऽस्तु सततं मम शङ्कराय ॥ ६ ॥

જેમને (માત્ર) ભૂતિ (ભસ્મ) પ્રિય છે, છતાં ભક્ત(જન)ને જે નિરંતર વિભૂતિ આપતા રહે છે (તથા) સર્પસમૂહને ધારણ કરતા હોવા છતાં પણ જે પ્રચંડ સંસારરૂપી ભયંકર સર્પના ભયનો નાશ કરે છે, તે (ભગવાન) શંકરને સતત મારા નમસ્કાર હો. ૬

येषां भयेन विबुधा रजनीचराणां
नो तत्यजुर्हिममहीध्रगुहागृहाणि ।
हत्वा ददौ गिरिश तानपि शैवधाम
त्वत्तः परोऽस्ति परमेश्वर को दयालुः ॥ ७ ॥

જે નિશાચર (રાક્ષસો)ના ભયથી (ભયને લીધે) દેવોએ હિમાલય પર્વત (महीध्र = ધરતીને ધારણ કરનાર)ની ગુફાઓરૂપી ઘરોનો ત્યાગ ન કર્યો (ગુફાઓમાં જ સંતાઈ રહ્યા). તે (નિશાચરો)ને પણ હણીને હે ગિરિશ, આપે શિવજીનું (આપનું પોતાનું) ધામ આપ્યું. હે પરમેશ્વર, આપના કરતાં વધારે દયાળુ (દેવતા) કોણ છે ? ૭

अर्चा कृता न तव नाम हर स्मृतन्न
नो भक्तवत्सल कृतं तव किञ्चिदन्यत् ।
वीक्ष्य स्वपादकमलोपनतं तथापि
मां पाहि कारुणिकमौलिमणे महेश ॥ ८ ॥

હે હર, મેં આપની અર્ચા (સેવા-પૂજા) નથી કરી. (આપના) નામનું સ્મરણ નથી કર્યું. (અને) હે ભક્તવત્સલ, બીજું પણ કાંઈ આપને માટે મેં નથી કર્યું. છતાં પણ આપના ચરણકમળમાં પડેલા (उपनत) મને જોઈને હે કારુણિક, હે મૌલિમણિ (જટારૂપી મણિ ધારણ કરનાર) (અથવા હે કારુણિકોમાં શ્રેષ્ઠ મણિ સમાન), હે મહેશ, (મને) રક્ષો. ૮

महावीरप्रसादो यो द्विवेदिकुलसम्भवः ।
स भक्त्या परया युक्तश्चकारेदं शिवाष्टकम् ॥ ९ ॥

દ્વિવેદીના કુળમાં જન્મેલા જે મહાવીરપ્રસાદ છે તેમણે (અર્થાત્ મેં મહાવીરપ્રસાદ દ્વિવેદીએ) પરમ ભક્તિથી યુક્ત થઈને આ શિવાષ્ટકની રચના કરી છે. ૯

મહાવીરપ્રસાદ દ્વિવેદી

# २१. शिवभजनम्

शिशुशरणागततारक साम्ब वन्दे विजयावर हर साम्ब ।
वनवासिन्वनचरनुत साम्ब कृपयोद्धर मां दरहर साम्ब ॥ १ ॥

હે બાળક (માર્કંડેયને) અને શરણાગતને તારનારા, હે સાંબ, હે વિજયા (પાર્વતી)ના પતિ, હે હર, હે સાંબ હું (આપને) વંદું છું. હે વનવાસી, હે વનચરોથી પ્રશંસિત, હે સાંબ, હે ભય (दर)નું હરણ કરનારા, હે સાંબ, કૃપા કરીને મારો ઉદ્ધાર કરો. ૧

हतत्रिपुरासुर सुरवर साम्ब सुमनोर्चित मङ्गलकर साम्ब ।
रविचन्द्रानललोचन साम्ब मदनान्तक मदनाशक साम्ब ॥ २ ॥

હે ત્રિપુરાસુરને હરનારા, હે શ્રેષ્ઠ દેવ, હે સાંબ, હે સુમન (દેવો, પુષ્પો)થી અર્ચિત, હે મંગળકારી, હે સાંબ (હું આપને વંદન કરું છું.) હે સૂર્ય-ચંદ્ર-અગ્નિરૂપ નેત્રવાળા, હે સાંબ, હે મદનાંતક, હે મદનાશક, હે સાંબ, (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૨

शंखस्वन शमथप्रद साम्ब शटाशीर्ष शशिभूषण साम्ब ।
कर्पूराभ क्षणकर साम्ब कमलसुकोमल कमनद साम्ब ॥ ३ ॥

હે શંખના નાદરૂપ, હે માનસિક શાંતિ (शमथ) આપનારા, હે સાંબ, હે જટા (शटा)યુક્ત મસ્તકવાળા, હે ચંદ્રભૂષણ, હે સાંબ, (હું આપને વંદન કરું છું). હે કપૂર સમાન (ગૌર) વર્ણવાળા, હે આનંદ (क्षण) આપનારા, હે સાંબ, હે કમળ કરતાં વધુ કોમળ, હે કમનીય (कमन) વસ્તુઓ આપનારા, હે સાંબ, (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૩

रसनातिग रसवर्धक साम्ब दक्षयज्ञविध्वंसक साम्ब ।
गौरीहर गङ्गाधर साम्ब गणवन्दित मर्दितगज साम्ब ॥ ४ ॥

હે જીભ (વાણી)થી પર, હે રસને વધારનારા, હે સાંબ, હે દક્ષના યજ્ઞનો નાશ કરનારા, હે સાંબ (હું આપને વંદન કરું છું). હે ગૌરીના હર, હે ગંગાધર, હે સાંબ, હે ગણોથી વંદિત, હે ગજાસુરનું મર્દન કરનારા, હે સાંબ (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૪

रीढारीढावर्जित साम्ब रेवातात स्वर्चित साम्ब ।
शम्बमित्र शयुलाञ्छित साम्ब शितिकण्ठ स्थिरवाञ्छित साम्ब ॥ ५ ॥

હે અપમાન (रीढा) અને માન (अरीढा)થી વર્જિત, હે સાંબ, હે રેવાના તાત, હે સારી રીતે પૂજિત, હે સાંબ (હું આપને વંદન કરું છું). હે ગરીબ (शम्ब)ના મિત્ર, હે સર્પ (शयु)થી વિભૂષિત (लाञ्छित), હે સાંબ, હે નીલકંઠ, હે સ્થિર, (મક્કમ મનવાળા) દ્વારા ઇચ્છિત, હે સાંબ, (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૫

वन्दावन्दित वनिहर साम्ब वन्यवधूटीवञ्चित साम्ब ।
देशिकवर खलदूषित साम्ब दिव्यविभूतिविभूषित साम्ब ॥ ६ ॥

હે ભિખારણ (वन्दा) દ્વારા વંદિત, હે કામના (वनि)નું હરણ કરનારા, હે સાંબ, હે જંગલી સ્ત્રી (ભીલડીનું રૂપ ધારણ કરનાર પાર્વતી)થી છેતરાયેલા, હે સાંબ (હું આપને વંદન કરું છું). હે ગુરુશ્રેષ્ઠ, હે દુર્જનોથી નિંદિત, હે સાંબ, હે દિવ્ય વિભૂતિ (ભસ્મ, વૈભવ)થી શોભિત, હે સાંબ (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૬

गञ्जास्थित गणनायक साम्ब जय गरलप गतिदायक साम्ब ।
गायत्रानन्दित नट साम्ब दण्डितलट पिङ्गलजट साम्ब ॥ ७ ॥

હે ઝૂંપડી (गञ्जा)માં રહેનારા, હે ગણોના નાયક, હે સાંબ, હે વિષ (गरल)નું પાન કરનારા, હે ગતિ આપનારા, હે સાંબ, (આપનો) જય હો. હે વેદના ગાનથી આનંદિત થનારા, હે નટ, હે સાંબ, હે લૂટારા (लट)ને દંડ આપનારા, હે પિંગળ જટાવાળા, હે સાંબ (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૭

धनपतिहित धनदुर्लभ साम्ब धनकविदूर ध्रुव मुद साम्ब ।
रजसानुप्रियमन्दिर साम्ब 'रङ्ग'हृष्टमुखचन्दिर साम्ब ॥ ८ ॥

હે કુબેરના મિત્ર, હે ધનથી અપ્રાપ્ય, હે સાંબ, હે લાલસા (धनक)થી અતિ દૂર રહેનારા, હે ધ્રુવ, હે મોક્ષ (मु) આપનારા, હે સાંબ (હું આપને વંદન કરું છું). હે હૃદય (रजसानु)રૂપી મંદિર જેને પ્રિય છે એવા, હે સાંબ, હે 'રંગ'ના હર્ષિત મુખ માટે (હર્ષિત કરવા માટે) ચંદ્ર સમાન, હે સાંબ (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો). ૮

मीमांसक वरचेष्टित साम्ब जय योगीश्वरवेष्टित साम्ब ।
शङ्काशून्य सनातन साम्ब पाहि कृपाघन शर्मद साम्ब ॥ ९ ॥

હે મીમાંસક, હે શ્રેષ્ઠ ચેષ્ટા કરનારા, હે સાંબ, હે યોગીશ્વરોથી ઘેરાયેલા, હે સાંબ, (આપનો) જય હો. હે શંકારહિત, હે સનાતન, હે સાંબ, હે કૃપાઘન, હે શાંતિદાયક, હે સાંબ, (મારું) રક્ષણ કરો). ૯

રંગ અવધૂત

वन्द्यं महासोमकलाविलासं गामादरेणाऽऽकलयन्ननादिम् ।
मैनं महः किञ्चन दिव्यमङ्गीकुर्वन्विभुर्मे कुशलानि कुर्यात् ॥ २ ॥

વંદન કરવા યોગ્ય, ચંદ્રની મોટી કળાઓથી વિલાસ કરનારા, વેદરૂપ અનાદિ વાણીનો વિચાર કરનારા તથા મેના (હિમાલયની પત્ની)ની પુત્રીરૂપી કોઈ દિવ્ય તેજ (પાર્વતી)ને ધારણ કરનારા પ્રભુ મારું (સર્વ પ્રકારે) કુશળ કરે. ૨

यो मन्दरागं दधदादितेयान्सुधाभुजः स्माऽऽतनुते विषादी ।
स्वामद्रिलीलोचितचारुमूर्ते कृपामपारां स भवान्विधत्ताम् ॥ ३ ॥

હે કૈલાસ પર્વત પર વિલાસ કરવાવાળી સુંદર મૂર્તિવાળા, (વિષયોના) પ્રેમને (વિષયાસક્તિને) મંદ કરનારા અને ઝેરનું ભક્ષણ કરનારા જે આપે દેવતાઓને અમૃત પીનારા કર્યા છે તે આપ મારા પર આપની કૃપા કરો. ૩

→ પૃ. ૮૨

# २२. अर्धनारीनटेश्वरस्तोत्रम्

**चाम्पेयगौरार्धशरीरकायै कर्पूरगौरार्धशरीरकाय ।**
**धम्मिल्लकायै च जटाधराय नमः शिवायै च नमः शिवाय ॥ १ ॥**

ચંપાના (પુષ્પ) સમાન ગૌર અર્ધ શરીર ધરાવનારાં (પાર્વતી)ને, કર્પૂર સમાન ગૌર અર્ધ શરીર ધરાવનાર (શિવજી)ને, મોતી અને ફૂલોથી સુશોભિત અંબોડો ધરાવનારાંને (धम्मिल्लकायै) અને જટા ધારણ કરનારાને – શિવા (પાર્વતીજી)ને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૧

**कस्तूरिकाकुङ्कुमचर्चितायै चितारजःपुञ्जविचर्चिताय ।**
**कृतस्मरायै विकृतस्मराय नमः शिवायै च नमः शिवाय ॥ २ ॥**

કસ્તૂરિકા અને કુમકુમથી લિપ્ત થયેલાંને, ચિતાની રજના પુંજથી સારી રીતે લિપ્ત થયેલાને, કામદેવને જિવાડનારાંને (અને) કામદેવનો નાશ કરનારાને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૨

**चलत्क्वणत्कङ्कणनूपुरायै पादाब्जराजत्फणिनूपुराय ।**
**हेमाङ्गदायै भुजगाङ्गदाय नमः शिवायै च नमः शिवाय ॥ ३ ॥**

હાલવાથી ઝણકાર કરે તેવાં (હાથમાં) કંકણ અને (પગમાં) નૂપુર ધારણ કરનારાંને, ચરણકમળમાં શોભતા સાપનાં નૂપુર ધારણ કરનારાને, (ભુજાઓમાં) સોનાના બાજૂબંધ (अङ्गद) ધારણ કરનારાંને અને (ભુજાઓમાં) સાપના બાજૂબંધ ધારણ કરનારાને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૩

**विशालनीलोत्पललोचनायै विकासिपङ्केरुहलोचनाय ।**
**समेक्षणायै विषमेक्षणाय नमः शिवायै च नमः शिवाय ॥ ४ ॥**

પ્રફુલ્લિત નીલકમળ સમાન નેત્ર ધરાવનારાંને, વિકસિત કમળ સમાન નેત્ર ધરાવનારાને, સમ (બધાંને હોય છે તેવાં બે નેત્ર) ધરાવનારાંને (અને) વિષમ (ત્રણ) નેત્ર ધરાવનારાને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૪

**मन्दारमालाकलितालकायै कपालमालाङ्कितकन्धराय ।**
**दिव्याम्बरायै च दिगम्बराय नमः शिवायै च नमः शिवाय ॥ ५ ॥**

મંદાર (પુષ્પો)ની માળાથી શોભતા વાંકડિયા વાળ ધરાવનારાંને, ખોપરીઓની માળાથી શોભતી ગરદન ધરાવનારાને, દિવ્ય અંબર ધારણ કરનારાંને (અને) દિશાઓનાં વસ્ત્ર ધારણ કરનારા (નિર્વસ્ત્ર)ને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૫

**अम्भोधरश्यामलकुन्तलायै तडित्प्रभाताम्रजटाधराय ।**
**निरीश्वरायै निखिलेश्वराय नमः शिवायै च नमः शिवाय ॥ ६ ॥**

જળથી ભરેલા વાદળ (अम्भोधर) સમાન શ્યામલ કેશ ધરાવનારાંને, વીજળીની પ્રભા જેવી ચમકતી તામ્રવર્ણી જટા ધારણ કરનારાને, જેમને કોઈ ઈશ્વર નથી તેવાં (પરમ સ્વતંત્ર)ને અને સર્વ લોકના સ્વામીને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૬

**प्रपञ्चसृष्ट्युन्मुखलास्यकायै समस्तसंहारकताण्डवाय ।**
**जगज्जनन्यै जगदेकपित्रे नमः शिवायै च नमः शिवाय ॥ ७ ॥**

વિશ્વપ્રપંચના સર્જનને અનુકૂળ નૃત્ય કરનારાંને, સમસ્ત (વિશ્વપ્રપંચનો) સંહાર કરનાર તાંડવ નૃત્ય કરનારાને, જગતનાં (એકમાત્ર) માતાને અને જગતના એકમાત્ર પિતાને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૭

**प्रदीप्तरत्नोज्जवलकुण्डलायै स्फुरन्महापन्नगभूषणाय ।**
**शिवान्वितायै च शिवान्विताय नमः शिवायै च नमः शिवाय ॥ ८ ॥**

અત્યંત ઝળહળતાં રત્નોનાં ઉજ્જ્વળ કુંડળ ધારણ કરનારાંને, ફૂંફાડા મારતા મહાન સર્પોનાં આભૂષણ ધારણ કરનારાને, શિવજીથી સમન્વિત થયેલાંને અને શિવા (પાર્વતી)થી સમન્વિત થયેલાને – શિવાને નમસ્કાર અને શિવજીને નમસ્કાર. ૮

**एतत्पठेदष्टकमिष्टदं यो भक्त्या स मान्यो भुवि दीर्घजीवी ।**
**प्राप्नोति सौभाग्यमनन्तकालं भूयात्सदा तस्य समस्तसिद्धिः ॥ ९ ॥**

જે (મનુષ્ય) આ ઇષ્ટ (ગમતી વસ્તુ)નું પ્રદાન કરનાર અષ્ટકનો ભક્તિપૂર્વક પાઠ કરે છે તે સંસારમાં સન્માનિત થાય છે, દીર્ઘજીવી થાય છે, અનંત કાળ સુધી તે સૌભાગ્ય પ્રાપ્ત કરે છે અને તેને સદા સમસ્ત સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૯

**શ્રીશંકરાચાર્ય**

## २३. महादेवाष्टकम् २

मोक्षलक्ष्मीगृहद्वारकवाटोद्घाटनध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ १ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ મોક્ષલક્ષ્મીના ઘરમાં પ્રવેશ (द्वार) માટેના દરવાજા (कवाट)ને ઉઘાડી નાખનારો ધ્વનિ છે. ૧

वैवस्वतमहाराजमौलिसङ्कुट्टनध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ २ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ યમરાજાના (મૃત્યુના) મસ્તકને સારી પેઠે કચડી નાખનાર ધ્વનિ છે. ૨

कैलासनगरद्वारमहाघण्टारवध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ३ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ (શિવજીના નિવાસસ્થાન) કૈલાસ નગરના દ્વાર(ને ખોલાવનાર) મહાન ઘંટના નાદરૂપ ધ્વનિ છે. ૩

महापातकमत्तेभत्रासकण्ठीरवध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ४ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ મહાપાતકરૂપી મદમસ્ત હાથીના ત્રાસ-(થી બચાવનાર) સિંહરૂપ ધ્વનિ છે. ૪

महेश्वरमहोक्षस्य घण्टाघणघणध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ५ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ મહેશ્વરના (વાહન) મહાન (નંદિના ગળે બાંધેલા) ઘંટનો ઘણઘણ ધ્વનિ છે. ૫

मुक्त्यङ्गनाकरस्पर्शविवाहपटहध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ६ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ મુક્તિરૂપી સુંદર સ્ત્રીનો કરસ્પર્શ (પ્રાપ્ત કરવામાં આડે આવતા) અંતરપટને દૂર કરનારો ધ્વનિ છે. ૬

मत्सेवनासमायातजयश्रीदुन्दुभिध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ७ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ મારી સેવા કરવા માટે આવેલ જયલક્ષ્મીના દુંદુભિનો ધ્વનિ છે. ૭

पापाटवीप्रविष्टाग्निज्वालाचटचटध्वनिः ।
महादेव महादेव महादेवेत्ययं ध्वनिः ॥ ८ ॥

મહાદેવ, મહાદેવ, મહાદેવ એવો આ ધ્વનિ પાપોના વનમાં (પાપોને બાળવા માટે) પ્રવેશેલા અગ્નિની જ્વાળાનો ચટચટ ધ્વનિ છે. ૮

महादेवस्य वाग्वल्ली चतुरक्षरपल्लवा ।
भक्तिसिद्धा भवत्येषा चतुर्वर्गफलप्रदा ॥ ९ ॥

મહાદેવની (મહાદેવ એ નામના ઉચ્ચારણરૂપી આ) વાગ્લતા ચાર અક્ષરરૂપી પાંદડાંવાળી છે. આ (લતા) ભક્તિ(પૂર્વક સેવન કરવા)થી સિદ્ધ થઈને (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ) ચારેય વર્ગનાં ફળ આપનારી બને છે. ૯

## २४. दारिद्र्यदहनशिवस्तोत्रम्

विश्वेश्वराय नरकार्णवतारणाय
कर्णामृताय शशिशेखरधारणाय ।
कर्पूरकान्तिधवलाय जटाधराय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ १ ॥

સમસ્ત વિશ્વના સ્વામી, નરક સમાન ભવસમુદ્રમાંથી બચાવનાર, કર્ણથી (શ્રવણ કરવામાં) અમૃત સમાન (અર્થાત્ જેમની કીર્તિ અમૃત સમાન છે તેવા), ચંદ્રમા-રૂપી મુગટ ધારણ કરનાર, કર્પૂરની કાંતિ સમાન ઉજ્જવળ, જટાધર, તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૧

गौरीप्रियाय रजनीशकलाधराय
कालान्तकाय भुजगाधिपकङ्कणाय ।
गङ्गाधराय गजराजविमर्दनाय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ २ ॥

પાર્વતીવલ્લભ, રાત્રિના સ્વામી અર્થાત્ ચંદ્રરૂપી કલા ધારણ કરનાર, કાળનો પણ અંત કરનાર, નાગરાજને કંકણરૂપે ધારણ કરનાર, મસ્તક ઉપર ગંગાજીને ધારણ કરનાર, ગજરાજનો નાશ કરનાર, તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૨

भक्तप्रियाय भवरोगभयापहाय
उग्राय दुर्गभवसागरतारणाय ।
ज्योतिर्मयाय गुणनामसुनृत्यकाय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ३ ॥

ભક્તો જેમને પ્રિય છે તેવા, સંસારરૂપી રોગ અને ભયનો નાશ કરનાર, ઉગ્રરૂપ, દુર્ગમ ભવસાગરમાંથી પાર કરાવનાર, જ્યોતિઃસ્વરૂપ, ગુણ અને નામમાં રમનારા તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૩

चर्माम्बराय शवभस्मविलेपनाय
भालेक्षणाय मणिकुण्डलमण्डिताय ।
मञ्जीरपादयुगलाय जटाधराय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ४ ॥

વ્યાઘ્રચર્મધારી, ચિતાની ભસ્મનું વિલેપન કરનાર, ભાલપ્રદેશમાં નેત્ર ધારણ કરનાર, મણિજડિત કુંડળથી સુશોભિત, ચરણોમાં નૂપુર ધારણ કરેલા, જટાધર તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૪

पञ्चाननाय फणिराजविभूषणाय
हेमांशुकाय भुवनत्रयमण्डिताय ।
आनन्दभूमिवरदाय तमोमयाय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ५ ॥

પંચમુખ, નાગરાજરૂપી આભૂષણવાળા, સુવર્ણ સમાન દેદીપ્યમાન વર્ણવાળા, ત્રણે લોકના આભૂષણરૂપ, આનંદભૂમિ (કાશીનગરી)માં રહીને વરદાન આપનારા, તમોગુણથી યુક્ત (તમઃસ્વરૂપ) તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૫

भानुप्रियाय भवसागरतारणाय
कालान्तकाय कमलासनपूजिताय ।
नेत्रत्रयाय शुभलक्षणलक्षिताय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ६ ॥

સૂર્યને પ્રિય, ભવસાગરમાંથી તારનાર, કાળનો અંત લાવનાર, કમલાસન (બ્રહ્માજી)થી પૂજિત, ત્રણ નેત્રવાળા, શુભ લક્ષણોથી યુકત તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર એવા શિવજીને નમસ્કાર. ૬

रामप्रियाय रघुनाथवरप्रदाय
नागप्रियाय नरकार्णवतारणाय ।
पुण्येषु पुण्यभरिताय सुरार्चिताय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ७ ॥

(ભગવાન) શ્રીરામચંદ્રજીને પ્રિય, રઘુનાથ શ્રીરામચંદ્રજીને વરદાન પ્રદાન કરનાર, નાગના પ્રેમી, નરક સમાન ભવસમુદ્રમાંથી બચાવનાર, પુણ્યશાળીઓમાં અત્યંત પુણ્યશાળી, દેવતાઓમાં સુપૂજિત તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર શિવજીને નમસ્કાર. ૭

मुक्तेश्वराय फलदाय गणेश्वराय
गीतप्रियाय वृषभेश्वरवाहनाय ।
मातङ्गचर्मवसनाय महेश्वराय
दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥ ८ ॥

મુક્ત (યોગીઓ)ના સ્વામી, કર્મફળદાતા, (પ્રમથાદિ) ગણોના સ્વામી, સંગીતપ્રિય નંદિવાહન, હાથીના ચર્મનું વસ્ત્ર ધારણ કરનાર, મહેશ્વર તેમ જ દારિદ્ર્યરૂપી દુઃખનો નાશ કરનાર શિવજીને નમસ્કાર. ૮

वसिष्ठेन कृतं स्तोत्रं सर्वरोगनिवारणम् ।
सर्वसम्पत्करं शीघ्रं पुत्रपौत्रादिवर्धनम् ।
त्रिसन्ध्यं यः पठेन्नित्यं स हि स्वर्गमवाप्नुयात् ॥ ९ ॥

સર્વ રોગોનું નિવારણ કરનાર, શીઘ્ર સર્વ સંપત્તિ પ્રાપ્ત કરાવનાર અને પુત્ર-પૌત્રાદિની વૃદ્ધિ કરનાર એવા આ મહર્ષિ વસિષ્ઠજીએ રચેલ સ્તોત્રનો જે નિત્ય ત્રણ સંધ્યા સમયે પાઠ કરે છે તેને અવશ્ય સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ૯

**મહર્ષિ વસિષ્ઠ**

## २५. शिववन्दना

वन्दे देवमुमापतिं सुरगुरुं वन्दे जगत्कारणं
वन्दे पन्नगभूषणं मृगधरं वन्दे पशूनां पतिम् ।
वन्दे सूर्यशशाङ्कवह्निनयनं वन्दे मुकुन्दप्रियं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ १ ॥

દેવતાઓના ગુરુ ઉમાપતિ મહાદેવને હું વંદું છું. જગતના કારણરૂપને હું વંદું છું. સર્પભૂષણ મૃગધરને હું વંદું છું. પશુપતિને હું વંદું છું. સૂર્ય, ચંદ્ર તેમ જ અગ્નિરૂપી ત્રણ નેત્ર ધરાવનારને હું વંદું છું. વિષ્ણુપ્રિયને હું વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને હું વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને હું વંદું છું. ૧

वन्दे सर्वजगद्विहारमतुलं वन्देऽन्धकध्वंसिनं
वन्दे देवशिखामणिं शशिनिभं वन्दे हरेर्वल्लभम् ।
वन्दे नागभुजङ्गभूषणधरं वन्दे शिवं चिन्मयं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ २ ॥

સમગ્ર જગતમાં વિહાર કરનારને હું વંદું છું. અંધકાસુરનો નાશ કરનારને વંદું છું. દેવોમાં શ્રેષ્ઠ અને ચંદ્ર સમાન શુભ્ર જે છે તેમને વંદું છું. શ્રીહરિના વલ્લભને વંદું છું. નાગ અને સાપરૂપી આભૂષણ ધારણ કરનારને હું વંદું છું. ચિન્મય શિવને હું વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને હું વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને હું વંદું છું. ૨

वन्दे दिव्यमचिन्त्यमद्वयमहं वन्देऽर्कदर्पापहं
वन्दे निर्मलमादिमूलमनिशं वन्दे मखध्वंसिनम् ।
वन्दे सत्यमनन्तमाद्यमभयं वन्देऽतिशान्ताकृतिं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ३ ॥

દિવ્ય, અચિંત્ય, અદ્વયને હું વંદું છું. સૂર્યના દર્પનો વિનાશ કરનારને હું વંદું છું. નિર્મળ, આદિકારણને હું નિરંતર વંદું છું. (અથવા અનિશ અર્થાત્ ચેષ્ટાનો અભાવ

જેમનામાં નથી તેમને હું વંદું છું). દક્ષના યજ્ઞનો નાશ કરનારને વંદું છું. સત્ય, અનંત, આદ્ય, અભયસ્વરૂપને વંદું છું. અતિ શાંત આકૃતિને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને હું વંદું છું. ૩

वन्दे भूरथमम्बुजाक्षविशिखं वन्दे श्रुतीघोटकं
वन्दे शैलशरासनं फणिगुणं वन्देऽधितूणीरकम् ।
वन्दे पद्मजसारथिं पुरहरं वन्दे महाभैरवं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ४ ॥

ધરતી જેમનો રથ છે અને ભગવાન વિષ્ણુરૂપી જેમનાં બાણ છે તેમને હું વંદું છું. શ્રુતિઓ જેમના અશ્વ છે તેમને વંદું છું. મેરુ પર્વતરૂપી જેમનું બાણ છે અને શેષનાગ જેમના બાણની પણછ છે તેમને વંદું છું. આકાશ જેમનું (બાણ મૂકવાનું) ભાથું છે તેમને વંદું છું. બ્રહ્માજી જેમના સારથિ છે તે ત્રિપુરહરને વંદું છું. મહાભૈરવને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૪

वन्दे पञ्चमुखाम्बुजं त्रिनयनं वन्दे ललाटेक्षणं
वन्दे व्योमगतं जटासुमुकुटं चन्द्रार्धगङ्गाधरम् ।
वन्दे भस्मकृतत्रिपुण्डजटिलं वन्देऽष्टमूर्त्यात्मकं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ५ ॥

પંચમુખ તેમ જ ત્રિનયનને હું વંદું છું. જેમના લલાટમાં નેત્ર છે, તેમને વંદું છું. આકાશવ્યાપી જટારૂપી મુગટ ધારણ કરનારને તેમ જ અર્ધચંદ્ર અને ગંગાને ધારણ કરનારને વંદું છું. જેમણે ભસ્મનું ત્રિપુંડ કર્યું છે તથા જે જટાધારી છે તેમને વંદું છું. અષ્ટમૂર્તિસ્વરૂપ જે છે તેમને હું વંદન કરું છું. ભકતજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૫

वन्दे कालहरं हरं विषधरं वन्दे मृडं धूर्जटिं
वन्दे सर्वगतं दयामृतनिधिं वन्दे नृसिंहापहम् ।
वन्दे विप्रसुरार्चिताङ्घ्रिकमलं वन्दे भगाक्षापहं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ६ ॥

કાળનું હરણ કરનાર હરને, વિષધરને હું વંદું છું. સુખસ્વરૂપ ધૂર્જટિને હું વંદું છું. સર્વવ્યાપી અને દયામૃતના સાગરને હું વંદું છું. નૃસિંહના મદનું હરણ કરનારને હું વંદું છું. જેમનાં ચરણકમળો બ્રાહ્મણો અને દેવોથી પૂજિત છે તેમને હું વંદું છું. જે ભગનેત્રનો વિનાશ કરનાર છે તેમને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૬

वन्दे मङ्गलराजताद्रिनिलयं वन्दे सुराधीश्वरं
वन्दे शङ्करमप्रमेयमतुलं वन्दे यमद्वेषिणम् ।
वन्दे कुण्डलिराजकुण्डलधरं वन्दे सहस्त्राननं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ७ ॥

મંગળ રાજતાદ્રિ પર્વત પર નિવાસ કરનારને વંદન કરું છું. દેવોના અધીશ્વરને વંદન કરું છું. અપ્રમેય, અતુલનીય શ્રીશંકરને વંદું છું. યમરાજાના દ્વેષી અર્થાત્ મૃત્યુના ભયને દૂર કરનારને વંદું છું. નાગરાજ વાસુકીરૂપી કુંડળ ધારણ કરનારને વંદું છું. સહસ્ર મુખ ધરાવનારને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૭

वन्दे हंसमतीन्द्रियं स्मरहरं वन्दे विरूपेक्षणं
वन्दे भूतगणेशमव्ययमहं वन्देऽर्थराज्यप्रदम् ।
वन्दे सुन्दरसौरभेयगमनं वन्दे त्रिशूलायुधं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ८ ॥

અતીન્દ્રિય, સ્મરહર તેમ જ આત્મરૂપથી વિરાજમાન પ્રભુને હું વંદું છું. વિરૂપાક્ષને વંદું છું. ભૂતગણના સ્વામીને, અવ્યયને વંદું છું. સંપત્તિ તેમ જ રાજ્યનું પ્રદાન કરનારને વંદું છું. સુંદર વૃષભ ઉપર સવારી કરનારને વંદું છું. ત્રિશૂળરૂપી આયુધ ધારણ કરનારને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૮

वन्दे सूक्ष्ममनन्तमाद्यमभयं वन्देऽन्धकारापहं
वन्दे रावणनन्दिभृङ्गिविनतं वन्दे सुपर्णावृतम् ।
वन्दे शैलसुतार्धभागवपुषं वन्दे भयं त्र्यम्बकं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ ९ ॥

સૂક્ષ્મ, અનંત, આદ્ય, અભયસ્વરૂપને હું વંદું છું. અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારને વંદું છું. રાવણ, નંદિ અને ભૃંગીથી વંદિતને હું વંદું છું. સુપર્ણા અર્થાત્ દેવી પાર્વતીથી આલિંગિતને વંદું છું. પર્વતપુત્રી દેવી પાર્વતીરૂપી જેમનો દેહાર્ધ છે તેમને હું વંદું છું. (પાપરૂપી શત્રુઓ માટે) ભયસ્વરૂપ ત્રિનેત્રને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૯

वन्दे पावनमम्बरात्मविभवं वन्दे महेन्द्रेश्वरं
वन्दे भक्तजनाश्रयामरतरुं वन्दे नताभीष्टदम् ।
वन्दे जह्नुसुताम्बिकेशमनिशं वन्दे गणाधीश्वरं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥ १० ॥

આકાશસ્વરૂપ જેમનો વૈભવ છે તેવા પવિત્ર (શિવજી)ને હું વંદું છું. મહેન્દ્રના ઈશ્વરને હું વંદું છું. ભક્તજનો માટે જે કલ્પવૃક્ષ સમાન આશ્રય છે તેમને વંદું છું. નમસ્કાર કરનારને અભીષ્ટ ફળ પ્રદાન કરનારને વંદું છું. જહ્નુમુનિની પુત્રી જાહ્નવીના તેમ જ અંબિકાના સ્વામીને હું સતત વંદન કરું છું. ગણાધીશ્વરને હું વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને વંદું છું. ૧૦

## २६. विश्वनाथाष्टकम्

गङ्गातरङ्गरमणीयजटाकलापं
गौरीनिरन्तरविभूषितवामभागम् ।
नारायणप्रियमनङ्गमदापहारं
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ १ ॥

गङ्गा-तरङ्ग-रमणीय-जटा-कलापम् - ગંગાજીના તરંગરૂપી રમણીય જટાકલાપવાળા गौरी-निरन्तर-विभूषित-वाम-भागम् - દેવી પાર્વતીથી નિરંતર વિભૂષિત વામ અંગવાળા नारायणप्रियम् - ભગવાન નારાયણના પ્રિય अनङ्ग-मद-अपहारम् - કામદેવના મદનું અપહરણ કરનાર वाराणसी-पुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

ગંગાજીના તરંગરૂપી રમણીય જટાકલાપવાળા, દેવી પાર્વતીથી નિરંતર વિભૂષિત વામ અંગવાળા, ભગવાન નારાયણના પ્રિય, કામદેવના મદનું અપહરણ કરનાર, વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૧

वाचामगोचरमनेकगुणस्वरूपं
वागीशविष्णुसुरसेवितपादपीठम् ।
वामेन विग्रहवरेण कलत्रवन्तं
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ २ ॥

वाचाम्-अगोचरम् - વાણીથી અગોચર अनेक-गुण-स्वरूपम् - અનેક ગુણસ્વરૂપ वागीश-विष्णु-सुरसेवित-पादपीठम् - બ્રહ્મા, વિષ્ણુ તેમ જ અન્ય દેવોથી સેવિત ચરણપાદુકાવાળા वामेन - વામ विग्रहवरेण - ઉત્તમ વિગ્રહથી कलत्रवन्तम् - અર્ધાંગિનીવાળા वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

વાણીથી અગોચર, અનેક ગુણસ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ તેમ જ અન્ય દેવોથી સેવિત ચરણપાદુકાવાળા, જેમના ઉત્તમ વામ વિગ્રહમાં અર્ધાંગિની દેવી પાર્વતી વિરાજિત

છે તેવા વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૨

**भूताधिपं भुजगभूषणभूषिताङ्गं**
**व्याघ्राजिनाम्बरधरं जटिलं त्रिनेत्रम् ।**
**पाशाङ्कुशाभयवरप्रदशूलपाणिं**
**वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ३ ॥**

भूताधिपम् - ભૂતપ્રેતોના સ્વામી भुजग-भूषण-भूषिताङ्गम् - સર્પરૂપી આભૂષણથી વિભૂષિત અંગવાળા व्याघ्र-अजिन-अम्बरधरम् - વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનાર जटिलम् - જટાધારી त्रिनेत्रम् - ત્રિનેત્ર पाश-अङ्कुश-अभय-वरप्रद-शूलपाणिम् - હાથમાં પાશ, અંકુશ, અભય એવં વરદાયક મુદ્રા તેમ જ ત્રિશૂળ ધારણ કરનાર वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् -વિશ્વનાથ

ભૂતપ્રેતોના સ્વામી, સર્પરૂપી આભૂષણથી વિભૂષિત અંગવાળા, વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનાર, જટાધારી, ત્રિનેત્રધારી, હાથમાં પાશ, અંકુશ, અભય એવં વરદાયક મુદ્રા તેમ જ ત્રિશૂળ ધારણ કરનાર, વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૩

**शीतांशुशोभितकिरीटविराजमानं**
**भालेक्षणानलविशोषितपञ्चबाणम् ।**
**नागाधिपारचितभासुरकर्णपूरं**
**वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ४ ॥**

शीतांशु-शोभित-किरीट-विराजमानम् - ચંદ્ર દ્વારા પ્રકાશિત મુગટથી સુશોભિત भाल-ईक्षण-अनल-विशोषित-पञ्च-बाणम् - જેનાં પાંચ બાણ છે તેવા કામદેવને ભાલપ્રદેશમાંના નેત્રાગ્નિથી ભસ્મ કરનાર नागाधिप-आरचित-भासुर-कर्णपूरम् - નાગરાજથી રચાયેલ તેજસ્વી કુંડળવાળા वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

ચંદ્રને લીધે પ્રકાશમાન મુગટથી સુશોભિત, ભાલપ્રદેશમાંના ત્રીજા નેત્રના અગ્નિથી

કામદેવને ભસ્મ કરનાર, નાગરાજથી રચાયેલ તેજસ્વી કુંડળવાળા, વારાણસી નગરીના સ્વામીનું ભજન કર. ૪

पञ्चाननं दुरितमत्तमतङ्गजानां
नागान्तकं दनुजपुङ्गवपन्नगानाम् ।
दावानलं मरणशोकजराटवीनां
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ५ ॥

पञ्चाननम् - સિંહસ્વરૂપ दुरित-मत्त-मतङ्गजानाम् - પાપોરૂપી મદોન્મત્ત હાથીઓના (નાશ માટે) नाग-अन्तकम् - નાગનો અંત કરનાર માટે ગરુડરૂપ दनुज-पुङ्गव-पन्नगानाम् - શ્રેષ્ઠ (અર્થાત્ અત્યંત દુષ્ટ) દૈત્યોરૂપી સર્પસમૂહના (નાશ માટે) दावानलम् - દાવાનળસ્વરૂપ मरण-शोक-जरा-अटवीनाम् - મરણ, શોક અને જરારૂપી વનને માટે वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

પાપોરૂપી મદોન્મત્ત હાથીઓના નાશ માટે સિંહસ્વરૂપ, શ્રેષ્ઠ દૈત્યોરૂપી સર્પસમૂહના નાશ માટે ગરુડરૂપ તથા મરણ, શોક અને જરારૂપી વનને બાળવા માટે દાવાનળસ્વરૂપ વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૫

तेजोमयं सगुणनिर्गुणमद्वितीय-
मानन्दकन्दमपराजितमप्रमेयम् ।
नागात्मकं सकलनिष्कलमात्मरूपं
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ६ ॥

तेजोमयम् - તેજોમય सगुण-निर्गुणम् - સગુણ અને નિર્ગુણ अद्वितीयम् - અદ્વિતીય आनन्द-कन्दम् - આનંદ-કંદ अपराजितम् - અપરાજિત अप्रमेयम् - અપ્રમેય नागात्मकम् - નાગને ધારણ કરનાર सकल-निष्कलम् - સકળ (કળાસહિત) અને વળી નિષ્કળ (કળારહિત) आत्मरूपम् - આત્મરૂપ वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

તેજોમય, સગુણ અને નિર્ગુણ, અદ્વિતીય, આનંદકંદ, અપરાજિત, અપ્રમેય, નાગને ધારણ કરનાર, સકળ અને વળી નિષ્કળ અને આત્મરૂપ, વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૬

आशां विहाय परिहृत्य परस्य निन्दां
पापे मतिं च सुनिवार्य मनः समाधौ ।
आदाय हृत्कमलमध्यगतं परेशं
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ७ ॥

आशाम् - કામનાને विहाय - છોડીને परिहृत्य - પરિત્યાગ કરીને परस्य - પારકાની निन्दाम् - નિંદાને पापे - પાપમાં मतिम् - બુદ્ધિને च - અને सुनिवार्य - સારી રીતે હટાવીને मनः - મન समाधौ - સમાધિમાં आदाय - જોડીને हृत्कमल-मध्यगतम् - હૃદયકમળની મધ્યમાં રહેલ परेशम् - પરમેશ્વર वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

(સર્વ) કામનાને છોડીને, પારકાની નિંદાનો પરિત્યાગ કરીને અને પાપમાંથી બુદ્ધિને સારી રીતે હટાવીને, મનને સમાધિમાં જોડીને હૃદયકમળની મધ્યમાં રહેલ પરમેશ્વર, વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૭

रागादिदोषरहितं स्वजनानुरागं
वैराग्यशान्तिनिलयं गिरिजासहायम् ।
माधुर्यधैर्यसुभगं गरलाभिरामं
वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥ ८ ॥

रागादि-दोष-रहितम् - રાગાદિદોષથી રહિત स्वजन-अनुरागम् - પોતાના ભક્તો પ્રત્યે અનુરાગ રાખનાર वैराग्य-शान्ति-निलयम् - વૈરાગ્ય અને શાંતિના ધામ गिरिजा-सहायम् - દેવી પાર્વતીના સાથી (પતિ) माधुर्य-धैर्य-सुभगम् - માધુર્ય અને ધૈર્યને લીધે સુભગ गरल-अभिरामम् - વિષયુક્ત કંઠને લીધે મનોરમ वाराणसीपुरपतिम् - વારાણસી નગરીના સ્વામી भज - ભજ विश्वनाथम् - વિશ્વનાથ

રાગાદિ દોષથી રહિત, પોતાના ભક્તો પ્રત્યે અનુરાગ રાખનાર, વૈરાગ્ય અને શાંતિના ધામ, દેવી પાર્વતીના પતિ, માધુર્ય અને ધૈર્યને લીધે સુભગ અને વિષયુકત કંઠને લીધે મનોરમ (એવા) વારાણસી નગરીના સ્વામી વિશ્વનાથનું ભજન કર. ૮

**वाराणसीपुरपतेः स्तवनं शिवस्य**
**व्याख्यातमष्टकमिदं पठते मनुष्यः ।**
**विद्यां श्रियं विपुलसौख्यमनन्तकीर्तिं**
**सम्प्राप्य देहविलये लभते च मोक्षम् ॥ ९ ॥**

वाराणसीपुरपतेः - વારાણસી નગરીના સ્વામી स्तवनम् - સ્તવન शिवस्य - ભગવાન શિવજીનું व्याख्यातम् - કહેલ अष्टकम् - અષ્ટક, આઠ શ્લોકોનો સમૂહ इदम् - આ पठते - પાઠ કરે છે मनुष्यः - મનુષ્ય विद्याम् - વિદ્યા श्रियम् - શ્રી, ધન विपुल-सौख्यम् - પુષ્કળ સુખ अनन्त-कीर्तिम् - અનંત કીર્તિ सम्प्राप्य - સારી રીતે પ્રાપ્ત કરીને देहविलये - દેહનો લય થતાં लभते - પામે છે च - અને मोक्षम् - મોક્ષ

વારાણસી નગરીના સ્વામી ભગવાન શિવજીના (અહીં) કહેલ આ આઠ શ્લોકના સ્તવનનો જે મનુષ્ય પાઠ કરે છે તે વિદ્યા, ધન, પુષ્કળ સુખ અને અનંત કીર્તિ સારી રીતે પ્રાપ્ત કરીને દેહનો લય થતાં મોક્ષ પામે છે. ૯

**विश्वनाथाष्टकमिदं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ १० ॥**

विश्वनाथ-अष्टकम् - વિશ્વનાથાષ્ટક इदम् - આ यः - જે पठेत् - પાઠ કરે છે शिवसन्निधौ - શિવજીના સાંનિધ્યમાં शिवलोकम् - શિવલોકને अवाप्नोति - પ્રાપ્ત કરે છે शिवेन सह - ભગવાન શિવજીની સાથે मोदते - આનંદ કરે છે

આ વિશ્વનાથાષ્ટકનો જે (મનુષ્ય) શિવજીના સાંનિધ્યમાં પાઠ કરે છે તે શિવલોકને પ્રાપ્ત કરે છે અને શિવજીની સાથે આનંદ કરે છે. ૧૦

**મહર્ષિ વ્યાસ**

## २७. विश्वनाथस्तवः

भवानीकलत्रं हरं शूलपाणिं
शरण्यं शिवं सर्पहारं गिरीशम् ।
अज्ञानान्तकं भक्तविज्ञानदं तं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ १ ॥

ભવાની જેમનાં પત્ની છે, પાપોનું જે હરણ કરે છે (અને) હાથમાં જે ત્રિશૂળ ધારણ કરે છે તેમને, તથા શરણ લેવા યોગ્ય, શિવ, સર્પરૂપી હાર ધારણ કરનાર, ગિરીશ, અજ્ઞાનનો નાશ કરનાર, ભક્તને વિજ્ઞાન પ્રદાન કરનાર અને મનોવાંછિત (ફળ) આપનાર તે વિશ્વનાથને હું ભજું છું. ૧

अजं पञ्चवक्त्रं त्रिनेत्रं गुणज्ञं
दयाज्ञानसिन्धुं प्रभुं प्राणनाथम् ।
विभुं भावगम्यं भवं नीलकण्ठं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ २ ॥

અજન્મા, પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા, ગુણને જાણનારા, દયા અને જ્ઞાનના સિંધુ, પ્રભુ, પ્રાણનાથ, વિભુ, ભાવથી ગમ્ય, ભવ, નીલકંઠ અને મનોવાંછિત (ફળ) આપનાર વિશ્વનાથને હું ભજું છું. ૨

चिताभस्मभूषार्चिताभासुराङ्गं
श्मशानालयं त्र्यम्बकं मुण्डमालम् ।
कराभ्यां दधानं त्रिशूलं कपालं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ३ ॥

જેમનું શરીર ચિતાની ભસ્મરૂપી આભૂષણથી અર્ચિત અને ચારે બાજુથી દીપ્તિમાન (આભાસુર) છે, સ્મશાન જેમનું નિવાસસ્થાન છે, જેમને ત્રણ આંખો છે, ખોપરીઓની માળાને જે ધારણ કરે છે, બે હાથમાં જે ત્રિશૂળ અને ખોપરીને ધારણ કરે છે, તે મનોવાંછિત (ફળ) આપનારા વિશ્વનાથને ભજું છું. ૩

अघघ्नं महाभैरवं भीमदंष्ट्रं
निरीहं तुषाराचलाभाङ्गगौरम् ।
गजारिं गिरौ संस्थितं चन्द्रचूडं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ४ ॥

પાપનો નાશ કરનાર, મહાભૈરવ, વિકરાળ દાંતવાળા, કામનાઓથી રહિત, બરફના પર્વત જેવા ગૌર શરીરવાળા,ગજાસુરના શત્રુ, પર્વત પર નિવાસ કરનાર, જટાજૂટમાં ચંદ્રને ધારણ કરનાર તે મનોવાંછિત (ફળ) આપનાર વિશ્વનાથને હું ભજું છું. ૪

विधुं भालदेशे विभातं दधानं
भुजङ्गेशसेव्यं पुरारिं महेशम् ।
शिवासङ्गृहीतार्द्धदेहं प्रसन्नं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ५ ॥

ચમકતા ચંદ્રમાને ભાલપ્રદેશમાં ધારણ કરનાર, સર્પરાજ દ્વારા સેવ્ય, ત્રિપુરાસુરના શત્રુ, મહેશ, શિવા (દેવી પાર્વતી)એ જેમના શરીરના અડધા ભાગને ગ્રહણ કર્યો છે તેવા, પ્રસન્ન અને મનોવાંછિત (ફળ) આપનારા વિશ્વનાથને હું ભજું છું. ૫

भवानीपतिं श्रीजगन्नाथनाथं
गणेशं गृहीतं बलीवर्दयानम् ।
सदा विघ्नविच्छेदहेतुं कृपालुं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ६ ॥

ભવાનીના પતિ, જગતના નાથના પણ શ્રીમાન સ્વામી, ગણોના ઈશ, જેમના વડે બળદને વાહન તરીકે પસંદ કરવામાં આવ્યો છે તેવા, હંમેશાં વિઘ્નોનો વિચ્છેદ કરવામાં કારણરૂપ, કૃપાળુ તથા મનોવાંછિત (ફળ) આપનાર વિશ્વનાથને હું ભજું છું. ૬

अगम्यं नटं योगिभिर्दण्डपाणिं
प्रसन्नाननं व्योमकेशं भयघ्नम् ।
स्तुतं ब्रह्ममायादिभिः पादकञ्जं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ७ ॥

યોગીઓ વડે (પણ) અગમ્ય, નટ (નાટ્યકળામાં કુશળ), દંડ જેમના હાથમાં છે તેવા, પ્રસન્નમુખ, આકાશરૂપી કેશ જેમના છે તેવા (જેમના કેશ આકાશ સુધી વ્યાપ્ત છે તેવા), ભયનો નાશ કરનારા, જેમનાં ચરણકમળની સ્તુતિ બ્રહ્મા અને માયા વગેરે વડે (પણ) કરાઈ છે તેવા, અને મનોવાંછિત ફળ આપનારા વિશ્વનાથને હું ભજું છું. ૭

मृडं योगमुद्राकृतं ध्याननिष्ठं
धृतं नागयज्ञोपवीतं त्रिपुण्ड्रम् ।
ददानं पदाम्भोजनम्राय कामं
भजेऽहं मनोऽभीष्टदं विश्वनाथम् ॥ ८ ॥

આનંદમૂર્તિ, યોગમુદ્રા ધારણ કરનાર, ધ્યાનનિષ્ઠ, સર્પનું યજ્ઞોપવીત ધારણ કરનાર, ત્રિપુંડ (ધારણ કરનાર), ચરણકમળમાં ઝૂકેલા (ભક્ત)ને તેનું ઇચ્છિત આપનાર તથા મનોવાંછિત (ફળ) આપનારા વિશ્વનાથને હું ભજું છું. ૮

मृडस्य स्वयं यः प्रभाते पठेन्ना
हृदिस्थः शिवस्तस्य नित्यं प्रसन्नः ।
चिरस्थं धनं मित्रवर्गं कलत्रं
सुपुत्रं मनोऽभीष्टमोक्षं ददाति ॥ ९ ॥

જે મનુષ્ય (ના) પ્રભાતના સમયે (આ સ્તોત્રનો) પાઠ કરે છે (તેના) હૃદયમાં સ્થિત થઈને સ્વયં શિવજી હંમેશાં તેના પર પ્રસન્ન રહે છે, અને ચિરસ્થાયી સંપત્તિ, મિત્રવર્ગ, પત્ની, સત્પુત્ર, મનોવાંછિત વસ્તુ તથા મોક્ષ પ્રદાન કરે છે. ૯

योगीशमिश्रमुखपङ्कजनिर्गतं यो
विश्वेश्वराष्टकमिदं पठति प्रभाते ।
आसाद्य शङ्करपदाम्बुजयुग्मभक्तिं
भुक्त्वा समृद्धिमिह याति शिवान्तिकेऽन्ते ॥ १० ॥

યોગીશ મિશ્રના મુખકમળથી નિર્ગત આ વિશ્વેશ્વરાષ્ટકનો જે મનુષ્ય પ્રભાતે પાઠ કરે છે તે (ભગવાન) શંકરના ચરણકમળયુગલની ભક્તિ પ્રાપ્ત કરીને આ લોકમાં સમૃદ્ધિ ભોગવીને અંતે શિવજીનું સાંનિધ્ય પ્રાપ્ત કરી લે છે. ૧૦

**યોગીશ મિશ્ર**

## २८. शिवस्तुतिः

स्कन्द उवाच

नमः शिवायास्तु निरामयाय नमः शिवायास्तु मनोमयाय ।
नमः शिवायास्तु सुरार्चिताय तुभ्यं सदा भक्तकृपापराय ॥ १ ॥

સ્કંદ બોલ્યા

(સર્વ પ્રકારના) રોગ-શોકથી રહિત (ભગવાન) શિવજી (કલ્યાણસ્વરૂપ)ને નમસ્કાર હો. (સર્વના) મનરૂપે નિવાસ કરી રહેલા શિવજીને નમસ્કાર હો. દેવો વડે પૂજિત શિવજીને નમસ્કાર હો. ભક્તો પર નિરંતર કૃપા કરનારા આપને (નમસ્કાર હો). ૧

नमो भवायास्तु भवोद्भवाय नमोऽस्तु ते ध्वस्तमनोभवाय ।
नमोऽस्तु ते गूढमहाव्रताय नमोऽस्तु मायागहनाश्रयाय ॥ २ ॥

સંસારની ઉત્પત્તિના કારણ (ભગવાન) ભવને નમસ્કાર હો. મનમાંથી ઉત્પન્ન થનાર (કામદેવ)નો વિધ્વંસ કરનાર આપને નમસ્કાર હો. ગૂઢ ભાવથી મહાવ્રતનું પાલન કરનાર આપને નમસ્કાર હો. માયાના ગહન આશ્રય (એવા આપ)ને નમસ્કાર હો. ૨

नमोऽस्तु शर्वाय नमः शिवाय नमोऽस्तु सिद्धाय पुरातनाय ।
नमोऽस्तु कालाय नमः कलाय नमोऽस्तु ते कालकलातिगाय ॥ ३॥

(પ્રલયકાળમાં જગતનો સંહાર કરનારા આપ) શર્વને નમસ્કાર હો. શિવને નમસ્કાર હો. સિદ્ધ (અને) પુરાતનને નમસ્કાર હો. કાળને નમસ્કાર હો. (સર્વની કલના અર્થાત્ ગણના કરનાર આપ) કલને નમસ્કાર હો. કાળની કળાનું અતિક્રમણ કરીને રહેનાર આપને નમસ્કાર હો. ૩

नमो निसर्गात्मकभूतिकाय नमोऽस्त्वमेयोक्षमहर्द्धिकाय ।
नमः शरण्याय नमोऽगुणाय नमोऽस्तु ते भीमगुणानुगाय ॥ ४ ॥

સ્વાભાવિક ઐશ્વર્યથી સંપન્નને નમસ્કાર હો. અપ્રમેય (મહિમાવાળા) વૃષભથી અને મહા સમૃદ્ધિથી સંપન્નને નમસ્કાર હો. (બધા માટે) શરણ લેવા યોગ્યને નમસ્કાર. નિર્ગુણને નમસ્કાર. ભયાનક ગુણોથી સંપન્ન અનુચરોવાળા આપને નમસ્કાર હો. ૪

**नमोऽस्तु नानाभुवनाधिकर्त्रे नमोऽस्तु भक्ताभिमतप्रदात्रे ।**
**नमोऽस्तु कर्मप्रसवाय धात्रे नमः सदा ते भगवान्सुकर्त्रे ॥ ५ ॥**

વિવિધ ભુવનો પર અધિકાર ધરાવનારા આપને નમસ્કાર હો. ભક્તોને મનોવાંછિત ફળ પ્રદાન કરનારા (આપ)ને નમસ્કાર હો. કર્મોનું ફળ આપનારાને તથા (સર્વનું ધારણ-પોષણ કરનાર) ધાતાને નમસ્કાર હો. હે ભગવાન ! ઉત્તમ કર્તા એવા આપને સદા નમસ્કાર. ૫

**अनन्तरूपाय सदैव तुभ्यमसह्यकोपाय सदैव तुभ्यम् ।**
**अमेयमानाय नमोऽस्तु तुभ्यं वृषेन्द्रयानाय नमोऽस्तु तुभ्यम् ॥ ६ ॥**

અનંત રૂપ ધરાવનારા આપને સદૈવ (નમસ્કાર). અસહ્ય ક્રોધ ધરાવનારા આપને સદૈવ (નમસ્કાર). અમાપ સ્વરૂપવાળા આપને નમસ્કાર હો. શ્રેષ્ઠ વૃષભરૂપી વાહનવાળા આપને નમસ્કાર હો. ૬

**नमः प्रसिद्धाय महौषधाय नमोऽस्तु ते व्याधिगणापहाय ।**
**चराचरायाथ विचारदाय कुमारनाथाय नमः शिवाय ॥ ७ ॥**

પ્રસિદ્ધને અને (અથવા પ્રસિદ્ધ એવા) મહા ઔષધરૂપને નમસ્કાર. વ્યાધિઓના સમૂહનો નાશ કરનાર આપને નમસ્કાર હો. ચરાચરસ્વરૂપ, (તત્ત્વનો) વિચાર (કરવાની શક્તિ) પ્રદાન કરનાર, કુમારનાથ (કાર્તિકેયના સ્વામી) શિવજીને નમસ્કાર હો. ૭

**ममेश भूतेश महेश्वरोऽसि कामेश वागीश बलेश धीश ।**
**क्रोधेश मोहेश परापरेश नमोऽस्तु मोक्षेश गुहाशयेश ॥ ८ ॥**

હે મારા સ્વામી, હે ભૂતોના સ્વામી, (આપ) મહેશ્વર છો. હે સમસ્ત ભોગોના અધિપતિ, હે વાણીના અધિપતિ, હે બળના સ્વામી, હે બુદ્ધિના ઈશ્વર, હે ક્રોધના

સ્વામી, હે મોહના સ્વામી, હે પર અને અપર (કારણ અને કાર્ય)ના સ્વામી, હે મોક્ષના (મોક્ષ પ્રદાન કરનાર) સ્વામી, હે સર્વની (હૃદય)ગુહામાં નિવાસ કરનારા સ્વામી, (આપને) નમસ્કાર હો. ૮

शिव उवाच

ये च सायं तथा प्रातस्त्वत्कृतेन स्तवेन माम् ।
स्तोष्यन्ति परया भक्त्या शृणु तेषां च यत्फलम् ॥ ९ ॥

न व्याधिर्न च दारिद्र्यं न चैवेष्टवियोजनम् ।
भुक्त्वा भोगान्दुर्लभांश्च मम यास्यन्ति सद्म ते ॥ १० ॥

શિવજી બોલ્યા

તમારા દ્વારા કરવામાં આવેલી આ સ્તુતિથી જે લોકો સાયંકાળે અને પ્રાતઃકાળે પૂર્ણ ભક્તિપૂર્વક મારું સ્તવન કરશે, તેમને જે ફળ પ્રાપ્ત થશે તે સાંભળો. (તેમને) રોગ નહીં થાય, દરિદ્રતા નહીં આવે, અને પ્રિય જનોથી ક્યારેય વિયોગ નહીં થાય. (આ સંસારમાં) દુર્લભ ભોગો ભોગવીને તેઓ મારા (પરમ)ધામને પ્રાપ્ત કરશે. ૯ - ૧૦

સ્કંદપુરાણ, કુમારિકાખંડ

## २९. नटराजस्तोत्रम्

सदञ्चितमुदञ्चितनिकुञ्चितपदं झलझलञ्चलितमञ्जुकटकं
पतञ्जलिदृगञ्जनमनञ्जनमचञ्चलपदं जननभञ्जनकरम् ।
कदम्बरुचिमम्बरवसं परमम्बुदकम्बकविडम्बकगलं
चिदम्बुधिमणिं बुधहृदम्बुजरविं परचिदम्बरनटं हृदि भजे ॥ १ ॥

સજ્જનો દ્વારા સન્માનિત, આનંદથી ડોલતા, નીચેની તરફ નમાવેલા ચરણવાળા; ઝલઝલ (પ્રકાશતા) હાલતા સુંદર કડાવાળા, (સ્તોત્રકાર) પતંજલિની આંખો માટે આંજણરૂપ, સ્વયં રાત્રિ(થી ઉપલક્ષિત અજ્ઞાનાંધકાર)થી રહિત, સ્થિર પદ (અર્થાત્ સ્થાન)વાળા, જન્મ(થી ઉપલક્ષિત સંસાર)નો ભંગ કરનારા, કદંબ (એક પ્રકારના વૃક્ષ)(ની કાંતિ જેવી શરીરની) કાંતિવાળા, આકાશરૂપી વસ્ત્રવાળા (અર્થાત્ દિગંબર), (આકાશમાં) ઘૂમતા (कम्बक) વાદળની (अम्बुद) નકલ કરતા (विडम्बक) ગળાવાળા, ચૈતન્યસાગરમાંના મણિ, જ્ઞાનીઓના હૃદયકમળને (ખીલવનાર) સૂર્યરૂપી ઉત્તમ ચિદાકાશમાંના શ્રેષ્ઠ નટને હું હૃદયમાં ભજું છું. ૧

हरं त्रिपुरभञ्जनमनन्तकृतकङ्कणमखण्डदयमन्तरहितं
विरिञ्चिसुरसंहतिविचिन्तितपदं तरुणचन्द्रभुजगेन्द्रमुकुटम् ।
परं पदविखण्डितयमं भसितमण्डिततनुं मदनवञ्चनपरं
चिरन्तनममुं प्रणवसञ्चितनिधिं परचिदम्बरनटं हृदि भजे ॥ २ ॥

ત્રિપુરાસુરનો નાશ કરનાર, અનંત નાગનું જેમણે કંકણ કર્યું છે તેવા, અખંડ દયાવાળા, અંતરહિત, બ્રહ્મા(થી માંડીને બધા) દેવોનો સમૂહ જેમના ચરણનું ચિંતન કરે છે તેવા, તરુણ (અર્થાત્ બીજના) ચંદ્ર અને સર્પરાજ (વાસુકિ)રૂપી મુગટવાળા, ચરણથી યમનો નાશ કરનારા, ભસ્મથી શોભતા શરીરવાળા, કામદેવને છેતરવામાં લાગેલા, ચિરંતન, પ્રણવની અંદર જેમનો (જેમના સ્વરૂપનો અથવા સિદ્ધિનો) ખજાનો સંચિત છે તેવા ઉત્તમ ચિદાકાશમાં (નૃત્ય કરનારા) નટ (અને) શ્રેષ્ઠ એવા આ હરને હું હૃદયમાં ભજું છું. ૨

अवन्तमखिलं जगदभङ्गगुणतुङ्गममलं धृतविधुं सुरसरि-
त्तरङ्गनिकुरम्बधृतिलम्पटजटं शमनदम्भसुहरं भवहरम् ।
शिवं दशदिगन्तरविजृम्भितकरं करलसन्मृगशिशुं पशुपतिं
हरं शशिधनञ्जयपतङ्गनयनं परचिदम्बरनटं हृदि भजे ॥ ३ ॥

આખા જગતનું રક્ષણ કરી રહેલા (કરે છે તેવા), જેમના ગુણોની ઊંચાઈ અભંગ છે તેવા, નિર્મળ, ચંદ્રને જેમણે ધારણ કર્યો છે તેવા, ગંગા (सुरसरित्)ના તરંગના સમૂહ (निकुरम्ब)ને પકડી રાખનારી (धृति-लम्पट) જટાવાળા, યમ (शमन) (અર્થાત્ મૃત્યુ) અને અહંકાર (અથવા પાખંડ, ઘમંડ, પાપ, દુષ્ટતા કે ઇંદ્રના વજ્ર)નું સારી રીતે હરણ કરનાર, સંસારનું હરણ કરનાર, કલ્યાણકારી, દસે દિશાઓના અંત સુધી ફેલાયેલા હાથવાળા, હાથમાં શોભતા હરણના બચ્ચાવાળા, પશુપતિ, ચંદ્ર, અગ્નિ (धनञ्जय) અને સૂર્ય (पतङ्ग)રૂપી (ત્રણ) નેત્રોવાળા અને પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) નટ હરને હું (હૃદયમાં) ભજું છું. ૩

अनन्तनवरत्नविलसत्कटककिङ्किणिझलञ्झलझलञ्झलरवं
मुकुन्दविधिहस्तगतमद्दललयध्वनिधिमिद्धिमितनर्तनपदम् ।
शकुन्तरथबर्हिरथनन्दिमुखशृङ्गिरिटिभृङ्गिगणसङ्घनिकटं
सनन्दसनकप्रमुखवन्दितपदं परचिदम्बरनटं हृदि भजे ॥ ४ ॥

અનંત નવીન રત્નોથી ચમકતા કડાની ઘૂઘરીઓના ઝણઝણ ઝણઝણ ધ્વનિવાળા, હાથમાં રહેલ ડમરુ (मद्दल ?)ના લયબદ્ધ ધ્વનિથી વિષ્ણુ (मुकुन्द) અને બ્રહ્મા (विधि)ને ધિમિત્ ધિમિત નર્તન કરાવનારા ચરણવાળા, શકુંત જેમનું વાહન છે (शकुन्त-रथ) તેવા (અર્થાત્ ગણેશ ?) અને મોર જેમનું વાહન છે (बर्हि-रथ) (કાર્તિકેય) અને નંદિ જેમાં મુખ્ય છે તેવા શૃંગિ, રિટિ, ભૃંગિ વગેરે ગણોના સમૂહની નિકટ છે તેવા, સનંદન, સનક જેવા અગ્રણીઓથી વંદિત ચરણવાળા તથા પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) નટનું હું હૃદયમાં ભજન કરું છું. ૪

अनन्तमहसं त्रिदशवन्द्यचरणं मुनिहृदन्तरवसन्तममलं
कबन्धवियदिन्द्ववनिगन्धवहवह्निमखबन्धुरविमञ्जुवपुषम् ।
अनन्तविभवं त्रिजगदन्तरमणिं त्रिनयनं त्रिपुरखण्डनपरं
सनन्दमुनिवन्दितपदं सकरुणं परचिदम्बरनटं हृदि भजे ॥ ५ ॥

અનંત તેજવાળા; દેવોથી વંદન કરાવા યોગ્ય ચરણવાળા; મુનિઓના હૃદયની અંદર નિવાસ કરનારા; નિર્મળ; જળ (कबन्ध), આકાશ, ચંદ્ર, પૃથ્વી, વાયુ (गन्धवह), અગ્નિ, યજ્ઞ કરનાર પુરોહિત (मखबन्धु) અને સૂર્ય (આ આઠ મૂર્તિરૂપ) મનોહર શરીરવાળા; અનંત વૈભવવાળા, ત્રણે જગતમાંના મણિરૂપ, ત્રણ નયનવાળા; ત્રિપુરાસુરના ખંડનને પરાયણ; સનંદન (વગેરે) મુનિઓથી વંદિત ચરણવાળા; કરુણા સહિતના પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) નટને હું (હૃદયમાં) ભજું છું. ૫

**अचिन्त्यमलिवृन्दरुचिबन्धुरगलं कुरितकुन्दनिकुरम्बधवलं**
**मुकुन्दसुरवृन्दबलहन्तृकृतवन्दनलसन्तमहिकुण्डलधरम् ।**
**अकम्पमनुकम्पितरतिं सुजनमङ्गलनिधिं गजहरं पशुपतिं**
**धनञ्जयनुतं प्रणतरञ्जनपरं परचिदम्बरनटं हृदि भजे ॥ ६ ॥**

અચિંત્ય, ભમરાઓના સમૂહના રંગ જેવા (રંગના) (અને) લહરદાર (ઊંચાનીચા) (અથવા રમ્ય) ગળાવાળા, ખીલેલાં (कुरित અર્થાત્ अङ्कुरित) કુંદ પુષ્પના સમૂહ જેવા ધવલ, વિષ્ણુ (વગેરે) દેવોના સમૂહના બળને હણનારા (અસુરો) વડે વંદન કરાવાથી શોભતા, સાપનું કુંડળ ધારણ કરનાર, અકંપ્ય, અનુકંપાભર્યા પ્રેમવાળા, સજ્જનો માટે મંગળ નિધિરૂપ, ગજાસુરનો નાશ કરનાર, પશુપતિ, અર્જુન (ધનંજય)થી સ્તુતિ કરાયેલા, પ્રણામ કરનારને (ઇચ્છિત વરદાનથી) ખુશ કરનારા તથા પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) નટને હું હૃદયમાં ભજું છું. ૬

**परं सुरवरं पुरहरं पशुपतिं जनितदन्तिमुखषण्मुखममुं**
**मृडं कनकपिङ्गलजटं सनकपङ्कजरविं सुमनसं हिमरुचिम् ।**
**असङ्गमनसं जलधिजन्मगरलं कवलयन्तमतुलं गुणनिधिं**
**सनन्दवरदं शमितमिन्दुवदनं परचिदम्बरनटं हृदि भजे ॥ ७ ॥**

પરમ, શ્રેષ્ઠ દેવ, ત્રિપુરાસુરના નાશક, પશુપતિ, હાથી (दन्ति)ના મુખવાળા (ગણપતિ) અને છ મુખવાળા (કાર્તિકેય)ના જનક, મૃડ, સોના જેવી પિંગળ જટાવાળા, સનત્કુમારરૂપી કમળ(ને ખીલવવા) માટે સૂર્યરૂપ, સુંદર મનવાળા, હિમાલય(માં નિવાસ કરવા) માટે રુચિવાળા, અસંગ મનવાળા, સમુદ્રમાંથી

નીકળેલા વિષનો કોળિયો કરી જનારા, અતુલ, ગુણનિધિ, સનંદને વરદાન આપનારા, શાંત, ચંદ્ર સમાન (શ્વેત) મુખવાળા તથા પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) આ નટને હું હૃદયમાં ભજું છું. ૭

**अजं क्षितिरथं भुजगपुङ्गवगुणं कनकशृङ्गिधनुषं करलस-**
**त्कुरङ्गपृथुटङ्कपरशुं रुचिरकुङ्कुमरुचिं डमरुकं च दधतम् ।**
**मुकुन्दविशिखं नमदवन्ध्यफलदं निगमवृन्दतुरगं निरुपमं**
**सचण्डिकममुं झटितिसंहृतपुरं परचिदम्बरनटं हृदि भजे ॥ ८ ॥**

અજન્મા, પૃથ્વીરૂપી રથવાળા, શ્રેષ્ઠ નાગરૂપી દોરડાવાળા, સોનાના શિખરવાળા મેરુ પર્વતરૂપી ધનુષ્યવાળા, હાથમાં શોભતાં હરણ, વિશાળ ટાંકણું અને કુહાડીવાળા, સુંદર કુમકુમ જેવા રંગના ડમરુને ધારણ કરનારા, વિષ્ણુરૂપી બાણવાળા, નમન કરનારાને અમોઘ ફળ આપનારા, વેદરૂપી વનમાં (મુક્ત વિહાર કરનારા) ઘોડા સમાન, ઉપમારહિત, ચંડિકા સહિતના, ત્રિપુરાસુરનો શીઘ્ર નાશ કરનારા તથા પરમ ચિદાકાશમાં (નૃત્ય કરનારા) આ નટને હું હૃદયમાં ભજું છું. ૮

**अनङ्गपरिपन्थिनमजं क्षितिधुरन्धरमलं करुणयन्तमखिलं**
**ज्वलन्तमनलं दधतमन्तकरिपुं सततमिन्द्रमुखवन्दितपदम् ।**
**उदञ्चदरविन्दकुलबन्धुशतबिम्बरुचिसंहतिसुगन्धिवपुषं**
**पतञ्जलिनुतं प्रणवपञ्जरशुकं परचिदम्बरनटं हृदि भजे ॥ ९ ॥**

કામદેવના શત્રુ, અજન્મા, પૃથ્વીની ધુરીને ધારણ કરનારા, બધા પર બહુ કરુણા કરનારા, સળગતા અગ્નિને ધારણ કરનારા, યમના શત્રુ, ઇંદ્ર જેમાં મુખ્ય છે તેવા (દેવો)થી સતત વંદિત ચરણવાળા, ખીલતા (उदञ्चत्) કમળના સમૂહના મિત્ર (અર્થાત્ સૂર્ય)નાં સેંકડો બિંબ જેવા પ્રકાશના સમૂહ સમાન (અત્યંત દેદીપ્યમાન) અને સુગંધિત દેહવાળા, પતંજલિ દ્વારા સ્તુતિ કરાયેલા, પ્રણવરૂપી પિંજરના પોપટ તથા પરમ ચિદાકાશમાં (નૃત્ય કરતા) નટને હું (હૃદયમાં) ભજું છું. ૯

इति स्तवममुं भुजगपुङ्गवकृतं प्रतिदिनं पठति यः कृतमुखः
सदःप्रभुपदद्वितयदर्शनपदं सुललितं चरणशृङ्गरहितम् ।
सरःप्रभवसम्भवहरित्पतिहरिप्रमुखदिव्यनुतशङ्करपदं
स गच्छति परं न तु जनुर्जलनिधिं परमदुःखजनकं दुरितदम् ॥ १०॥

શ્રેષ્ઠ સર્પ (પતંજલિ મુનિ)એ રચેલ, સભાપતિ (सदःप्रभु) (ભગવાન મહાદેવ)ના બે ચરણનાં દર્શન કરાવનારાં પદ (ચરણો)વાળા અને ચરણ અર્થાત્ કાનો ('ા') 'આ'કાર અને શૃંગ અર્થાત્ રેફ (ʳ) રહિતના, આ સુલલિત સ્તોત્રનો, ધન્ય મુખવાળો જે મનુષ્ય પ્રતિદિન પાઠ કરે છે, તે (ભગવાન શંકરના) બ્રહ્મા (सरःप्रभव-सम्भव - સરોવરમાં જન્મતા કમળમાં જન્મેલ), ઇંદ્ર (हरित्पति) અને વિષ્ણુ વગેરે મુખ્ય દેવતાઓ દ્વારા સ્તુતિ કરાયેલા પરમ પદને પામે છે; પરમ દુઃખજનક અને દુરિત આપનારા જન્મ(મરણ)રૂપી (સંસાર)સાગરને પામતો નથી. ૧૦

મહર્ષિ પતંજલિ

उल्लासयन्यो महिमानमुच्चैः स्फुरद्वराहीशकलेवरोऽभूत् ।
तस्मै विदध्मः करयोरजस्रं सायन्तनाम्भोरुहसामरस्यम् ॥ ४ ॥

જેમણે પોતાના ઉત્કૃષ્ટ મહિમાનો પ્રકાશ કરવા માટે પોતાના શરીરને ચળકતા ઉત્તમ નાગરાજ (વાસુકિ)વાળું કર્યું છે. (ચળકતા સર્પોને શરીર પર ધારણ કર્યા છે) તેમને માટે નિરંતર અમારા બે હાથને અમે સાયંકાળના (બિડાયેલા) કમળ જેવા કરીએ છીએ (બે હાથ જોડી અમે પ્રણામ કરીએ છીએ). ૪

→ પૃ. ૧૧૮

## ३०. दशश्लोकीस्तुतिः

साम्बो नः कुलदैवतं पशुपते साम्ब त्वदीया वयं
साम्बं स्तौमि सुरासुरोरगगणाः साम्बेन सन्तारिताः ।
साम्बायास्तु नमो मया विरचितं साम्बात्परं नो भजे
साम्बस्यानुचरोऽस्म्यहं मम रतिः साम्बे परब्रह्मणि ॥ १ ॥

હે પશુપતિ, સાંબ (અંબા અર્થાત્ માતા પાર્વતી સહિતના શિવજી) અમારા કુળદેવતા છે. હે સાંબ, અમે આપના છીએ. હું સાંબની સ્તુતિ કરું છું. સાંબ વડે દેવ-અસુર-સર્પગણોનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે. સાંબને મારા વડે નમસ્કાર કરવામાં આવે છે. સાંબથી ચઢિયાતા કોઈનું ભજન હું કરતો નથી (કારણ કે સાંબથી ચઢિયાતા કોઈ દેવતા નથી). હું સાંબનો અનુચર છું. મારી રતિ સાંબ પરબ્રહ્મમાં થાઓ. ૧

विष्ण्वाद्याश्च पुरत्रयं सुरगणा जेतुं न शक्ताः स्वयं
यं शम्भुं भगवन्वयं तु पशवोऽस्माकं त्वमेवेश्वरः ।
स्वस्वस्थाननियोजिताः सुमनसः स्वस्था बभूवुस्तत-
स्तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ २ ॥

વિષ્ણુ વગેરે દેવસમૂહો સ્વયં જે શંકર (ભગવાનની મદદ વગર) ત્રિપુરાસુરને જીતવા શક્તિમાન ન થયા (તે આપે ત્રિપુરાસુરને જીતીને) દેવોને તેમના પોતપોતાના સ્થાને સ્થાપિત કર્યા, જેથી દેવો સુખી થયા. હે ભગવાન, અમે તો પશુ(બુદ્ધિવાળા) છીએ. અમારે માટે આપ જ ઈશ્વર છો. આથી તે સાંબ પરબ્રહ્મમાં મારું મન સુખથી રમણ કરે. ૩

क्षोणी यस्य रथो रथाङ्गयुगलं चन्द्रार्कबिम्बद्वयं
कोदण्डः कनकाचलो हरिरभूद्बाणो विधिः सारथिः ।
तूणीरो जलधिर्हयाः श्रुतिचयो मौर्वी भुजङ्गाधिप-
स्तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ३ ॥

(ત્રિપુરાસુરનો વધ કરવા ભગવાન સજ્જ થયા ત્યારે) પૃથ્વી જેમનો રથ છે, સૂર્ય અને ચંદ્ર આ બે બિંબ જેમના રથનાં પૈડાં છે, સોનાનો પર્વત (સુમેરુ) ધનુષ છે, વિષ્ણુ બાણ થયા છે અને બ્રહ્મા સારથિ છે, સમુદ્ર બાણ મૂકવાનું ભાથું છે, (ચારે) વેદ ઘોડા છે, સર્પરાજ (વાસુકિ) ધનુષની દોરી છે, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખેથી રમણ કરે. ૩

**येनापादितमङ्गजाङ्गभसितं दिव्याङ्गरागैः समं**
**येन स्वीकृतमब्जसम्भवशिरः सौवर्णपात्रैः समम् ।**
**येनाङ्गीकृतमच्युतस्य नयनं पूजारविन्दैः समं**
**तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ४ ॥**

પોતાના શરીર ઉપર લગાડેલી (સ્મશાનમાં બાળેલા મૃત)દેહોમાંથી જન્મેલી ભસ્મને જેમણે દિવ્ય અંગરાગ સમાન માની છે, જેમણે કમળમાં જન્મેલા (બ્રહ્માજી)ના મસ્તકને (ભિક્ષાપાત્ર તરીકે હાથમાં) સોનાના પાત્રોની જેમ સ્વીકાર્યું છે* (અને) જેમણે વિષ્ણુના (પૂજામાં ખૂટતા હજારમા કમળ તરીકે અર્પણ કરેલ તેમના પોતાના) નયનને પૂજા માટે અર્પિત કમળ તરીકે સ્વીકાર્યું છે, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૪

**गोविन्दादधिकं न दैवतमिति प्रोच्चार्य हस्तावुभा-**
**वुद्धृत्याथ शिवस्य सन्निधिगतो व्यासो मुनीनां वरः ।**
**यस्य स्तम्भितपाणिरानतिकृता नन्दीश्वरेणाभव-**
**त्तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ५ ॥**

મુનિઓમાં શ્રેષ્ઠ વ્યાસજીએ બે હાથ ઊંચા કરીને "ગોવિંદ (શ્રીકૃષ્ણ)થી ચઢિયાતા (બીજા કોઈ) દેવ નથી" એવી ઘોષણા કરી અને પછી તે (વ્યાસજી) શિવજીની સમીપ ગયા (અર્થાત્ શિવજીની સમીપ ગયા ત્યારે તેમને પરમ શાંતિ મળી*) પ્રણામ કરનારા (વિનમ્ર) નંદીશ્વર વડે જેમનો હાથ સ્તંભિત થયેલો છે (નંદીશ્વર ઉપર શિવજીનો હાથ સ્થિર થયો છે), તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૫

---

* આ વિષે કોઈ કથા હશે જે અમારા ધ્યાનમાં નથી.

आकाशश्चिकुरायते दशदिशाभोगो दुकूलायते
शीतांशुः प्रसवायते स्थिरतरानन्दः स्वरूपायते ।
वेदान्तो निलयायते सुविनयो यस्य स्वभावायते
तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ६ ॥

આકાશ જેમના વાળ (चिकुर અથવા चिकूर)ના સ્થાને છે, દસે દિશાઓનો વિસ્તાર (आभोग) જેમના વસ્ત્રના સ્થાને છે, શીતળ કિરણોવાળો ચંદ્ર જેમના (મસ્તક પર) ફૂલ (प्रसव)ના સ્થાને છે, શાશ્વત આનંદ જેમનું સ્વરૂપ છે, વેદાંત જેમનું નિવાસસ્થાન છે (વેદનો જ્ઞાનવિભાગ એવું વેદાંત જેમના સ્થાનની, જેમના સ્વરૂપની ઓળખ આપે છે) અને સુવિનય અર્થાત્ સરળતા જેમનો સ્વભાવ છે, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૬

विष्णुर्यस्य सहस्त्रनामनियमादम्भोरुहाण्यर्पय-
न्नेकोनोपचितेषु नेत्रकमलं नैजं पदाब्जद्वये ।
सम्पूज्यासुरसंहतिं विदलयंस्त्रैलोक्यपालोऽभव-
त्तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ७ ॥

જેમનાં સહસ્ર નામના ઉચ્ચારણ સાથે વિષ્ણુ (ભગવાન) નિયમપૂર્વક કમળ અર્પણ કરતા હતા તેમાં (એક દિવસ) એક કમળ ઓછું આવ્યું હતું ત્યારે (एकोन-उपचितेषु) તેમણે જેમના ચરણકમળદ્વયમાં પોતાનું નેત્રકમળ (અર્પીને) પૂજા કરી (બદલામાં સુદર્શન ચક્ર પ્રાપ્ત કરી) તેનાથી અસુરોના સંઘાતનો નાશ કર્યો અને તેથી ત્રણે લોકના પાલક થયા, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૭

शौरिं सत्यगिरं वराहवपुषं पादाम्बुजादर्शने
चक्रे यो दयया समस्तजगतां नाथं शिरोदर्शने ।
मिथ्यावाचमपूज्यमेव सततं हंसस्वरूपं विधिं
तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ८ ॥

(ભગવાન શિવજીના લિંગનું સ્વરૂપ જાણવા માટે વિષ્ણુ ભગવાન વરાહનું રૂપ લઈને પાતાળમાં ગયા અને બ્રહ્મા હંસનું રૂપ લઈને આકાશમાં ગયા. બંનેને શિવલિંગના અંતનાં દર્શન ન થયાં. ત્યારે) ચરણકમળનાં દર્શન ન થયાં ત્યારે

(મને દર્શન થયું નથી એવી) સાચી વાણી બોલનારા વરાહનું રૂપ ધારણ કરેલા વિષ્ણુને જેમણે અનુગ્રહ કરીને સમસ્ત જગતના નાથ બનાવ્યા. અને મસ્તકના દર્શનના વિષયમાં (મેં દર્શન કર્યું છે એવી) ખોટી વાણી બોલનારા હંસનું સ્વરૂપ ધારણ કરેલા બ્રહ્માને જેમણે સતત અપૂજ્ય જ રાખ્યા (પૃથ્વીલોકમાં તમારી પૂજા નહીં થાય એવો શાપ આપ્યો), તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૮

**यस्यासन्धरणीजलाग्निपवनव्योमार्कचन्द्रादयो**
**विख्यातास्तनवोऽष्टधा परिणता नान्यत्ततो वर्तते ।**
**ओंकारार्थविवेचनी श्रुतिरियं चाचष्ट तुर्यं शिवं**
**तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ ९ ॥**

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર (અને યજમાન) જેમની આઠ પ્રસિદ્ધ રૂપમાં પરિણામ પામેલી મૂર્તિઓ છે, અને તેથી બીજું કાંઈ (જગતમાં) છે જ નહીં. વળી ઓંકારના અર્થનું વિવેચન કરનારી આ શ્રુતિ શિવજીને તુરીય કહે છે, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૯

**विष्णुब्रह्मसुराधिपप्रभृतयः सर्वेऽपि देवा यदा**
**सम्भूताज्जलधेर्विषात्परिभवं प्राप्तास्तदा सत्वरम् ।**
**तानार्ताञ्शरणागतानिति सुरान्योऽरक्षदर्धक्षणा-**
**त्तस्मिन्मे हृदयं सुखेन रमतां साम्बे परब्रह्मणि ॥ १० ॥**

વિષ્ણુ, બ્રહ્મા, દેવરાજ (ઇંદ્ર) વગેરે બધા દેવો જ્યારે (ક્ષીરસમુદ્રના મંથન વખતે) સમુદ્રમાંથી નીકળેલા વિષથી ભયભીત થઈ ગયા ત્યારે તરત અડધી ક્ષણમાં જ તે દુઃખી શરણાગત દેવતાઓને જેમણે રક્ષ્યા, તે સાંબ પરબ્રહ્મમાં મારું હૃદય સુખથી રમણ કરે. ૧૦

શ્રીશંકરાચાર્ય

## ३१. वेदसारशिवस्तोत्रम्

पशूनां पतिं पापनाशं परेशं
गजेन्द्रस्य कृत्तिं वसानं वरेण्यम् ।
जटाजूटमध्ये स्फुरद्गाङ्गवारिं
महादेवमेकं स्मरामि स्मरारिम् ॥ १ ॥

પશુઓના (અર્થાત્ સમસ્ત જીવોના) પતિ (અર્થાત્ રક્ષક), પાપોનો નાશ કરનાર, પરમેશ્વર, જે મૃગચર્મનું વસ્ત્ર ધારણ કરે છે, જેમની જટાજૂટની મધ્યમાંથી ગંગાજળ વહી રહ્યું છે, જે કામદેવના શત્રુ છે, એવા સર્વશ્રેષ્ઠ એકમાત્ર મહાદેવનું હું સ્મરણ કરું છું. ૧

महेशं सुरेशं सुरारार्तिनाशं
विभुं विश्वनाथं विभूत्यङ्गभूषम् ।
विरूपाक्षमिन्द्वर्कवह्नित्रिनेत्रं
सदानन्दमीडे प्रभुं पञ्चवक्त्रम् ॥ २ ॥

મહાન ઈશ્વર, દેવોના સ્વામી, દેવતાઓનાં દુઃખોનો નાશ કરનાર, વિભુ, સમસ્ત વિશ્વના નાથ, વિભૂતિથી વિભૂષિત અંગોવાળા, વિરૂપાક્ષ (બેથી વધુ આંખવાળા), ચંદ્ર-સૂર્ય-અગ્નિરૂપી ત્રણ નેત્રોવાળા, સદાનંદ, પંચમુખ પ્રભુ (શિવજી)ની હું સ્તુતિ કરું છું. ૨

गिरीशं गणेशं गले नीलवर्णं
गवेन्द्राधिरूढं गुणातीतरूपम् ।
भवं भास्वरं भस्मना भूषिताङ्गं
भवानीकलत्रं भजे पञ्चवक्त्रम् ॥ ३ ॥

ગિરિ અર્થાત્ (કૈલાસ) પર્વતના સ્વામી, પ્રમથાદિ ગણોના ઈશ, નીલકંઠ, નંદિ પર આરૂઢ થયેલા, સત્ત્વાદિ ગુણોથી અતીત રૂપવાળા, સંસારના આદિકારણ, અત્યંત તેજસ્વી, ભસ્મથી વિભૂષિત અંગવાળા અને પાર્વતી જેમનાં અર્ધાંગિની છે તેવા પંચમુખ (મહાદેવજી)ને હું ભજું છું. ૩

शिवाकान्त शम्भो शशाङ्कार्धमौले
महेशान शूलिञ्जटाजूटधारिन् ।
त्वमेको जगद्व्यापको विश्वरूप
प्रसीद प्रसीद प्रभो पूर्णरूप ॥ ४ ॥

હે પાર્વતીનાથ ! હે શંભુ ! હે ચંદ્રશેખર ! હે મહેશ્વર ! હે ત્રિશૂળધારી ! હે જટાજૂટધારી ! હે વિશ્વરૂપ ! આપ એક (જ સમગ્ર) જગતને વ્યાપ્ત કરનારા છો. હે પૂર્ણરૂપ પ્રભુ ! પ્રસન્ન થાઓ ! પ્રસન્ન થાઓ ! ૪

परात्मानमेकं जगद्बीजमाद्यं
निरीहं निराकारमोङ्कारवेद्यम् ।
यतो जायते पाल्यते येन विश्वं
तमीशं भजे लीयते यत्र विश्वम् ॥ ५ ॥

પરમાત્મસ્વરૂપ, અદ્વિતીય, જગતના આદિકારણ, ઈચ્છારહિત, નિરાકાર, ૐકાર જેમના જ્ઞાનનું સાધન છે તેવા, જેમનામાંથી (વિશ્વ) જન્મે છે, જેમના વડે વિશ્વનું પાલન કરવામાં આવે છે અને જેમનામાં વિશ્વ લય પામે છે (અર્થાત્ વિશ્વના સર્જક, પાલક અને લયકર્તા) તે ઈશ્વરને હું ભજું છું. ૫

न भूमिर्न चापो न वह्निर्न वायु-
र्न चाकाशमास्ते न तन्द्रा न निद्रा ।
न ग्रीष्मो न शीतं न देशो न वेषो
न यस्याऽस्ति मूर्तिस्त्रिमूर्तिं तमीडे ॥ ६ ॥

જે ભૂમિ નથી, જળ નથી, અગ્નિ નથી, વાયુ નથી અને પ્રકાશ પણ નથી, જેમને તંદ્રા કે નિદ્રાવસ્થા નથી, જે ઉષ્ણ નથી કે શીતળ નથી, જેમને કોઈ સ્થળ નથી કે વેશ નથી, (અને) જેમનું કોઈ રૂપ નથી તેવા તે (સત્ત્વાદિરૂપ) ત્રિમૂર્તિની હું સ્તુતિ કરું છું. ૬

अजं शाश्वतं कारणं कारणानां
शिवं केवलं भासकं भासकानाम् ।
तुरीयं तमःपारमाद्यन्तहीनं
प्रपद्ये परं पावनं द्वैतहीनम् ॥ ७ ॥

અજન્મા, નિત્ય, કારણોના કારણરૂપ, શિવ, કેવળ, પ્રકાશક પદાર્થોના પ્રકાશક, તુરીય, અજ્ઞાનરૂપી અંધકારથી પર, આદિ-અંતથી રહિત, પરમ પાવન, અદ્વિતીય (શિવજી)ને હું શરણે જાઉં છું. ૭

नमस्ते नमस्ते विभो विश्वमूर्ते
नमस्ते नमस्ते चिदानन्दमूर्ते ।
नमस्ते नमस्ते तपोयोगगम्य
नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥ ८ ॥

હે વિભુ ! હે વિશ્વમૂર્તિ ! આપને નમસ્કાર ! આપને નમસ્કાર ! હે ચિદાનંદમૂર્તિ ! આપને નમસ્કાર ! આપને નમસ્કાર ! તપ અને યોગથી પામી શકાય તેવા (હે પ્રભુ !) આપને નમસ્કાર ! આપને નમસ્કાર ! વેદોના જ્ઞાનથી જાણી શકાય એવા (હે પ્રભુ !) આપને નમસ્કાર ! આપને નમસ્કાર ! ૮

प्रभो शूलपाणे विभो विश्वनाथ
महादेव शम्भो महेश त्रिनेत्र ।
शिवाकान्त शान्त स्मरारे पुरारे
त्वदन्यो वरेण्यो न मान्यो न गण्यः ॥ ९ ॥

હે પ્રભુ ! હે શૂલપાણિ ! હે વિભુ ! હે વિશ્વનાથ ! હે મહાદેવ ! હે શંભુ ! હે મહેશ ! હે ત્રિનેત્ર ! હે ઉમાકાંત ! હે શાંત ! હે સ્મરહર ! હે ત્રિપુરારિ ! (સર્વ દેવોમાં) આપ સિવાય બીજા કોઈ (દેવ) શ્રેષ્ઠ નથી, માનનીય નથી (અને) ગણનીય (પણ) નથી. ૯

शम्भो महेश करुणामय शूलपाणे
गौरीपते पशुपते पशुपाशनाशिन् ।
काशीपते करुणया जगदेतदेक-
स्त्वं हंसि पासि विदधासि महेश्वरोऽसि ॥ १० ॥

હે શંભુ ! હે મહેશ ! હે કરુણામય ! હે શૂલપાણિ ! હે ગૌરીપતિ ! હે પશુપતિ ! હે જીવોના પાશનો નાશ કરનારા ! હે કાશીપતિ ! આપ એક જ કરુણાથી આ જગતનો લય કરો છો, રક્ષણ કરો છો અને (તેને) ઉત્પન્ન (પણ) કરો છો. (ખરેખર આપ) મહેશ્વર છો. ૧૦

त्वत्तो जगद्भवति देव भव स्मरारे
त्वय्येव तिष्ठति जगन्मृड विश्वनाथ ।
त्वय्येव गच्छति लयं जगदेतदीश
लिङ्गात्मकं हर चराऽचरविश्वरूपिन् ॥ ११ ॥

હે દેવ ! હે ભવ ! હે કામારિ ! આપનામાંથી જગત ઉત્પન્ન થાય છે. હે મૃડ ! (સુખ-સ્વરૂપ), હે વિશ્વનાથ ! આપનામાં જ જગત સ્થિત છે. હે ઈશ ! હે હર ! હે ચરાચર-વિશ્વરૂપ ! આ લિંગાત્મક જગત આપનામાં જ લય પામે છે. ૧૧

શ્રીશંકરાચાર્ય

## ३२. शम्भुस्तुतिः

श्रीराम उवाच

नमामि शम्भुं पुरुषं पुराणं नमामि सर्वज्ञमपारभावम् ।
नमामि रुद्रं प्रभुमक्षयं तं नमामि शर्वं शिरसा नमामि ॥ १ ॥

શ્રીરામ બોલ્યા

પુરાણ પુરુષ શંભુને હું નમન કરુ છું. અપાર સત્તાસ્વરૂપ સર્વજ્ઞને હું નમું છું. પ્રભુ રુદ્રને હું નમન કરું છું. તે અવિનાશીને નમું છું. સર્વને હું મસ્તકથી નમું છું. ૧

नमामि देवं परमव्ययं तमुमापतिं लोकगुरुं नमामि ।
नमामि दारिद्र्यविदारणं तं नमामि रोगापहरं नमामि ॥ २ ॥

તે અવિનાશી પરમ દેવને હું નમું છું. લોકગુરુ ઉમાપતિને હું નમું છું. દરિદ્રતાને વિદીર્ણ કરનારને હું નમું છું. તે (ભગવાન)ને નમું છું. રોગને હરી લેનારને નમન કરું છું. ૨

नमामि कल्याणमचिन्त्यरूपं नमामि विश्वोद्भवबीजरूपम् ।
नमामि विश्वस्थितिकारणं तं नमामि संहारकरं नमामि ॥ ३ ॥

કલ્યાણસ્વરૂપ, અચિંત્ય રૂપવાળાને નમું છું. વિશ્વના ઉદ્ભવના બીજરૂપને નમું છું. વિશ્વની સ્થિતિના કારણને હું નમું છું. તે (ભગવાન)ને નમું છું. સંહાર કરનારને નમું છું. ૩

नमामि गौरीप्रियमव्ययं तं नमामि नित्यं क्षरमक्षरं तम् ।
नमामि चिद्रूपममेयभावं त्रिलोचनं तं शिरसा नमामि ॥ ४ ॥

ગૌરીના પ્રિયતમ તે અવ્યયને નમું છું. તે ક્ષર અને અક્ષરને નિત્ય નમું છું. ચિદ્રૂપ (તથા) અપ્રમેય રૂપ ધરાવનારને નમું છું. તે ત્રણ નેત્રવાળાને મસ્તકથી નમું છું. ૪

नमामि कारुण्यकरं भवस्य भयङ्करं वाऽपि सदा नमामि ।
नमामि दातारमभीप्सितानां नमामि सोमेशमुमेशमादौ ॥ ५ ॥

કરુણા કરનારને હું નમું છું.અને વળી સંસાર માટે ભયંકર (સંસારનો નાશ કરનાર)ને સદા નમું છું. મનોવાંછિત ફળોના દાતાને નમું છું. સોમનાથ ઉમાપતિને હું આરંભમાં નમું છું. ૫

नमामि वेदत्रयलोचनं तं नमामि मूर्तित्रयवर्जितं तम् ।
नमामि पुण्यं सदसद्व्यतीतं नमामि तं पापहरं नमामि ॥ ६ ॥

ત્રણ વેદરૂપી લોચનવાળા તે (શંભુ)ને નમું છું. ત્રિવિધ મૂર્તિથી રહિત તેને નમું છું. પુણ્યમયને નમું છું. સત્ અને અસત્થી જે પર છે તેને નમું છું. પાપનું હરણ કરનાર તેને નમું છું. ૬

नमामि विश्वस्य हिते रतं तं नमामि रूपाणि बहूनि धत्ते ।
यो विश्वगोप्ता सदसत्प्रणेता नमामि तं विश्वपतिं नमामि ॥ ७ ॥

વિશ્વના હિતમાં રત (પ્રભુ)ને હું નમું છું. (જે) બહુ રૂપો ધારણ કરે છે તેને હું નમું છું. જે વિશ્વનું રક્ષણ કરનાર તથા સત્ અને અસત્ના પ્રણેતા છે તેને હું નમું છું. વિશ્વપતિને નમું છું. ૭

यज्ञेश्वरं सम्प्रति हव्यकव्यं तथागतिं लोकसदाशिवो यः ।
आराधितो यश्च ददाति सर्वं नमामि दानप्रियमिष्टदेवम् ॥ ८ ॥

હવે હું હવ્ય-કવ્યસ્વરૂપ યજ્ઞેશ્વરને (નમસ્કાર કરું છું ). સર્વ લોકનું સદા કલ્યાણ કરનાર જે (સદાશિવ) આરાધના કરવાથી તે (આરાધના) અનુસાર ફળ (આપે છે) અને જે સર્વ (અભીષ્ટ) પ્રદાન કરે છે, ( તે) દાનપ્રિય ઇષ્ટદેવને હું નમું છું. ૮

नमामि सोमेश्वरमस्वतन्त्रमुमापतिं तं विजयं नमामि ।
नमामि विघ्नेश्वरनन्दिनाथं पुत्रप्रियं तं शिरसा नमामि ॥ ९ ॥

હું સોમેશ્વરને નમું છું. અસ્વતંત્ર (ભક્ત-પરવશ) ઉમાપતિને, તે વિજયશીલ (ઉમાનાથ)ને હું નમું છું. વિઘ્નેશ્વર (ગણેશ) તથા નંદિના સ્વામી પુત્રવત્સલ તે (શિવજી)ને હું મસ્તકથી નમું છું. ૯

**नमामि देवं भवदुःखशोकविनाशनं चन्द्रधरं नमामि ।**
**नमामि गङ्गाधरमीशमीड्यमुमाधवं देववरं नमामि ॥ १० ॥**

સંસારરૂપી દુઃખ અને શોકનો નાશ કરનાર દેવને હું નમું છું. ચંદ્ર(ને મસ્તક પર) ધારણ કરનારને હું નમું છું. ગંગાધર ઈશ્વરને હું નમું છું. સ્તુતિ કરવા યોગ્ય શ્રેષ્ઠ દેવ ઉમાપતિને હું નમું છું. ૧૦ .

**नमाम्यजादीशपुरन्दरादिसुरासुरैरर्चितपादपद्मम् ।**
**नमामि देवीमुखवादनानामीक्षार्थमक्षित्रितयं य ऐच्छत् ॥ ११ ॥**

બ્રહ્મા વગેરે ઈશ્વર વડે, ઇંદ્ર (પુરન્દર) વગેરે દેવો વડે, તથા અસુરો વડે જેમનાં ચરણકમળ પૂજિત છે તેમને હું નમું છું. દેવી (પાર્વતી)ના મુખથી નીકળતાં વચનો પર દૃષ્ટિપાત કરવાની ઇચ્છાથી (જાણે કે) જેમણે ત્રણ નેત્રની ઇચ્છા કરી (તેમને) હું નમું છું. ૧૧

**पञ्चामृतैर्गन्धसुधूपदीपैर्विचित्रपुष्पैर्विविधैश्च मन्त्रैः ।**
**अन्नप्रकारैः सकलोपचारैः सम्पूजितं सोममहं नमामि ॥ १२ ॥**

પંચામૃત, ચંદન, ઉત્તમ ધૂપ, દીપ, વિવિધ પ્રકારનાં પુષ્પો અને વિવિધ મંત્રોથી તથા વિધવિધ અન્ન આદિ સકળ ઉપચારોથી પૂજિત (ભગવાન) (તેમને) હું નમું છું. ૧૨

બ્રહ્મપુરાણ

# ३३. उमामहेश्वरस्तोत्रम्

नमः शिवाभ्यां नवयौवनाभ्यां
परस्पराश्लिष्टवपुर्धराभ्याम् ।
नगेन्द्रकन्यावृषकेतनाभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ १ ॥

નવયૌવન ધરાવતાં, પરસ્પર આલિંગિત દેહવાળાં શિવજી અને દેવી શિવાને નમસ્કાર. પર્વતરાજની પુત્રી અને વૃષભધ્વજ (ઉમા-મહેશ)ને નમસ્કાર. શિવપાર્વતીને નમસ્કાર. ૧

नमः शिवाभ्यां सरसोत्सावाभ्यां
नमस्कृताभीष्टवरप्रदाभ्याम् ।
नारायणेनाऽर्चितपादुकाभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ २ ॥

રસપૂર્ણ ઉત્સવસ્વરૂપ (અથવા સ-રસ ઉત્સવમાં પ્રવૃત્ત), પ્રણામ કરનારને અભીષ્ટ વર પ્રદાન કરનાર શિવજી અને દેવી શિવાને નમસ્કાર. નારાયણે જેમની પાદુકાઓની અર્ચના કરી છે તેમને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૨

नमः शिवाभ्यां वृषवाहनाभ्यां
विरञ्चिविष्णिवन्द्रसुपूजिताभ्याम् ।
विभूतिपाटीरविलेपनाभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ३ ॥

વૃષભ ઉપર સવારી કરનારાં, બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રથી સારી રીતે પૂજિત શિવજી અને દેવી શિવાને નમસ્કાર. ભસ્મ અને સુગંધિત દ્રવ્યોનું વિલેપન કરનારને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૩

नमः शिवाभ्यां जगदीश्वराभ्यां
जगत्पतिभ्यां जयविग्रहाभ्याम् ।
जम्भारिमुख्यैरभिवन्दिताभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ४ ॥

જગદીશ્વર, જગત્પતિ અને વિજયરૂપી વિગ્રહધારી શિવ-શિવાને નમસ્કાર. જંભાસુરના શત્રુ અર્થાત્ ઇંદ્રાદિ મુખ્ય દેવતાઓથી વંદિતને નમસ્કાર. શિવપાર્વતીને નમસ્કાર. ૪

नमः शिवाभ्यां परमौषधाभ्यां
पञ्चाक्षरीपञ्जररञ्जिताभ्याम् ।
प्रपञ्चसृष्टिस्थितिसंहृतिभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ५ ॥

(યોગીજનો માટે) પરમ ઔષધરૂપ, પંચાક્ષર મંત્ર (नमः शिवाय)ના ઉચ્ચારણથી પ્રસન્ન થનારાં શિવ-શિવાને નમસ્કાર. વિશ્વના સૃષ્ટિ-સ્થિતિ-સંહારરૂપને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૫

नमः शिवाभ्यामतिसुन्दराभ्या-
मत्यन्तमासक्तहृदम्बुजाभ्याम् ।
अशेषलोकैकहितङ्कराभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ६ ॥

અતિ સુંદર સ્વરૂપવાળાં, પોતાના ભક્તોનાં હૃદયકમળમાં સ્થિત શિવ-શિવાને નમસ્કાર. સમસ્ત ચરાચર જીવોના એકમાત્ર હિતકરને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૬

नमः शिवाभ्यां कलिनाशनाभ्यां
कङ्कालकल्याणवपुर्धराभ्याम् ।
कैलासशैलास्थितदेवताभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ७ ॥

કળિયુગ(ના દોષો)નો નાશ કરનાર, મૃત પ્રાણીને (તારક મંત્ર દ્વારા) કલ્યાણમય દેહ પ્રાપ્ત કરાવનાર શિવ-શિવાને નમસ્કાર. કૈલાસ પર્વત ઉપર જેમનો નિવાસ છે તેમને નમસ્કાર. શિવપાર્વતીને નમસ્કાર. ૭

नमः शिवाभ्यामशुभापहाभ्या-
मशेषलोकैकविशेषिताभ्याम् ।
अकुण्ठिताभ्यां स्मृतिसम्भृताभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ८ ॥

અશુભનો નાશ કરનાર, ત્રણે લોકને વિશેષિત કરનાર શિવ-શિવાને નમસ્કાર. અકુંઠિત સ્મૃતિ જે ધરાવે છે તેમને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૮

नमः शिवाभ्यां रथवाहनाभ्यां
रवीन्दुवैश्वानरलोचनाभ्याम् ।
राकाशशाङ्काभमुखाम्बुजाभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ९ ॥

જે રથમાં બિરાજમાન છે અને જેમનાં સૂર્ય-ચંદ્ર-અગ્નિરૂપી ત્રણ નેત્ર છે, તે શિવ-શિવાને નમસ્કાર. પૂર્ણિમાના ચંદ્ર સમાન પ્રકાશિત મુખકમળવાળાંને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૯

नमः शिवाभ्यां जटिलन्धराभ्यां
जरामृतिभ्यां च विवर्जिताभ्याम् ।
जनार्दनाब्जोद्भवपूजिताभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ १० ॥

જટાજૂટધારી તેમ જ જરા અને મૃત્યુથી રહિત શિવ-શિવાને નમસ્કાર. વિષ્ણુથી અને કમળમાંથી ઉદ્‌ભવેલ (બ્રહ્માજી)થી પૂજિતને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૧૦

नमः शिवाभ्यां विषमेक्षणाभ्यां
बिल्वच्छदामालिकदामभृद्भ्याम् ।
शोभावतीशान्तवतीश्वराभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ ११ ॥

વિષમ ચક્ષુવાળાં અને બિલ્વપત્ર એવં માલતી આદિ સુગંધિત પુષ્પોથી જે આચ્છાદિત છે તે શિવ-શિવાને નમસ્કાર. શોભાયમાન, શાંત, ઈશ્વરી-ઈશ્વરને નમસ્કાર. શિવપાર્વતીને નમસ્કાર. ૧૧

नमः शिवाभ्यां पशुपालकाभ्यां
जगत्त्रयीरक्षणबद्धहृद्भ्याम् ।
समस्तदेवासुरपूजिताभ्यां
नमो नमः शङ्करपार्वतीभ्याम् ॥ १२ ॥

જીવોના જે પાલક છે, તેમ જ ત્રણે લોકના રક્ષણમાં જેમનું હૃદય રત છે, તે શિવ-શિવાને નમસ્કાર. સર્વ દેવો તેમ જ અસુરોથી જે પૂજિત છે તેમને નમસ્કાર. શિવ-પાર્વતીને નમસ્કાર. ૧૨

स्तोत्रं त्रिसन्ध्यं शिवपार्वतीयं
भक्त्या पठेद्द्वादशकं नरो यः ।
स सर्वसौभाग्यफलानि भुङ्क्ते
शतायुरन्ते शिवलोकमेति ॥ १३ ॥

બાર શ્લોકોના બનેલા આ શિવ-પાર્વતીના સ્તોત્રનો જે મનુષ્ય ત્રણ સંધ્યાસમયે ભક્તિપૂર્વક પાઠ કરે છે તે સર્વ સૌભાગ્યફળોને ભોગવે છે અને અંતે શિવલોકને પ્રાપ્ત કરે છે.

શ્રીશંકરાચાર્ય

## ३४. द्वादशज्योतिर्लिङ्गस्तोत्रम् २

सौराष्ट्रदेशे विशदेऽतिरम्ये
ज्योतिर्मयं चन्द्रकलावतंसम् ।
भक्तिप्रदानाय कृपावतीर्णं
तं सोमनाथं शरणं प्रपद्ये ॥ १ ॥

અત્યંત રમણીય અને નિર્મળ સૌરાષ્ટ્ર પ્રદેશમાં કૃપાપૂર્વક પોતાની ભક્તિ પ્રદાન કરવા માટે અવતીર્ણ થયેલા અને ચંદ્રની કળાનો મુગટ ધારણ કરનારા જ્યોતિર્લિંગ-સ્વરૂપ (ભગવાન) શ્રી સોમનાથનું હું શરણ ગ્રહણ કરું છું. ૧

श्रीशैलशृङ्गे विबुधातिसङ्गे
तुलाद्रितुङ्गेऽपि मुदा वसन्तम् ।
तमर्जुनं मल्लिकपूर्वमेकं
नमामि संसारसमुद्रसेतुम् ॥ २ ॥

ઊંચાઈના આદર્શભૂત પર્વતોથી પણ વધારે ઊંચા શ્રીશૈલના શિખર પર, જ્યાં દેવતાઓનો અત્યંત સમાગમ થતો રહે છે, ત્યાં પ્રસન્નતાપૂર્વક નિવાસ કરનારા તથા સંસારસમુદ્રને પાર કરવા માટે સેતુ સમાન તે એકમાત્ર પ્રભુ મલ્લિકાર્જુનને હું નમસ્કાર કરું છું. ૨

अवन्तिकायां विहितावतारं
मुक्तिप्रदानाय च सज्जनानाम् ।
अकालमृत्योः परिरक्षणार्थं
वन्दे महाकालमहासुरेशम् ॥ ३ ॥

સંતજનોને મુક્તિ પ્રદાન કરવા માટે અવંતી (ઉજ્જૈન) નગરીમાં અવતાર ધારણ કરનારા, તે મહાકાળ (નામથી વિખ્યાત) મહાદેવજીને હું અકાળ મૃત્યુથી (મારું) સારી રીતે રક્ષણ કરવા માટે નમસ્કાર કરું છું. ૩

कावेरिकानर्मदयोः पवित्रे
समागमे सज्जनतारणाय ।
सदैव मान्धातृपुरे वसन्त-
मोङ्कारमीशं शिवमेकमीडे ॥ ४ ॥

સત્પુરુષોને (સંસાર-સાગરથી) પાર ઉતારવાને માટે કાવેરી અને નર્મદાના પવિત્ર સંગમની નજીક માંધાતાના નગરમાં સદા નિવાસ કરનારા તે અદ્વિતીય કલ્યાણમય ભગવાન ઓંકારેશ્વરની હું સ્તુતિ કરું છું. ૪

पूर्वोत्तरे प्रज्वलिकानिधाने
सदा वसन्तं गिरिजासमेतम् ।
सुरासुराराधितपादपद्मं
श्रीवैद्यनाथं तमहं नमामि ॥ ५ ॥

પૂર્વોત્તર દિશામાં ચિતાભૂમિ (વૈદ્યનાથધામ)માં ગિરિજા સાથે હંમેશાં નિવાસ કરનારા તથા દેવો અને અસુરો જેમનાં ચરણકમળોની આરાધના કરે છે તેવા શ્રીવૈદ્યનાથને હું નમું છું. ૫

याम्ये सदङ्गे नगरेऽतिरम्ये
विभूषिताङ्गं विविधैश्च भोगैः ।
सद्भक्तिमुक्तिप्रदमीशमेकं
श्रीनागनाथं शरणं प्रपद्ये ॥ ६ ॥

દક્ષિણના (याम्ये) અત્યંત રમણીય સદંગ નગરમાં વિવિધ ભોગોથી (સંપન્ન થઈને) જે (સુંદર આભૂષણોથી) ભૂષિત થઈ રહ્યા છે તેવા સદ્ભક્તિ અને મુક્તિ આપનારા એકમાત્ર ઈશ શ્રીનાગનાથનું હું શરણ લઉં છું. ૬

महाद्रिपार्श्वे च तटे रमन्तं
सम्पूज्यमानं सततं मुनीन्द्रैः ।
सुरासुरैर्यक्षमहोरगाद्यैः
केदारमीशं शिवमेकमीडे ॥ ७ ॥

મહાગિરિ (હિમાલય)ની નજીકમાં (કેદાર પર્વત)ના તટ પર રમણ (નિવાસ) કરનારા મુનીશ્વરો દ્વારા જે સતત સંપૂજિત થાય છે; તથા દેવ, અસુર, યક્ષ અને મહાન સર્પ વગેરે દ્વારા (પણ જેમની પૂજા કરાય છે) તે એક કલ્યાણકારક ભગવાન કેદારનાથનું હું સ્તવન કરું છું. ૭

**सह्याद्रिशीर्षे विमले वसन्तं**
**गोदावरीतीरपवित्रदेशे ।**
**यद्दर्शनात्पातकमाशु नाशं**
**प्रयाति तं त्र्यम्बकमीशमीडे ॥ ८ ॥**

ગોદાવરીના કિનારાના પવિત્ર દેશમાં સહ્ય પર્વતના નિર્મળ શિ ।ર પર નિવાસ કરનારા એવા જે ઈશના દર્શનથી પાપ તરત જ નાશ પામે છે તે ત્ર્યંબકેશ્વરનું હું સ્તવન કરું છું. ૮

**सुताम्रपर्णीजलराशियोगे**
**निबध्य सेतुं विशिखैरसङ्ख्यैः ।**
**श्रीरामचन्द्रेण समर्पितं तं**
**रामेश्वराख्यं नियतं नमामि ॥ ९ ॥**

સુતામ્રપર્ણી અને સાગરના સંગમ પર ભગવાન શ્રીરામચંદ્રજી દ્વારા અનેક બાણો વડે સેતુ બાંધીને પછી જેમની સ્થાપના કરવામાં આવી હતી એ રામેશ્વર નામના (શિવજીને) હું નિયમથી પ્રણામ કરું છું. ૯

**यं डाकिनीशाकिनिकासमाजे**
**निषेव्यमाणं पिशिताशनैश्च ।**
**सदैव भीमादिपदप्रसिद्धं**
**तं शङ्करं भक्तहितं नमामि ॥ १० ॥**

ડાકિની અને શાકિનીવૃંદમાં પ્રેતો દ્વારા (पिशित-अशनैः = માંસ ખાનારાઓ દ્વારા) જે સદૈવ સેવાય છે તે, ભક્તોનું હિત કરનાર, ભીમશંકર નામથી પ્રસિદ્ધ શંકરને હું નમું છું. ૧૦

सानन्दमानन्दवने वसन्त-
मानन्दकन्दं हतपापवृन्दम् ।
वाराणसीनाथमनाथनाथं
श्रीविश्वनाथं शरणं प्रपद्ये ॥ ११ ॥

આનંદપૂર્વક આનંદવન (કાશીક્ષેત્ર)માં વસતા, આનંદકંદ, પાપસમૂહનો નાશ કરનાર, અનાથોના નાથ કાશીપતિ શ્રીવિશ્વનાથનું હું શરણ ગ્રહણ કરું છું. ૧૧

इलापुरे रम्यविशालकेऽस्मि-
न्समुल्लसन्तं च जगद्वरेण्यम् ।
वन्दे महोदारतरस्वभावं
घृष्णेश्वराख्यं शरणं प्रपद्ये ॥ १२ ॥

ઈલાપુરના આ સુરમ્ય મંદિરમાં વિરાજમાન, સમસ્ત જગત માટે આરાધ્ય, અત્યંત ઉદાર સ્વભાવ ધરાવનારા, તે ઘૃષ્ણેશ્વર નામના (ભગવાન શિવજી)ને હું વંદું છું, હું (તેમનું) શરણ ગ્રહણ કરું છું. ૧૨

ज्योतिर्मयद्वादशलिङ्गकानां
शिवात्मनां प्रोक्तमिदं क्रमेण ।
स्तोत्रं पठित्वा मनुजोऽतिभक्त्या
फलं तदालोक्य निजं भजेच्च ॥ १३ ॥

શિવસ્વરૂપ જ્યોતિર્મય બાર શિવલિંગોના ક્રમથી કહેલ આ સ્તોત્રનો અત્યંત ભક્તિપૂર્વક પાઠ કરીને મનુષ્ય તે પાઠનું ફળ (અભ્યુદય) ભોગવીને અંતે પોતાનું (સ્વરૂપ) પ્રાપ્ત કરે છે. ૧૩

શ્રીશંકરાચાર્ય

## ३५. श्रीमहामृत्युञ्जयस्तोत्रम्

ॐ अस्य श्रीमहामृत्युञ्जयस्तोत्रमन्त्रस्य श्रीमार्कण्डेय ऋषिः । अनुष्टुप् छन्दः । श्रीमृत्युञ्जयो देवता । गौरी शक्तिः । मम सर्वारिष्टसमस्तमृत्युशान्त्यर्थं सकलैश्वर्यप्राप्त्यर्थं च जपे विनियोगः ।

ઓમ્. આ શ્રીમહામૃત્યુંજયસ્તોત્રમંત્રના શ્રીમાર્કંડેય ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે, શ્રીમૃત્યંજય દેવતા છે, ગૌરી શક્તિ છે અને મારાં સર્વ અરિષ્ટ તેમ જ સર્વ પ્રકારનાં મૃત્યુની શાંતિને માટે તથા સર્વ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે જપ કરવામાં આનો વિનિયોગ કરું છું.

(ઉપર પ્રમાણે બોલી, સંકલ્પ કરી, ત્યાર પછી નીચે પ્રમાણે ધ્યાન કરવું :)

**अथ ध्यानम्**

चन्द्रार्काग्निविलोचनं स्मितमुखं पद्मद्वयान्तःस्थितं
मुद्रापाशमृगाक्षसूत्रविलसत्पाणिं हिमांशुप्रभुम् ।
कोटीन्दुप्रगलत्सुधाप्लुततनुं हारादिभूषोज्ज्वलं
कान्तं विश्वविमोहनं पशुपतिं मृत्युञ्जयं भावयेत् ॥

**ધ્યાન**

ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપી વિષમ નેત્રવાળા, સ્મિતયુક્ત મુખવાળા, 'नमः शिवाय' એ બે પદમાં કહેલા સ્વરૂપવાળા, હાથમાં મુદ્રા, પાશ, મૃગ અને અક્ષસૂત્ર રાખવાથી શોભતા હાથવાળા, ચંદ્રના સ્વામી, કરોડો ચંદ્રમાંથી ઝરતા અમૃતથી જેમનું શરીર અમૃતમય છે તેવા, હાર વગેરે અલંકારોથી દેદીપ્યમાન, સુંદર સ્વરૂપવાળા, વિશ્વને વિમોહિત કરનારા, જે પ્રાણીમાત્રના અધિપતિ છે, તથા મૃત્યુને જેમણે જીત્યું છે તેવા ભગવાન મૃત્યુંજયનું ભાવનાપૂર્વક ધ્યાન કરવું.

(આ પ્રમાણે ધ્યાન કર્યા પછી નીચે પ્રમાણે સ્તોત્રનો પાઠ કરવો.)

ॐ रुद्रं पशुपतिं स्थाणुं नीलकण्ठमुमापतिम् ।
नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ १ ॥

ૐ રુદ્ર, પ્રાણીઓના અધિપતિ, સ્થાણુ (અવિચળ રહેનારા), નીલકંઠ અને પાર્વતીના પતિ એવા દેવ (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ અમને (મને) શું કરશે ? ૧

**नीलकण्ठं कालमूर्तिं कालज्ञं कालनाशनम् ।**
**नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ २ ॥**

નીલકંઠ, કાળસ્વરૂપ, કાળને જાણનારા અને કાળનો નાશ કરનારા એવા દેવ (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૨

**नीलकण्ठं विरूपाक्षं निर्मलं निलयप्रभम् ।**
**नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ३ ॥**

નીલકંઠ, ત્રણ નેત્રવાળા, નિર્મળ અને આકાશ સમાન સ્વચ્છ એવા દેવ (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૩

**वामदेवं महादेवं लोकनाथं जगद्गुरुम् ।**
**नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ४ ॥**

વામદેવ, મહાદેવ, લોકના નાથ અને જગદ્‌ગુરુ ભગવાન (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૪

**देवदेवं जगन्नाथं देवेशं वृषभध्वजम् ।**
**नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ५ ॥**

દેવોના દેવ, જગતના સ્વામી, દેવોના ઈશ અને વૃષભધ્વજ ભગવાન (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૫

**गङ्गाधरं महादेवं सर्वाभरणभूषितम् ।**
**नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ६ ॥**

ગંગાને ધારણ કરનાર, મહાદેવ અને સર્વ અલંકારથી શોભાયમાન એવા ભગવાન (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૬

अनाथः परमानन्दं कैवल्यपदगामिनि ।
नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ७ ॥

અનાથ એવો હું કૈવલ્યપદ પ્રાપ્ત કરવા માટે પરમ આનંદસ્વરૂપ એવા ભગવાન (શંકર)ને મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૭

स्वर्गापवर्गदातारं सृष्टिस्थितिविनाशकम् ।
नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ८ ॥

સ્વર્ગ અને મોક્ષ આપનાર તથા જગતનાં સૃષ્ટિ, સ્થિતિ, વિનાશ કરનારા ભગવાન (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૮

उत्पत्तिस्थितिसंहारकर्तारमीश्वरं गुरुम् ।
नमामि शिरसा देवं किं नो मृत्युः करिष्यति ॥ ९ ॥

જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા, સર્વના નિયામક અને ગુરુ એવા ભગવાન (શંકર)ને હું મસ્તક વડે પ્રણામ કરું છું તો મૃત્યુ મને શું કરશે ? ૯

मार्कण्डेयकृतं स्तोत्रं यः पठेत्छिवसन्निधौ ।
तस्य मृत्युभयं नास्ति नाग्निचौरभयं क्वचित् ॥ १० ॥

માર્કંડેય ઋષિએ રચેલ આ સ્તોત્રનું પઠન જે મનુષ્ય શિવજીની સમીપમાં કરે છે તેને ક્યારેય મૃત્યુનો ભય કે અગ્નિ કે ચોરનો ભય થતો નથી. ૧૦

शतावर्तं प्रकर्तव्यं सङ्कटे कष्टनाशनम् ।
शुचिर्भूत्वा पठेत्स्तोत्रं सर्वसिद्धिप्रदायकम् ॥ ११ ॥

સંકટના સમયમાં સો વાર પાઠ કરવાથી આ સ્તોત્ર કષ્ટનો નાશ કરે છે. પવિત્ર થઈને પઠન કરવાથી આ સ્તોત્ર સર્વ સિદ્ધિ આપે છે. ૧૧

मृत्युञ्जय महादेव त्राहि मां शरणागतम् ।
जन्ममृत्युजरारोगैः पीडितं कर्मबन्धनैः ॥ १२ ॥

હે મૃત્યુંજય ! હે મહાદેવ ! કર્મથી થયેલ બંધનને કારણે જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને રોગથી પીડિત થયેલા (અને તેથી આપને) શરણે આવેલા મારું આપ રક્ષણ કરો. ૧૨

तावकस्त्वद्गतप्राणस्त्वच्चित्तोऽहं सदा मृड ।
इति विज्ञाप्य देवेशं त्र्यम्बकाख्यमनुं जपेत् ॥ १३ ॥

"હે મૃડ ! હું આપનો છું. મારા પ્રાણ આપનામાં સમર્પિત છે અને મારું ચિત્ત પણ હંમેશાં આપનામાં જ પરોવાયેલું છે." આ પ્રમાણે કહીને (પ્રાર્થના કરીને) પછી ત્ર્યંબક નામના દેવેશ (ભગવાન શંકર)નો જપ કરવો. ૧૩

नमः शिवाय साम्बाय हराय परमात्मने ।
प्रणतक्लेशनाशाय योगिनां पतये नमः ॥ १४ ॥

કલ્યાણસ્વરૂપ, ભક્તોના ક્લેશનું હરણ કરનાર, પરમાત્મા, માતા પાર્વતી સહિતના ભગવાન શંકરને નમસ્કાર. પ્રણામ કરનાર (શરણાગત) ભક્તોના ક્લેશોનો નાશ કરનાર, યોગીઓના પતિને નમસ્કાર. ૧૪

**श्रीशताङ्गायुर्मन्त्रः**

(શતાંગ નામનો આયુષ્ય માટેનો ભગવાન શંકરપ્રીત્યર્થ જપવાનો મંત્ર આ પ્રમાણે છે :)

**ॐ ह्रीं श्रीं ह्रीं ह्रौं ह्रें ह्रः हन हन दह दह पच पच गृहाण गृहाण मारय मारय मर्दय मर्दय महामहाभैरव भैरवरूपेण धुनय धुनय कम्पय कम्पय विघ्नय विघ्नय विश्वेश्वरी क्षोभय क्षोभय कटु कटु मोहय मोहय हुं फट् स्वाहा इतिमन्त्रमात्रेण समाभीष्टो भवति ।**

"ૐ હ્રીં શ્રીં હ્રીં હ્રૌં હ્રેં હ્રઃ, (શત્રુને) હણો હણો, બાળો બાળો, પકાવો પકાવો, પકડો પકડો, મારો મારો, (શત્રુનું) મર્દન કરો મર્દન કરો. હે મહામહાભૈરવ ! ભૈરવરૂપે ધુણાવો ધુણાવો, કંપાવો કંપાવો, વિઘ્ન આણો, વિઘ્ન આણો, વિશ્વેશ્વરી શક્તિરૂપે ક્ષોભ પમાડો, ક્ષોભ પમાડો, 'કટુ કટુ' એ પ્રમાણેના શબ્દોથી મોહ પમાડો, હું ફટ્ સ્વાહા."

આ મંત્રમાત્રથી (મનુષ્ય) ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરનારો થાય છે.

# ३६. शिवताण्डवस्तोत्रम्

**जटाटवीगलज्जलप्रवाहपावितस्थले**
**गलेऽवलम्ब्य लम्बितां भुजङ्गतुङ्गमालिकाम् ।**
**डमड्डमड्डमड्डमन्निनादवड्डमर्वयं**
**चकार चण्डताण्डवं तनोतु नः शिवः शिवम् ॥ १ ॥**

जटा-अटवी-गलत्-जल-प्रवाह-पावित-स्थले - જટારૂપી અરણ્યમાંથી વહેતા (ગંગા)-જળના પ્રવાહથી પવિત્ર થયેલા સ્થાનમાં गले - કંઠમાં अवलम्ब्य - અવલંબિત કરીને, ધારણ કરીને लम्बिताम् - લટકતી भुजङ्ग-तुङ्ग-मालिकाम् - સર્પની ઉન્નત માળાને डमत्-डमत्-डमत्-डमत्-निनादवत्-डमरु - ડમરુના ડમ, ડમ, ડમ, ડમ નિનાદયુક્ત अयम् - આ चकार - કર્યું चण्ड-ताण्डवम् - ભયંકર તાંડવનૃત્ય तनोतु - વિસ્તારો, વધારો नः - અમારા शिवः - શિવજી शिवम् - કલ્યાણને

(પોતાના) જટારૂપ અરણ્યમાંથી વહેતા ગંગાના પ્રવાહથી પવિત્ર થયેલા કંઠસ્થાનમાં, સર્પોની લટકી રહેલી ઉન્નત માળાને ધારણ કરી (જેમણે) ડમરુના ડમ, ડમ, ડમ, ડમ નિનાદથી યુક્ત ભયંકર તાંડવનૃત્ય કર્યું, (તે) આ શિવજી અમારા કલ્યાણની વૃદ્ધિ કરો. ૧

**जटाकटाहसम्भ्रमभ्रमन्निलिम्पनिर्झरी**
**विलोलवीचिवल्लरीविराजमानमूर्द्धनि ।**
**धगद्धगद्धगज्ज्वलल्ललाटपट्टपावके**
**किशोरचन्द्रशेखरे रतिः प्रतिक्षणं मम ॥ २ ॥**

जटा-कटाह-सम्भ्रम-भ्रमत्-निलिम्प-निर्झरी - જટારૂપી કટાહ (પેણી)માં વેગપૂર્વક ઘૂમતી દેવનદી ગંગાજીની विलोल-वीचि-वल्लरी-विराजमान-मूर्द्धनि - ચંચળ તરંગરૂપી લતાઓથી સુશોભિત જેમનું મસ્તક છે धगत्-धगत्-धगत्-ज्वलत्-ललाटपट्ट-पावके - (જેમના) ભાલપ્રદેશમાં ધક્, ધક્, ધક્ (અવાજ સાથે) અગ્નિ પ્રજવળી રહ્યો છે किशोर-चन्द्रशेखरे - જેમના મસ્તક પર (દ્વિતીયાનો) બાળચંદ્ર (શોભી રહ્યો) છે रतिः - રતિ, પ્રીતિ प्रतिक्षणम् - પ્રતિક્ષણ, સતત मम - મારી

જટારૂપી કટાહમાં વેગપૂર્વક ઘૂમતી ગંગાજીની ચંચળ તરંગરૂપી લતાઓથી જેમનું મસ્તક સુશોભિત છે, જેમના ભાલપ્રદેશમાં ધક્,ધક્,ધક્ (અવાજ સાથે) અગ્નિ પ્રજ્વળી રહ્યો છે, જેમના મસ્તક પર (દ્વિતીયાનો) બાળચંદ્ર (શોભી રહ્યો) છે, તેવા (ભગવાન શંકર)માં મારી સતત પ્રીતિ થાઓ. ૨

धराधरेन्द्रनन्दिनीविलासबन्धुबन्धुर-
स्फुरद्दिगन्तसन्ततिप्रमोदमानमानसे ।
कृपाकटाक्षधोरणीनिरुद्धदुर्धरापदि
क्वचिद्दिगम्बरे मनो विनोदमेतु वस्तुनि ॥ ३ ॥

धरा-धरेन्द्र-नन्दिनी-विलास-बन्धु-बन्धुर-स्फुरत्-दिगन्त-सन्तति-प्रमोदमान-मानसे - ધરતીને ધારણ કરનાર ગિરિરાજ (હિમાલય)ની પુત્રી ગિરિરાજકિશોરી (પાર્વતી)ના વિલાસોપયોગી ચૂડામણિથી સમસ્ત દિશાઓને પ્રકાશિત થતી (જોઈ) જેમનું મન આનંદિત થઈ રહ્યું છે कृपा-कटाक्ष-धोरणी-निरुद्ध-दुर्धर-आपदि - જેમની નિરંતર કૃપાદષ્ટિથી ઘોર આપત્તિઓનું (પણ) નિવારણ થઈ જાય છે क्वचित् दिगम्बरे - કોઈ દિગમ્બરમાં मनः - મન विनोदम् - વિનોદને, રમણને एतु - પ્રાપ્ત કરે वस्तुनि - તત્ત્વમાં

ગિરિરાજકિશોરી (પાર્વતીજી)ના વિલાસકાળમાં ઉપયોગી ચૂડામણિથી સમસ્ત દિશાઓને પ્રકાશિત થતી જોઈને જેમનું મન આનંદિત થઈ રહ્યું છે, જેમની નિરંતર કૃપાદષ્ટિથી ઘોર આપત્તિઓનું પણ નિવારણ થઈ જાય છે, એવા કોઈ દિગંબર તત્ત્વમાં મારું મન રમણ કરે. ૩

जटाभुजङ्गपिङ्गलस्फुरत्फणामणिप्रभा-
कदम्बकुङ्कुमद्रवप्रलिप्तदिग्वधूमुखे ।
मदान्धसिन्धुरस्फुरत्त्वगुत्तरीयमेदुरे
मनो विनोदमद्भुतं बिभर्तु भूतभर्तरि ॥ ४ ॥

जटा-भुजङ्ग-पिङ्गल-स्फुरत्-फणा-मणि-प्रभा-कदम्ब-कुङ्कुम-द्रव-प्रलिप्त-दिग्वधूमुखे - જેમની જટામાં રહેલ સર્પોની ફેણના મણિઓમાંથી સ્ફુરિત થતો પિંગળ રંગનો પ્રકાશપુંજ દિશાઓરૂપી અંગનાઓનાં મુખ પર કુંકુમ રંગનો અનુલેપ કરી રહ્યો છે

मदान्ध-सिन्धुर-स्फुरत्-त्वग्-उत्तरीय-मेदुरे - મદમસ્ત હાથીઓના ફરફરતા ચામડાના ઉત્તરીયને ધારણ કરવાથી (જે) સ્નિગ્ધવર્ણ થયેલા છે मनः - મન विनोदम् - વિનોદને अद्भुतम् - અદ્‌ભુત बिभर्तु - કરે भूतभर्तरि - ભૂતનાથમાં

જેમની જટામાં રહેલ સર્પોની ફેણના મણિઓમાંથી સ્ફુરિત થતો પિંગળ રંગનો પ્રકાશપુંજ (જાણે કે) દિશારૂપી અંગનાઓનાં મુખ પર કુંકુમ રંગનો અનુલેપ કરી રહ્યો છે, મદમસ્ત હાથીઓના ચામડાના ફરફરતા ઉત્તરીયને ધારણ કરવાથી (જે) સ્નિગ્ધ વર્ણના થયેલા છે, તે ભૂતનાથમાં મારું મન અદ્‌ભુત વિનોદ કરે. ૪

**सहस्रलोचनप्रभृत्यशेषलेखशेखर-**
**प्रसूनधूलिधोरणीविधूसराङ्घ्रिपीठभूः ।**
**भुजङ्गराजमालया निबद्धजाटजूटकः**
**श्रियै चिराय जायतां चकोरबन्धुशेखरः ॥ ५ ॥**

सहस्रलोचन-प्रभृति-अशेष-लेख-शेखर-प्रसून-धूलि-धोरणी-विधूसर-अङ्घ्रि-पीठभूः - ઇંદ્ર આદિ સમસ્ત દેવતાઓ (પ્રણામ કરે છે ત્યારે તેમના) મસ્તકમાં રહેલાં કુસુમોની રજની ધારાથી જેમની ચરણ-પાદુકાઓ ધૂસરિત (રજના રંગની) થઈ રહી છે भुजङ्गराज-मालया - સર્પોના રાજા શેષનાગના હારથી निबद्ध-जाटजूटकः - જેમનો જટાજૂટ બંધાયેલો છે श्रियै - સંપત્તિ માટે चिराय - ચિરસ્થાયી जायताम् - સાધક થાઓ चकोरबन्धु-शेखरः - ચકોર પક્ષીના બંધુ સમાન ચંદ્રને મસ્તકમાં ધારણ કરનાર ચંદ્રશેખર

ઇંદ્ર આદિ સમસ્ત દેવતાઓના (તેઓ પ્રણામ કરે છે ત્યારે) મસ્તકમાં રહેલાં કુસુમોની રજની ધારાથી જેમની ચરણપાદુકાઓ ધૂસરિત (રજના રંગની) થઈ રહી છે (અને) શેષનાગરૂપી હારથી જેમનો જટાજૂટ બંધાયેલો છે તે (ભગવાન) ચંદ્રશેખર મારે માટે ચિરસ્થાયી સંપત્તિના સાધક થાઓ. ૫

**ललाटचत्वरज्वलद्धनञ्जयस्फुलिङ्गभा-**
**निपीतपञ्चसायकं नमन्निलिम्पनायकम् ।**
**सुधामयूखलेखया विराजमानशेखरं**
**महाकपालि सम्पदे शिरो जटालमस्तु नः ॥ ६ ॥**

ललाट-चत्वर-ज्वलत्-धनञ्जय-स्फुलिङ्ग-भा-निपीत-पञ्चसायकम् - જેમણે લલાટરૂપી વેદિ પર પ્રજ્વલિત થયેલ અગ્નિનાં કિરણોના તેજથી પાંચ બાણ* ધારણ કરનાર કામદેવનો નાશ કર્યો હતો नमत्-निलिम्प-नायकम् - જેમને દેવરાજ ઇંદ્ર નમસ્કાર કર્યા કરે છે सुधा-मयूख-लेखया - જેનાં કિરણ અમૃતમય છે તેવા (ચંદ્ર)ની કળાથી विराजमान-शेखरम् - જેમનું મસ્તક સુશોભિત છે महाकपालि - વિશાળ લલાટવાળા सम्पदे - સંપત્તિના (વિષય)માં, સંપત્તિની પ્રાપ્તિમાં शिरः - મસ્તક जटालम् -જટાધારી अस्तु - થાઓ नः (अस्माकम्) - અમને

જેમણે લલાટરૂપી વેદિ પર પ્રજ્વલિત થયેલા અગ્નિનાં કિરણોના તેજથી કામદેવનો નાશ કર્યો હતો, જેમને દેવરાજ ઇંદ્ર સદા નમસ્કાર કરે છે, ચંદ્રની કળાથી જેમનું મસ્તક સુશોભિત છે, તે વિશાળ લલાટવાળા, જટાધારી શિર(વાળા) (ભગવાન શિવજી) અમને સંપત્તિની પ્રાપ્તિના (પ્રદાતા) થાઓ. ૬

**करालभालपट्टिकाधगद्धगद्धगज्ज्वल-**
**द्धनञ्जयाहुतीकृतप्रचण्डपञ्चसायके ।**
**धराधरेन्द्रनन्दिनीकुचाग्रचित्रपत्रक-**
**प्रकल्पनैकशिल्पिनि त्रिलोचने रतिर्मम ॥ ७ ॥**

कराल-भाल-पट्टिका-धगत्-धगत्-धगत्-ज्वलत्-धनञ्जय-आहुतीकृत-प्रचण्ड-पञ्चसायके - જેમણે પોતાના વિશાળ ભાલપ્રદેશ પર ધક્, ધક્, ધક્ જલતા અગ્નિમાં પ્રચંડ કામદેવને હોમી દીધો હતો धराधरेन्द्र-नन्दिनी-कुचाग्र-चित्र-पत्रक-प्रकल्पन-एक-शिल्पिनि - ગિરિરાજકિશોરીનાં સ્તનો પર પત્રભંગિમાની રચના કરનાર જે એકમાત્ર કળાકાર છે त्रिलोचने - ત્રણ નેત્ર ધરાવનાર (શિવજી)માં रतिः - રતિ मम - મારી

જેમણે પોતાના વિકરાળ ભાલપ્રદેશ પર ધક્, ધક્, ધક્ જલતા અગ્નિમાં પ્રચંડ કામદેવને હોમી દીધો હતો, (તેવા કામહારીમાં), ગિરિરાજકિશોરીનાં સ્તનો પર પત્રભંગિમાની રચના કરનાર જે એકમાત્ર કળાકાર છે એવા ત્રિલોચન (શિવજી)માં મારી રતિ થાઓ. ૭

* પાંચ બાણ : અરવિંદ, અશોક, ચૂત, નીલોત્પલ, નવમાલિકા

नवीनमेघमण्डलीनिरुद्धदुर्धरस्फुरत्-
कुहूनिशीथिनीतमः प्रबन्धबद्धकन्धरः ।
निलिम्पनिर्झरीधरस्तनोतु कृत्तिसिन्धुरः
कलानिधानबन्धुरः श्रियं जगद्धुरन्धरः ॥ ८ ॥

नवीन-मेघ-मण्डली-निरुद्ध-दुर्धर-स्फुरत्-कुहू-निशीथिनी-तमः-प्रबन्ध-बद्ध-कन्धरः - નવીન મેઘમંડળથી ઘેરાયેલી અમાવસ્યાની રાત્રિના સમયે પ્રસરી રહેલ ગાઢ અંધકાર (જેવી શ્યામતા)થી જેમનો કંઠ અંકિત થયેલો છે निलिम्प-निर्झरीधरः - ગંગાધર तनोतु - વિસ્તારો, વધારો कृत्ति-सिन्धुरः - ગજચર્મધારી कलानिधान-बन्धुरः - કલાનિધાન (ચંદ્રમાના સંપર્કથી) શોભાયમાન કાંતિવાળા श्रियम् - સંપત્તિને जगद्-धुरन्धरः - જગતને ધારણ કરનાર

નવીન મેઘમંડળથી ઘેરાયેલ અમાવસ્યાની મધ્યરાત્રિના સમયે પ્રસરી રહેલ ગાઢ અંધકાર (જેવી શ્યામતા)થી જેમનો કંઠ અંકિત થયેલો છે, તે ગજચર્મધારી, ચંદ્રમાથી શોભાયમાન કાંતિવાળા, જગતને ધારણ કરનાર (ભગવાન) ગંગાધર મારી સંપત્તિનો વિસ્તાર કરે. ૮

प्रफुल्लनीलपङ्कजप्रपञ्चकालिमप्रभा-
वलम्बिकण्ठकन्दलीरुचिप्रबद्धकन्धरम् ।
स्मरच्छिदं पुरच्छिदं भवच्छिदं मखच्छिदं
गजच्छिदान्धकच्छिदं तमन्तकच्छिदं भजे ॥ ९ ॥

प्रफुल्ल-नील-पङ्कज-प्रपञ्च-कालिम-प्रभा-अवलम्बि-कण्ठ-कन्दली-रुचि-प्रबद्ध-कन्धरम् - પ્રફુલ્લિત નીલકમળોના સમૂહની શ્યામ પ્રભાનું અનુસરણ કરનારી કેળની કલિકાના સૌંદર્ય-ચિહ્નથી જેમનો કંઠ સુશોભિત છે स्मरच्छिदम् - કામનાશક, સ્મરહર पुरच्छिदम् - ત્રિપુરનાશક भवच्छिदम् - ભવનાશક मखच्छिदम् - (દક્ષના) યજ્ઞનો નાશ કરનાર गजच्छिद-अन्धकच्छिदम् - હાથીનો નાશ કરનાર (તથા) અંધકાસુરનો નાશ કરનાર तम् - તે(મ)ને अन्तकच्छिदम् - (જીવોનો) અંત કરનાર (યમરાજ)ના ઉચ્છેદક (મૃત્યુંજય)ને भजे - ભજું છું

જેમનો કંઠપ્રદેશ પ્રફુલ્લિત નીલકમળોના સમૂહથી શ્યામ પ્રભાનું અનુસરણ કરનારી

કેળની કલિકાના સૌંદર્યચિહ્નથી સુશોભિત છે, (તેવા) સ્મરહર, ત્રિપુરાંતક, ભવનાશક, યજ્ઞવિનાશક, ગજનાશક, અંધકાસુરનો નાશ કરનાર તે મૃત્યુંજય (શિવજી)ને હું ભજું છું. ૯

अखर्वसर्वमङ्गलाकलाकदम्बमञ्जरी-
रसप्रवाहमाधुरीविजृम्भणामधुव्रतम् ।
स्मरान्तकं पुरान्तकं भवान्तकं मखान्तकं
गजान्तकान्धकान्तकं तमन्तकान्तकं भजे ॥ १० ॥

अखर्व-सर्वमङ्गला-कला-कदम्ब-मञ्जरी-रस-प्रवाह-माधुरी-विजृम्भणा-मधुव्रतम् - (જે) અભિમાનરહિત, સર્વમંગળ-સ્વરૂપ (દેવી પાર્વતીજી)ની કલારૂપ કદંબ-મંજરીના મકરંદસ્રોતની વૃદ્ધિ પામતી માધુરીનું પાન કરનાર મધુપ છે स्मरान्तकम् - સ્મરાંતક पुरान्तकम् - ત્રિપુરાંતક भवान्तकम् - ભવાંતક मखान्तकम् - યજ્ઞાંતક गजान्तक-अन्धकान्तकम् - ગજાંતક (તેમ જ) અંધકાંતકને तम् - તે(મ)ને अन्तकान्तकम् - અંતકાંતકને भजे - હું ભજું છું

(જે) અભિમાનરહિત, સર્વમંગળસ્વરૂપ (દેવી પાર્વતીજી)ની કલારૂપ કદંબમંજરીના મકરંદ-સ્રોતની વૃદ્ધિ પામતી માધુરીનું પાન કરનાર મધુપ છે, તેવા સ્મરાંતક, પુરાંતક, ભવાંતક, યજ્ઞાંતક, ગજાંતક, અંધકાંતક (તેમ જ) અંતકાંતક તે (શિવજી)ને હું ભજું છું. ૧૦

जयत्वदभ्रविभ्रमभ्रमद्भुजङ्गमश्वस-
द्विनिर्गमत्क्रमस्फुरत्करालभालहव्यवाट् ।
धिमिद्धिमिद्धिमिद्ध्वनन्मृदङ्गतुङ्गमङ्गल-
ध्वनिक्रमप्रवर्तितप्रचण्डताण्डवः शिवः ॥ ११ ॥

जयतु - જય થાઓ अदभ्र-विभ्रम-भ्रमत्-भुजङ्गम्-अश्वसत्-विनिर्गमत्-क्रम-स्फुरत्-कराल-भाल-हव्यवाट् - (મસ્તક પર) અત્યંત વેગથી ઘૂમી રહેલ ભુજંગના ફૂંફાડાથી જેમનો લલાટનો ભયંકર અગ્નિ સતત ભભૂકતો ફેલાઈ રહ્યો છે धिमित्-धिमित्-धिमित्-ध्वनत्-मृदङ्ग-तुङ्ग-मङ्गल-ध्वनि-क्रम-प्रवर्तित-प्रचण्ड-ताण्डवः - ધિમિ ધિમિ ધિમિ

ધ્વનિ કરતા મૃદંગના ગંભીર મંગળ ઘોષના ક્રમ અનુસાર જેમનું પ્રચંડ તાંડવનૃત્ય થઈ રહ્યું છે शिवः - શિવજી

(મસ્તક પર) અત્યંત વેગથી ઘૂમી રહેલ ભુજંગના ફૂંફાડાથી જેમના લલાટનો ભયંકર અગ્નિ સતત ભભૂકતો ફેલાઈ રહ્યો છે, ધિમિ ધિમિ ધિમિ ધ્વનિ કરતા મૃદંગના ગંભીર મંગળ ઘોષના ક્રમ અનુસાર જેમનું પ્રચંડ તાંડવનૃત્ય થઈ રહ્યું છે (તે ભગવાન) શિવજીનો જય થાઓ. ૧૧

**दृषद्विचित्रतल्पयोर्भुजङ्गमौक्तिकस्रजो-**
**र्गरिष्ठरत्नलोष्ठयोः सुहृद्विपक्षपक्षयोः ।**
**तृणारविन्दचक्षुषोः प्रजामहीमहेन्द्रयोः**
**समप्रवृत्तिकः कदा सदाशिवं भजाम्यहम् ॥ १२ ॥**

दृषत्-विचित्र-तल्पयोः - શિલા અને સુંદર બિછાનામાં भुजङ्ग-मौक्तिक-स्रजोः - સર્પ અને મોતીની માળામાં गरिष्ठ-रत्न-लोष्ठयोः - બહુમૂલ્ય રત્ન અને માટીના ઢેફાંમાં सुहृत्-विपक्ष-पक्षयोः - મિત્ર અને શત્રુપક્ષમાં तृण-अरविन्द-चक्षुषोः - તૃણ અને કમલનયના તરુણીમાં प्रजा-मही-महेन्द्रयोः - પ્રજા અને પૃથ્વીના મહારાજા (ચક્રવર્તી રાજા)માં समप्रवृत्तिकः - સમાન ભાવ રાખનાર कदा - ક્યારે सदाशिवम् - સદાશિવને भजामि - ભજન કરું अहम् - હું

શિલા અને સુંદર બિછાનામાં, સર્પ અને મોતીની માળામાં, બહુમૂલ્ય રત્ન અને માટીના ઢેફાંમાં, મિત્ર અને શત્રુપક્ષમાં, તૃણ અને કમલનયના તરુણીમાં, પ્રજા અને ચક્રવર્તી રાજામાં (આ સૌ વિષમ જણાતા દ્વંદ્વમાં) સમાન ભાવવાળો થઈને (ભગવાન) સદાશિવને હું ક્યારે ભજીશ ? ૧૨

**कदा निलिम्पनिर्झरीनिकुञ्जकोटरे वस-**
**न्विमुक्तदुर्मतिः सदा शिरःस्थमञ्जलिं वहन् ।**
**विलोललोललोचनो ललामभाललग्नकः**
**शिवेति मन्त्रमुच्चरन्कदा सुखी भवाम्यहम् ॥ १३ ॥**

कदा - ક્યારે निलिम्प-निर्झरी-निकुञ्ज-कोटरे - દેવનદી (ગંગાજી)ની તટવર્તી નિકુંજની ગુફામાં (કુટિયામાં) वसन् - રહેતો विमुक्त-दुर्मतिः - કુમતિનો ત્યાગ કરીને सदा - સદા शिरःस्थम् - મસ્તક પર રાખેલ अञ्जलिम् - બે હાથની અંજલિ वहन्

- કરતો, કરીને विलोल-लोल-लोचनः - અશ્રુપૂર્ણ વિહ્વળ આંખોવાળો ललाम-भाल-लग्नकः - સુંદર લલાટવાળા (અથવા, લલાટ પર ચંદ્રરૂપી આભૂષણ ધારણ કરેલા (ચંદ્રશેખર) (શિવજી)માં ચિત્ત એકાગ્ર કરીને शिव - શિવ इति - એ પ્રમાણે मन्त्रम् - મંત્રને उच्चरन् - ઉચ્ચારતો कदा - ક્યારે सुखी - સુખી भवामि - થાઉં છું अहम् - હું

મારી કુમતિનો ત્યાગ કરીને ગંગાજીની તટવર્તી નિકુંજની ગુફામાં (અથવા નિકુંજની અંદર) રહેતો, મસ્તક પર બે હાથ જોડીને અશ્રુપૂર્ણ વિહ્વળ આંખો સાથે (ભગવાન) ચંદ્રશેખરમાં ચિત્ત એકાગ્ર કરીને 'શિવ' એ મંત્રનું ઉચ્ચારણ કરતો હું ક્યારે સુખી થઈશ ?

**इमं हि नित्यमेवमुक्तमुत्तमोत्तमं स्तवं**
**पठन्स्मरन्ब्रुवन्नरो विशुद्धिमेति सन्ततम् ।**
**हरे गुरौ सुभक्तिमाशु याति नान्यथा गतिं**
**विमोहनं हि देहिनां सुशङ्करस्य चिन्तनम् ॥ १४ ॥**

इमम् - આ हि - જ नित्यम् - નિત્ય एवम् - આ પ્રકારે उक्तम् - ઉક્ત, રચાયેલ उत्तमोत्तमम् - ઉત્તમોત્તમ स्तवम् - સ્તોત્રને पठन् - પાઠ કરતો स्मरन् - સ્મરતો ब्रुवन् - ઉચ્ચારણ કરતો नरः - મનુષ્ય विशुद्धिम् - વિશુદ્ધિને एति - પામે છે सन्ततम् - સતત, સર્વદા हरे - હરમાં गुरौ - ગુરુમાં सुभक्तिम् - સુદૃઢ ભક્તિને आशु - શીઘ્ર याति - પ્રાપ્ત કરે છે न - નહીં अन्यथा - બીજી गतिम् - ગતિને विमोहनम् - મોહને हि - કારણ કે देहिनाम् - પ્રાણીવર્ગના सुशङ्करस्य - શ્રીશંકરનું चिन्तनम् - ચિંતન

(જે) મનુષ્ય આ પ્રકારે રચાયેલા આ ઉત્તમોત્તમ સ્તોત્રનું નિત્ય પઠન, સ્મરણ અને ઉચ્ચારણ કરતો રહે છે તે સદા વિશુદ્ધિ પામે છે (અને) શીઘ્ર જ (દેવતાઓના) ગુરુ શ્રીસદાશિવમાં સુદૃઢ ભક્તિ પ્રાપ્ત કરે છે. તે બીજી (અનિષ્ટ) ગતિને (પ્રાપ્ત થતો) નથી કારણ કે (ભગવાન) શ્રીશંકરનું ચિંતન પ્રાણીવર્ગના મોહનો નાશ કરનાર છે. ૧૪

पूजावसानसमये दशवक्त्रगीतं
यः शम्भुपूजनपरं पठति प्रदोषे ।
तस्य स्थिरां रथगजेन्द्रतुरङ्गयुक्तां
लक्ष्मीं सदैव सुमुखीं प्रददाति शम्भुः ॥ १५ ॥

पूजा-अवसान-समये - પૂજા સમાપ્ત થાય ત્યારે दश-वक्त्रगीतम् - દશાનન (રાવણ)નું ગાયેલ यः - જે शम्भु-पूजनपरम् - શંભુના પૂજનસંબંધી पठति - પાઠ કરે છે प्रदोषे - સાયંકાળે तस्य - તેની स्थिराम् - સ્થિર रथ-गजेन्द्र-तुरङ्ग-युक्ताम् - રથ, શ્રેષ્ઠ હાથી (અને) ઘોડાથી યુક્ત लक्ष्मीम् - લક્ષ્મી सदा - હંમેશાં एव - જ सुमुखीम् - સુંદર, અનુકૂળ प्रददाति - પ્રદાન કરે છે शम्भुः - શંકર

સાયંકાળે પૂજા સમાપ્ત થાય ત્યારે રાવણે રચેલા આ શંભુપૂજનસંબંધી સ્તોત્રનો પાઠ જે કરે છે, તે (મનુષ્ય)ને (ભગવાન) શંકર રથ, શ્રેષ્ઠ હાથી (તેમ જ) ઘોડાથી યુક્ત, સદૈવ સ્થિર રહેનારી અનુકૂળ લક્ષ્મી (સંપત્તિ) પ્રદાન કરે છે. ૧૫

દશાનન રાવણ

# ३७. महादेवस्तुतिः

बृहस्पतिरुवाच

जय शङ्कर शान्त शशाङ्करुचे रुचिरार्थद सर्वद सर्वशुचे ।
शुचिदत्तगृहीतमहोपहृते हृतभक्तजनोद्धततापतते ॥ १ ॥

બૃહસ્પતિ બોલ્યા

ચંદ્રમા સમાન (ગૌર) કાંતિવાળા, શાંતસ્વરૂપ હે (ભગવાન) શંકર ! આપનો જય થાઓ. રુચિને અનુકૂળ પદાર્થો (અથવા ચારે પુરુષાર્થ) આપનારા, સર્વસ્વરૂપ (સર્વ) અને (સર્વ) આપનારા, નિત્ય શુદ્ધ, પવિત્ર ભક્તો દ્વારા શુદ્ધ ભાવથી આપવામાં આવેલી મહાન (ઉપહાર-સામગ્રી)ને સ્વીકારનારા, ભક્તજનો પર આવી પડેલી ઘોર સંતાપ-પરંપરાનો નાશ કરનારા (આપનો જય થાઓ). ૧

ततसर्वहृदम्बर वरद नते नतवृजिनमहावनदाहकृते ।
कृतविविधचरित्रतनो सुतनो तनुविशिखविशोषणधैर्यनिधे ॥ २ ॥

સર્વના હૃદયાકાશને વ્યાપ્ત કરનારા, પ્રણત જનોને (મનોવાંછિત) ફળ આપનારા, શરણાગત ભક્તોના પાપરૂપી મહાન વનને બાળનારા (દાવાનળસ્વરૂપ), વિવિધ લીલાઓ જે કરે છે તેવો વિગ્રહ ધારણ કરનારા, સુતનુ (સુંદર શ્રીઅંગ ધારણ કરનારા), કામદેવનાં બાણોને સૂકવી દેનાર તથા હે ધૈર્યનિધિ (આપનો જય થાઓ). ૨

निधनादिविवर्जित कृतनतिकृत्कृतिविहितमनोरथ पन्नगभृत् ।
नगभर्तृसुतार्पितवामवपुः स्ववपुःपरिपूरितसर्वजगत् ॥ ३ ॥

મૃત્યુ આદિ (વિકારો)થી રહિત, પોતાના ચરણોમાં પ્રણામ કરનારા ભક્તજનોને પણ મૃત્યુ આદિ વિકારોથી રહિત કરી દેનાર, પુણ્યાત્મા પુરુષોના મનોરથ પૂર્ણ કરનારા, સર્પોને (આભૂષણરૂપમાં) ધારણ કરનાર, પર્વતપુત્રીને વામ અંગ અર્પણ કરનાર (પર્વતપુત્રી ઉમાને ડાબા અંગમાં ધારણ કરનાર), પોતાના (સર્વવ્યાપી) રૂપથી સંપૂર્ણ જગતને વ્યાપ્ત કરી દેનાર (આપનો જય થાઓ). ૩

त्रिजगन्मयरूप विरूप सुदृग्दृगुदञ्चनकुञ्चनकृतहुतभुक् ।
भव भूतपते प्रमथैकपते पतितेष्वपि दत्तकरप्रसृते ॥ ४ ॥

ત્રણે લોકરૂપી સ્વરૂપવાળા, સર્વ રૂપોથી પર, સુંદર દષ્ટિવાળા, નેત્રને ખોલવા-બંધ કરવા દ્વારા (જગતનું સર્જન અને પ્રલય કરનારા) અગ્નિદેવને પ્રગટ કરનારા, જગતને ઉત્પન્ન કરનારા, ભૂતપતિ, પ્રમથગણોના એકમાત્ર સ્વામી તથા હે પતિતો પ્રત્યે પણ (પોતાનો વરદ) હસ્ત લંબાવીને (વરદાન) આપનાર (આપનો જય થાઓ). ૪

प्रसृताखिलभूतलसंवरण प्रणवध्वनिसौधसुधांशुधर ।
धरराजकुमारिकया परया परितः परितुष्ट नतोऽस्मि शिव ॥ ५ ॥

સંપૂર્ણ ભૂતળમાં ફેલાયેલ આવરણનું નિવારણ કરનારા, પ્રણવનાદરૂપી અમૃતમય (સૌધ) ચંદ્રને ધારણ કરનારા, શ્રેષ્ઠ પર્વતપુત્રી (પાર્વતી) દ્વારા સર્વથા સંતુષ્ટ રહેનારા હે શિવ, હું આપને પ્રણત છું. ૫

शिव देव गिरीश महेश विभो विभवप्रद गिरिश शिवेश मृड ।
मृडयोडुपतिध्र जगत्त्रितयं कृतयन्त्रणभक्तिविघातकृताम् ॥ ६ ॥

વૈભવ પ્રદાન કરનારા, કૈલાસ પર્વત પર શયન કરનારા, શિવા (પાર્વતી)ના સ્વામી, સૌને સુખ આપનાર મૃડ, ચંદ્રને ધારણ કરનાર (उडुपतिध्र), ભક્તિનો વિઘાત કરનારા દુષ્ટોને કઠોર દંડ આપનારા હે શિવ, હે દેવ, હે ગિરીશ, હે મહેશ, હે વિભુ, (આપ) ત્રણે લોકને સુખી કરો (मृडय). ૬

न कृतान्तत एष बिभेमि हर प्रहराशु महाघममोघमते ।
न मतान्तरमन्यदवैमि शिवं शिवपादनतेः प्रणतोऽस्मि ततः ॥ ७ ॥

હે હર, આ હું, કાળથી (कृतान्ततः) (પણ) ડરતો નથી. હે અમોઘ મતિવાળા, આપ મારા મહાન પાપનો (महा–अघम्) શીઘ્ર સારી પેઠે નાશ કરો. શિવજીના ચરણોમાં નમસ્કાર કરવા સિવાય બીજી વિચારધારાને હું (મારે માટે) કલ્યાણકારી માનતો નથી. આથી હું (આપના ચરણોમાં) પ્રણત છું. ૭

विततेऽत्र जगत्यखिलेऽघहरं हरतोषणमेव परं गुणवत् ।
गुणहीनमहीनमहावलयं प्रलयान्तकमीश नतोऽस्मि ततः ॥ ८ ॥

વિસ્તાર પામેલા આ સંપૂર્ણ જગતમાં શિવજીને સંતુષ્ટ કરવા એ જ (સર્વ) પાપને હરનાર તથા પરમ ગુણકારી છે. ત્રણે ગુણોથી (ત્રણ ગુણમય જગતથી) અતીત, (નાગરાજ વાસુકિરૂપી) અક્ષુણ્ણ મહાન કંગણ ધારણ કરનાર તથા પ્રલયકાળે (સર્વનો) વિનાશ કરનાર (આપ)ને હે ઈશ, હું (સદા) પ્રણત છું. ૮

इति स्तुत्वा महादेवं विररामाङ्गिरः सुतः ।
व्यतरच्च महेशानः स्तुत्या तुष्टो वरान्बहून् ॥ ९ ॥

મહાદેવજીની આ પ્રકારે સ્તુતિ કરીને અંગિરાના પુત્ર (બૃહસ્પતિ) મૌન થઈ ગયા. આ સ્તુતિથી સંતુષ્ટ થયેલા (ભગવાન) મહાદેવે (બૃહસ્પતિને) બહુ વર આપ્યા. ૯

बृहता तपसाऽनेन बृहतां पतिरेध्यहो ।
नाम्ना बृहस्पतिरिति ग्रहेष्वच्र्यो भव द्विज ॥ १० ॥

(મહાદેવજીએ કહ્યું :) હે દ્વિજ, (તમે કરેલ) આ મહાન તપથી (તપને કારણે) તમે મહાન (દેવો)ના પતિ (પાલક) બની રહો. તમે ગ્રહોમાં બૃહસ્પતિ નામથી પૂજિત થાઓ. ૧૦

अस्य स्तोत्रस्य पठनादपि वागुदियाच्च यम् ।
तस्य स्यात्संस्कृता वाणी त्रिभिर्वर्षैस्त्रिकालतः ॥ ११ ॥

આ સ્તોત્રનો ત્રણ વર્ષ સુધી ત્રણે સમય પાઠમાત્ર પણ કરવાથી ( પાઠ કરનાર) પ્રત્યે સરસ્વતી (વાક્) ઉદિત થશે અને તેની વાણી પરિષ્કૃત થઈ જશે. ૧૧

अस्य स्तोत्रस्य पठनान्नियतं मम सन्निधौ ।
न दुर्वृत्तौ प्रवृत्तिः स्यादविवेकवतां नृणाम् ॥ १२ ॥

મારી સંનિધિમાં આ સ્તોત્રનું નિરંતર પઠન કરવાથી અવિવેકી મનુષ્યોની (પણ) દુરાચારમાં પ્રવૃત્તિ થશે નહીં. ૧૨

अदः स्तोत्रं पठञ्जन्तुर्जातु पीडां ग्रहोद्भवाम् ।
न प्राप्स्यति ततो जप्यमिदं स्तोत्रं ममाग्रतः ॥ १३ ॥

આ સ્તોત્રનો પાઠ કરનાર મનુષ્ય કયારેય ગ્રહજનિત પીડા પામશે નહીં, આથી આ સ્તોત્રનો મારી સમીપ પાઠ કરવો જોઈએ. ૧૩

नित्यं प्रातः समुत्थाय यः पठिष्यति मानवः ।
इमां स्तुतिं हरिष्येऽहं तस्य बाधाः सुदारुणाः ॥ १४ ॥

પ્રાતઃકાળે ઊઠીને જે મનુષ્ય નિત્ય આ સ્તોત્રનો પાઠ કરશે તેની મોટામાં મોટી દારુણ મુશ્કેલીઓને હું હરી લઈશ. ૧૪

त्वत्प्रतिष्ठितलिङ्गस्य पूजां कृत्वा प्रयत्नतः ।
इमां स्तुतिमधीयानो मनोवाञ्छामवाप्स्यति ॥ १५ ॥

તમારા દ્વારા (કાશીમાં) સ્થાપિત કરવામાં આવેલ આ મૂર્તિ (બૃહસ્પતીશ્વર મહાદેવ)ની પ્રયત્નપૂર્વક પૂજા કરીને આ સ્તુતિનો પાઠ કરનાર મનોવાંછિત (ફળ) પ્રાપ્ત કરશે. ૧૫

સ્કંદપુરાણ, કાશીખંડ

समावहन्के सरितां वरां यः सुरद्विषत्कुञ्जरमाजघान ।
प्रह्लादमुल्लासितमादधानं पञ्चाननं तं प्रणुमः पुराणम् ॥ ५ ॥

મસ્તક ઉપર (के) ઉત્તમ નદી (ગંગા)ને ધારણ કરતા જે આપે દેવોનો દ્વેષ કરનારા ગજાસુરને હણ્યો; (ભક્તોને) ઉત્તમ આનંદ આપતા તથા પાંચ મુખવાળા તે અનાદિસિદ્ધ પ્રભુની અમે સ્તુતિ કરીએ છીએ. ૫

→ પૃ. ૧૩૯

## ३८. शिवशरणागतिः

त्वं वेदान्तैर्विविधमहिमा गीयसे विश्वनेत-
स्त्वं विप्राद्यैर्वरद निखिलैरिज्यसे कर्मभिः स्वैः ।
त्वं दृष्टानुश्रविकविषयानन्दमात्रावितृष्णै-
रन्तर्ग्रन्थिप्रविलयकृते चिन्त्यसे योगिवृन्दैः ॥ १ ॥

હે વિશ્વનાયક, વિવિધ મહિમા ધરાવતા આપનું ઉપનિષદો વડે ગાન કરવામાં આવે છે; હે વરદાયક, બ્રાહ્મણ આદિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ચારે વર્ણના લોકો) વડે પોતપોતાનાં બધાં જ (વર્ણાનુકૂળ) કર્મો દ્વારા આપનું પૂજન કરવામાં આવે છે. (તથા) દૃષ્ટ (જેનો ભોગ પોતે કર્યો છે તેવા અથવા આ લોકના) અને આનુશ્રવિક (જેનો ભોગ કર્યો નથી, પણ જેના વિષે સાંભળ્યું છે તેવા અથવા પર લોકના) વિષયોમાંથી મળતા/મળનારા સુખના લેશમાત્રથી (પણ) જેમને વૈરાગ્ય જન્મ્યો છે તેવા યોગીઓના સમૂહો વડે (અવિદ્યારૂપી) હૃદયગ્રંથિના ભેદન માટે આપનું ચિંતન કરવામાં આવે છે. ૧

ध्यायन्तस्त्वां कतिचन भवं दुस्तरं निस्तरन्ति
त्वत्पादाब्जं विधिवदितरे नित्यमाराधयन्तः ।
अन्ये वर्णाश्रमविधिरताः पालयन्तस्त्वदाज्ञां
सर्वं हित्वा भवजलनिधावेष मज्जामि घोरे ॥ २ ॥

તરવો મુશ્કેલ એવા સંસાર(સાગર)ને કેટલાક લોકો આપનું ધ્યાન કરતાં સારી રીતે તરી જાય છે. બીજા (કેટલાક લોકો) આપના ચરણકમળની હંમેશાં વિધિવત્ આરાધના કરે છે. (અને વળી) બીજા (કેટલાક લોકો) આપની આજ્ઞાનું પાલન કરતાં વર્ણ અને આશ્રમ અનુસાર (વિહિત કર્મોનું) વિધિપૂર્વક આચરણ કરવામાં રત રહે છે. (એક હું જ ભાગ્યહીન છું, જે) એ બધું છોડીને ઘોર સંસારસમુદ્રમાં આ હું ડૂબું છું. ૨

उत्पद्यापि स्मरहर महत्युत्तमानां कुलेऽस्मि-
न्नास्वाद्य त्वन्महिमजलधेरप्यहं शीकराणून् ।
त्वत्पादार्चाविमुखहृदयश्चापलादिन्द्रियाणां
व्यग्रस्तुच्छेष्वहह जननं व्यर्थयाम्येष पापः ॥ ३ ॥

હે કામનાશક, ઉત્તમ (પુરુષો)ના આ મહાન (બ્રાહ્મણ)કુળમાં જન્મ લઈને પણ, આપના મહિમાના સાગરના બિંદુઓના લેશનો આસ્વાદ કરીને પણ, ઇંદ્રિયોની ચપળતાને કારણે આપના ચરણની પૂજાથી વિમુખ હૃદયવાળો આ પાપી હું , અરેરે, વ્યગ્ર થઈને તુચ્છ (વિષયો)માં (મનુષ્ય)જન્મને વેડફું છું. ૩

**अर्कद्रोणप्रभृतिकुसुमैरर्चनं ते विधेयं**
**प्राप्यं तेन स्मरहर फलं मोक्षसाम्राज्यलक्ष्मीः ।**
**एतज्जानन्नपि शिव शिव व्यर्थयन्कालमात्म-**
**न्नात्मद्रोही करणविवशो भूयसाधः पतामि ॥ ४ ॥**

હે સ્મરહર ! આકડા કે ધંતુરા જેવાં (સામાન્ય) પુષ્પોથી આપની અર્ચના કરવી જોઈએ (અને) તેના દ્વારા મોક્ષ-સામ્રાજ્ય-લક્ષ્મીરૂપી ફળ પ્રાપ્ત કરવું જોઈએ. (આપની સાધારણ પૂજાનું આટલું મોટું ફળ છે) આ જાણતો હોવા છતાં પણ, હે આત્મસ્વરૂપ, (અરેરે !) શિવ, શિવ, આત્મદ્રોહી એવો હું ઇંદ્રિયો(ના વિષયો પ્રત્યેના આકર્ષણ) સામે વિવશ (થયેલો) વારંવાર અધઃપતન પામું છું, નીચે (પાપના ખાડામાં) પડું છું. ૪

**नाहं रोद्धुं करणनिचयं दुर्जयं पारयामि**
**स्मारं स्मारं जनिपथरुजं नाथ सीदामि भीत्या ।**
**किं वा कुर्वे किमुचितमिह क्वाद्य गच्छामि हन्त**
**त्वत्पादाब्जप्रपतनमृते नैव पश्याम्युपायम् ॥ ५ ॥**

જેનું નિયંત્રણ કરવું મુશ્કેલ છે એવા ઇંદ્રિયસમૂહનું નિયંત્રણ હું કરી શકતો નથી. (પરંતુ એ ઇંદ્રિયોને સ્વતંત્ર છોડવાથી પ્રાપ્ત થનાર) જન્મ(મરણ)ના માર્ગની કઠિનાઈઓને યાદ કરી કરીને હે નાથ, ભયથી હું કાંપી ઊઠું છું. અરેરે, હું શું કરું ? અથવા અહીં ( આ પરિસ્થિતિમાં) શું યોગ્ય છે ? હું આજે ક્યાં જાઉં ? (આ ચિંતામાં હું કિંકર્તવ્યવિમૂઢ થઈ ગયો છું.) આપના ચરણકમળનો આશ્રય લેવા સિવાય કોઈ ઉપાય મને નથી જ દેખાતો. ૫

**उल्लङ्घ्याज्ञामुडुपतिकलाचूड ते विश्ववन्द्य**
**त्यक्ताचारः पशुवदधुना त्यक्तलज्जश्चरामि ।**
**एवं नानाविधभवततिप्राप्तदीर्घापराधः**
**क्लेशाम्भोधिं कथमहमृते त्वत्प्रसादात्तरेयम् ॥ ६ ॥**

હે ચંદ્ર (उडुपति)ની કળાને જટામાં ધારણ કરનાર, હે વિશ્વવંદ્ય, આપની (શાસ્ત્રવિધાનરૂપ) આજ્ઞાનું ઉલ્લંઘન કરીને (સદ્)આચારનો જેણે ત્યાગ કર્યો છે તેવો હું અત્યારે પશુની જેમ નિર્લજ્જ થઈને વિચરણ કરું છું. આ રીતે જન્મ-જન્માંતરોમાં પ્રાપ્ત કરેલા ઘોર અપરાધોવાળો હું આપની કૃપા વગર (સંસારરૂપી) દુઃખસાગરને કેવી રીતે તરી જાઉં ? ૬

**क्षाम्यस्येव त्वमिह करुणासागरः कृत्स्नमागः**
**संसारोत्थं गिरिश सभयप्रार्थनादैन्यमात्रात् ।**
**यद्यप्येवं प्रतिकलमहं व्यक्तमागः सहस्त्रं**
**कुर्वन्मूकः कथमिव तथा निस्त्रपः प्रार्थयेयम् ॥ ७ ॥**

હે ગિરિશ, આપ અહીં (આ લોકમાં) કરુણાસાગર (છો. તેથી) ભયપૂર્વક (આપને) પ્રાર્થના કરવામાં રહેલી માત્ર (ભક્તની) દીનતાને કારણે સંસારમાં (જીવન દરમ્યાન જાણ્યે અજાણ્યે) થયેલાં (પ્રાર્થના કરનાર ભક્તનાં) સમસ્ત પાપને આપ માફ કરો જ છો. જો કે આવું છે (છતાં પણ મારાં પૂર્વકૃત પાપોની માફી માગવાની વાત તો દૂર રહી, ઉપરથી) નિર્લજ્જપણે દરેક ક્ષણે હજારો દેખીતાં પાપ કરતો કેવી રીતે (ભકતોની જેમ) હું પ્રાર્થના કરું ? પ્રાર્થના કરવાની પણ મારી તો લાયકાત નથી. આથી) હું મૂંગો રહું છું. (આપ જ કૃપા કરીને મારાં બધાં પાપો બદલ મને ક્ષમા કરી શકો, તો હું પાપથી છૂટું. તે સિવાય કોઈ માર્ગ નથી). ૭

**ध्यातो यत्नाद्विजितकरणैर्योगिभिर्यो विमृग्य-**
**स्तेभ्यः प्राणोत्क्रमणसमये संनिधायात्मनैव ।**
**तद्व्याचष्टे भवभयहरं तारकं ब्रह्म देव-**
**स्तं सेवेऽहं गिरिश सततं ब्रह्मविद्यागुरुं त्वाम् ॥ ८ ॥**

જિતેન્દ્રિય યોગીઓ વડે પ્રયત્નપૂર્વક આપનું ધ્યાન કરવામાં આવે છે (છતાં આપ) વિમૃગ્ય રહો છો (તેમને માટે શોધનો વિષય રહો છો, તેમને પ્રાપ્ત થતા નથી). (પરંતુ એ યોગીઓના) પ્રાણના ઉત્ક્રમણનો (શરીર છોડીને જવાનો) સમય આવે છે ત્યારે આપ (મહા)દેવ આપની જાતે જ ઉપસ્થિત થઈને સંસારભયનું હરણ કરનાર તે તારક બ્રહ્મનો ઉપદેશ (તેમને) કરો છો. તે આપ બ્રહ્મવિદ્યા(ના પ્રદાતા) ગુરુનું, હે ગિરિશ, હું સતત સેવન કરું છું. ૮

भक्ताग्र्याणां कथमपि परैर्योऽचिकित्स्याममर्त्यैः
संसाराख्यां शमयति रुजं स्वात्मबोधौषधेन ।
तं सर्वाधीश्वर भवमहादीर्घतीव्रामयेन
क्लिष्टोऽहं त्वां वरद शरणं यामि संसारवैद्यम् ॥ ९ ॥

અન્ય દેવો વડે (अमर्त्यैः) જેની ચિકિત્સા થવી કોઈ પણ રીતે સંભવ નથી, શ્રેષ્ઠ ભક્તોના તે સંસાર નામના રોગને પોતાના આત્માના જ્ઞાનરૂપી ઔષધ દ્વારા જે શાંત કરે છે, હે સર્વાધીશ્વર, સંસારરૂપી મહાદીર્ઘ (જન્મજન્માંતરથી લાગુ પડેલા) રોગથી પીડિત થયેલો હું હે વરદ, તે સંસારવૈદ્યને શરણે જાઉં છું. (આપ એવી કૃપા કરો જેથી ફરીથી સંસારરોગ મને લાગુ ન પડે). ૯

दासोऽस्मीति त्वयि शिव मया नित्यसिद्धं निवेद्यं
जानास्येतत्त्वमपि यदहं निर्गतिः सम्भ्रमामि ।
नास्त्येवान्यन्मम किमपि ते नाथ विज्ञापनीयं
कारुण्यान्मे शरणवरणं दीनवृत्तेर्गृहाण ॥ १० ॥

હે શિવ, હું આપનો દાસ છું, આ હંમેશનું કરેલું નિવેદન જ મારે આપના (ચરણો)માં કરવાનું છે. આપ પણ આ જાણો છો કે અસહાય થઈને હું (સંસારમાં આમતેમ) ભટકતો રહું છું. હે નાથ, મારે આપને આ સિવાય બીજું કાંઈ કહેવાનું નથી. દીનવૃત્તિ ધરાવતાં મેં આપના શરણનું વરણ કર્યું છે તે કરુણા કરીને આપ સ્વીકારો (હંમેશને માટે મને આપના શરણમાં લો). ૧૦

ब्रह्मोपेन्द्रप्रभृतिभिरपि स्वेप्सितप्रार्थनाय
स्वामिन्नग्रे चिरमवसरस्तोषयद्भिः प्रतीक्ष्यः ।
द्रागेव त्वां यदिह शरणं प्रार्थये कीटकल्प-
स्तद्विश्वाधीश्वर तव कृपामेव विश्वस्य दीने ॥ ११ ॥

હે સ્વામી, આપને સંતોષ આપનારા બ્રહ્મા, વિષ્ણુ વગેરેને પણ પોતાની ઇચ્છિત વસ્તુની પ્રાર્થના આપની સામે કરવા માટે લાંબા સમય સુધી અવસર મળવાની (આપનાં દર્શન થવાની) રાહ જોવી પડે છે. (જ્યારે એક ક્ષુદ્ર) કીડા જેવો હું શીઘ્ર (મારા એકમાત્ર) શરણ એવા આપને (મને શીઘ્ર શરણ આપવા માટે) પ્રાર્થના કરું છું. હે વિશ્વના અધીશ્વર, (મારી પ્રાર્થના સાંભળીને આપ તત્કાલ મને આપના શરણમાં લો એ) હું દીન પર વિશ્વસ્વરૂપ આપની (કેવળ) કૃપા જ છે. ૧૧

क्षन्तव्यं वा निखिलमपि मे भूतभाविव्यलीकं
दुर्व्यापारप्रवणमथवा शिक्षणीयं मनो मे ।
न त्वेवार्त्या निरतिशयया त्वत्पदाब्जं प्रपन्नं
त्वद्विन्यस्ताखिलभरममुं युक्तमीश प्रहातुम् ॥ १२ ॥

મારા ભૂતકાળના તથા ભવિષ્યમાં થનારા બધા જ અપરાધો (વ્યલીક)ને આપે ક્ષમા આપવી જોઈએ (અપરાધો કરવા માટે મને ક્ષમા આપવી જોઈએ). અથવા કુમાર્ગે ચાલવામાં કુશળ એવા મારા મનને (આપે) કેળવવું જોઈએ. (આ બેમાંથી એકે કામ) ન જ કરો, તો અત્યંત દુઃખથી આપના ચરણકમળને શરણે જે આવ્યો છે, અને પોતાનો બધો ભાર જેણે આપના પર નાખ્યો છે તેવા આ (મને) છોડવો હે ઈશ, યોગ્ય નથી (આપને શરણે આવેલા મને તરછોડવાનું આપને માટે યોગ્ય નથી). ૧૨

सर्वज्ञस्त्वं निरवधिकृपासागरः पूर्णशक्तिः
कस्मादेनं न गणयसि मामापदब्धौ निमग्नम् ।
एकं पापात्मकमपि रुजा सर्वतोऽत्यन्तदीनं
जन्तुं यद्युद्धरसि शिव कस्तावतातिप्रसङ्गः ॥ १३ ॥

આપ સર્વજ્ઞ છો, કૃપાના અપાર સાગર છો, પૂર્ણ શક્તિમાન છો, (છતાં) દુઃખના સાગરમાં ડૂબેલા આ (મારા) પ્રત્યે શાથી આપ ધ્યાન નથી આપતા ? હે શિવ, (હું પાપી છું, તેથી આપ મારો ઉદ્ધાર નથી કરતા, એમ જો કહો તો) રોગને કારણે સર્વ રીતે અત્યંત દીન થયેલા એક પાપી જીવનો (મારો) ઉદ્ધાર જો આપ કરી દેશો તો એમાં શો અતિપ્રસંગ થઈ જવાનો છે ? (નિયમમાં શો અપવાદ થઈ જવાનો છે) ? ૧૩

कीटा नागास्तरव इति वा किं न सन्ति स्थलेषु
त्वत्पादाम्भोरुहपरिमलोद्वाहिमन्दानिलेषु ।
तेष्वेकं वा सृज पुनरिमं नाथ दीनार्तिहारि-
न्नातोषं ते मृड भवमहाङ्गारनद्यां लुठन्तम् ॥ १४ ॥

હે નાથ, આપના ચરણકમળની સુગંધનું વહન કરતો મંદ પવન જ્યાં વાતો હોય તેવાં સ્થળોમાં કીડા(-મંકોડા), સાપ(-વીંછી) કે ઝાડ(-ઝાંખરાં) શું નથી હોતાં ?

(હોય છે જ.) તો પછી, હે દીન જનોનાં દુઃખનું હરણ કરનારા, સુતપ્ત અંગારાઓથી ભરેલી સંસારનદીમાં આળોટતા આ મને, હે મૃડ, એ બધામાંથી એક (યોનિ)માં આપને સંતોષ થાય ત્યાં સુધી જન્મ આપો. ૧૪

अन्तर्वाष्पाकुलितनयनानन्तरङ्गानपश्य-
न्नग्रे घोषं रुदितबहुलं कातराणामशृण्वन् ।
अप्युत्क्रान्तिश्रममगणयन्नन्तकाले कपर्दि-
न्नङ्घ्रिद्वन्द्वे तव निविशतामन्तरात्मन्ममात्मा ॥ १५ ॥

(મારો અંતકાળ નજીક આવ્યો હોય ત્યારે મારા આત્મીય જનોની આંખો આંસુથી ભરાયેલી હોય અને દુઃખી થઈને એ બધા ઊંચા અવાજે રડતા હોય ત્યારે) હે કપર્દી, હે (મારા) અંતરાત્મા, અંદર આંસુ હોવાને કારણે વ્યાકુળ થયેલાં નેત્રોવાળા આત્મીય જનોને ન જોતો, દુઃખી થઈને બહુ રડી રહેલાં (સ્ત્રી-બાળકોના) (રડવાના) અવાજને ન સાંભળતો અને વળી (પ્રાણના) ઉત્ક્રમણના શ્રમની પણ ગણના ન કરતો (તેનાથી પણ વિચલિત ન થતો) મારો આત્મા અંતકાળે આપના ચરણયુગલ(ના ચિંતન)માં લીન થઇ જાઓ. ૧૫

स्वप्ने वापि स्वरसविकसद्दिव्यपङ्केरुहाभं
पश्येयं तत्तव पशुपते पादयुग्मं कदाचित् ।
क्वाहं पापः क्व तव चरणालोकभाग्यं तथापि
प्रत्याशां मे घटयति पुनर्विश्रुता तेऽनुकम्पा ॥ १६ ॥

હે પશુપતિ, આપના સ્વાભાવિક (स्वरस) ખીલેલા દિવ્ય કમળ સમાન (आभं) તે ચરણયુગલને કયારેય શું હું સ્વપ્નમાં પણ જોઉં (જોવા પામીશ) ? (જો કે તે માટેની લાયકાત તો મારામાં નથી. કારણ કે) હું પાપી કયાં ? (અને) આપના ચરણના દર્શનનું ભાગ્ય ક્યાં ? છતાં પણ જેના વિષે મેં ઘણું સાંભળ્યું છે તેવી આપની અનુકંપા મારી (ભાંગી પડતી) ઉમેદને (प्रत्याशां) પાછી એકત્ર કરે છે (घटयति). ૧૬

भिक्षावृत्तिं चर पितृवने भूतसङ्घैर्भ्रमेदं
विज्ञातं ते चरितमखिलं विप्रलिप्सोः कपालिन् ।
आवैकुण्ठद्रुहिणमखिलप्राणिनामीश्वरस्त्वं
नाथ स्वप्नेऽप्यहमिह न ते पादपद्मं त्यजामि ॥ १७ ॥

હે કપાલી (કપાલ ધારણ કરનારા), આપ ભલે ભીખ માગીને તેનાથી જીવો (પેટ ભરો) (અથવા તો) ભલે ભૂતોના સમૂહો સાથે સ્મશાનમાં (पितृवने) ભમો. આપ છલિયાનું (विप्रलिप्सोः) આ સઘળું ચરિત્ર (મારા વડે) સારી પેઠે જ્ઞાત છે. (આપ છલિયાના આ સઘળા ચરિત્રને હું સારી પેઠે જાણી ગયો છું). આપ સમસ્ત જીવોના ઈશ્વર છો. હે નાથ, આ લોકમાં સ્વપ્નમાં પણ હું સ્વર્ગ સુધીની (आ-वैकुण्ठ) (સમસ્ત) સંસારગતિનો નાશ કરનાર* આપના ચરણકમળને છોડવાનો નથી. ૧૭

**न किञ्चिन्मे नेतः समभिलषणीयं त्रिभुवने**
**सुखं वा दुःखं वा मम भवतु यद्भावि भगवन् ।**
**समुन्मीलत्पाथोरुहकुहरसौभाग्यमुषि ते**
**पदद्वन्द्वे चेतः परिचयमुपेयान्मम सदा ॥ १८ ॥**

હે નાથ, ત્રણે લોકમાં કાંઈ પણ મારે માટે અભિલાષા રાખવાને યોગ્ય નથી (મને કશાની અભિલાષા નથી). હે ભગવાન, (પ્રારબ્ધ પ્રમાણે) જે આવનાર હોય તે સુખ અથવા દુઃખ ભલે મને આવી મળે. (હું તો સર્વ સંજોગોમાં બસ એટલું જ ઈચ્છું છું કે) સારી રીતે ખીલેલા કમળની કર્ણિકાના સૌભાગ્યને નિસ્તેજ કરતા આપના ચરણકમળમાં મારું ચિત્ત સદા વારંવાર આવૃત્તિ કરતું રહે. ૧૮

**कर्मज्ञानप्रचयमखिलं दुष्करं नाथ पश्य-**
**न्पापासक्तं हृदयमपि चापारयन्सन्निरोद्धुम् ।**
**संसाराख्ये पुरहर महत्यन्धकूपे विषीद-**
**न्हस्तालम्बप्रपतनमिदं प्राप्य ते निर्भयोऽस्मि ॥ १९ ॥**

હે નાથ, જેનું અનુષ્ઠાન કરવું મુશ્કેલ છે તેવાં કર્મ અને જ્ઞાનના અનુષ્ઠાનના રાશિને જોઈને (તે કરવાનું સામર્થ્ય મારામાં હોય તેવું મને જણાતું નથી). (અને) પાપમાં આસક્ત હૃદયને પણ (પાપમાંથી) રોકવા માટે હું સમર્થ નથી. (પરંતુ) હે ત્રિપુરાસુરનો નાશ કરનાર, સંસાર નામના અત્યંત ઊંડા અંધારા કૂવામાં (પડેલો હોઈને) વિષાદ કરી રહેલો એવો હું (હવે) (કૂવામાં) આપના હાથરૂપી આશ્રયનું પડવાનું (આપના લંબાવેલા હાથને) પ્રાપ્ત કરીને નિર્ભય (થઈ ગયો) છું. ૧૯

**અપ્પય્ય દીક્ષિત**

---

* द्रुं संसारगतिं हन्ति इति द्रुहिणः ।

## ३९. शिवस्तोत्रम्

जय शङ्कर पार्वतीपते मृड शम्भो शशिखण्डमण्डन ।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधाम्बुधे ॥ १ ॥

હે પાર્વતીપતિ, હે મૃડ, હે શંભુ, હે ચંદ્રકળાથી શોભિત, હે કામનાશક, હે ભક્તવત્સલ, હે કૈલાસ જેમને પ્રિય છે તેવા, હે દયામૃતના સાગર, હે શંકર, આપનો જય થાઓ. ૧

सदुपायकथास्वपण्डितो हृदये दुःखशरेण खण्डितः ।
शशिखण्डशिखण्डमण्डनं शरणं यामि शरण्यमीश्वरम् ॥ २ ॥

સત્ (અર્થાત્ મોક્ષપ્રાપ્તિ)ના ઉપાયનો પ્રકાર જાણવા વિષે મૂઢ (અને તેથી) દુઃખરૂપી બાણથી હૃદયમાં વીંધાયેલો હું ચંદ્રની કળારૂપી શિખાથી શોભતા શરણ્ય ઈશ્વરને શરણે જાઉં છું. ૨

महतः परितः प्रसर्पतस्तमसो दर्शनभेदिनो भिदे ।
दिननाथ इव स्वतेजसा हृदयव्योम्नि मनागुदेहि नः ॥ ३ ॥

(આપના) દર્શનને અવરોધતા મોટા ચારે બાજુ ફેલાયેલા અંધકારને ભેદી નાખનારા સૂર્યની જેમ પોતાના તેજથી અમારા હૃદયાકાશમાં જરા ઉદિત થાઓ. ૩

न वयं तव चर्मचक्षुषा पदवीमप्युपवीक्षितुं क्षमाः ।
कृपयाऽभयदेन चक्षुषा सकलेनेश विलोकयाशु नः ॥ ४ ॥

(અમારાં) ચર્મચક્ષુથી અમે આપના સ્થાનને નજીકથી જોવા માટે પણ શક્તિમાન નથી. (આથી) (આપ જ) કૃપા કરીને અભય પ્રદાન કરનાર આપનાં બધાં નેત્રો વડે (આપની સંપૂર્ણ કૃપાદૃષ્ટિ વડે) શીઘ્ર અમને જુઓ (અમારા પ્રત્યે કૃપાદૃષ્ટિ કરો). ૪

त्वदनुस्मृतिरेव पावनी स्तुतियुक्ता न हि वक्तुमीश सा ।
मधुरं हि पयः स्वभावतो ननु कीदृक्सितशर्करान्वितम् ॥ ५ ॥

દૂધ સ્વભાવથી જ મધુર હોય છે. (તો પછી) ખાંડ (सितशर्करा) જેમાં નાખી છે

એવા દૂધની (મીઠાશની) તો વાત જ શી કરવી ? (તે રીતે) આપનું વારંવારનું સ્મરણ જ પવિત્ર કરનારું છે, તો પછી હે ઈશ, સ્તુતિયુક્ત તે (સ્મરણ) વિષે તો હું કહેવા માટે (સમર્થ નથી). ૫

**सविषोऽप्यमृतायते भवाञ्छवमुण्डाभरणोऽपि पावनः ।**
**भव एव भवान्तकः सतां समदृष्टिर्विषमेक्षणोऽपि सन् ॥ ६ ॥**

વિષ ધરાવતા હોવા છતાં આપ અમૃતરૂપ છો. શબનાં મસ્તક (અર્થાત્ ખોપરી)ના અલંકાર ધરાવતા હોવા છતાં પવિત્ર છો. આપ જ ભવ (સંસારની ઉત્પત્તિ કરનાર) હોવા છતાં પણ સત્પુરુષો માટે સંસારનો નાશ કરનારા છો. (અને) વિષમ આંખોવાળા હોવા છતાં પણ સમદૃષ્ટિ છો. ૬

**अपि शूलधरो निरामयो दृढवैराग्यरतोऽपि रागवान् ।**
**अपि भैक्ष्यचरो महेश्वरश्चरितं चित्रमिदं हि ते प्रभो ॥ ७ ॥**

ત્રિશૂળ ધરાવનારા હોવા છતાં પણ નિરામય (શૂળ અર્થાત્ રોગ કે પીડા વગરના) છો. દૃઢ વૈરાગ્યમાં રત હોવા છતાં પણ (અર્ધાંગમાં ઉમાને ધારણ કરતા હોવાથી) રાગવાળા છો. અને ભિક્ષાચરણ કરનારા હોવા છતાં મહેશ્વર છો. હે પ્રભુ, આપનું આ ચરિત્ર વિચિત્ર છે. ૭

**वितरत्यभिवाञ्छितं दृशा परिदृष्टः किल कल्पपादपः ।**
**हृदये स्मृत एव धीमते नमतेऽभीष्टफलप्रदो भवान् ॥ ८ ॥**

આંખ વડે જોવામાં આવે (તેની નીચે જઈને ઊભા રહીએ) ત્યારે કલ્પવૃક્ષ ઇચ્છિત (ફળ) જરૂર આપે છે. (પણ) આપ તો હૃદયમાં સ્મરણ કરવા(માત્ર)થી જ (આપને) નમન કરનારા બુદ્ધિમાન (ભક્તો)ને અભીષ્ટ ફળ આપનારા છો. ૮

**सहसैव भुजङ्गपाशवान्विनिगृह्णाति न यावदन्तकः ।**
**अभयं कुरु तावदाशु मे गतजीवस्य पुनः किमौषधैः ॥ ९ ॥**

જ્યાં સુધી સાપરૂપી પાશ ધરાવતા યમરાજા (આવીને) બળપૂર્વક (સહસા) મને પકડી ન લે ત્યાં સુધી (તે પહેલાં) શીઘ્ર મને અભય (ભયમુક્ત) કરો. જેનું આયુષ્ય પૂરું થયું છે તેવા મને હવે ઔષધથી શો (લાભ) ? ૯

**सविषैरिव भोगपन्नगैर्विषयैरेभिरलं परिक्षतम् ।**
**अमृतैरिव सम्भ्रमेण मामभिषिञ्चाशु दयावलोकनैः ॥ १० ॥**

વિષ ધરાવતા હોય તેવા વિષયભોગરૂપી આ સાપોથી સારી પેઠે ચારે બાજુથી ડંખ મરાયેલા મને ઝડપથી (सम्भ्रमेण) (આપની) અમૃત સમાન દયાદૃષ્ટિ વડે સારી રીતે સીંચો. (મારા પ્રત્યે દયાદૃષ્ટિ કરો). ૧૦

**मुनयो बहवोऽद्य धन्यतां गमिताः स्वाभिमतार्थदर्शिनः ।**
**करुणाकर येन तेन मामवसन्नं ननु पश्य चक्षुषा ॥ ११ ॥**

હે કરુણાકર, આપના જે ચક્ષુ (કૃપાકટાક્ષ)થી પોતાના ઇચ્છિત અર્થનું દર્શન (ફળની પ્રાપ્તિ) કરનારા બહુ મુનિઓને આપે ધન્યતા પ્રાપ્ત કરાવી છે, તે (ચક્ષુ વડે) આપ ઉદાસ થયેલા મને અવશ્ય જુઓ (મારા પ્રત્યે કૃપાકટાક્ષ કરો). ૧૧

**प्रणमाम्यथ यामि चापरं शरणं कं कृपणाभयप्रदम् ।**
**विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत् ॥ १२ ॥**

હવે હું આપને પ્રણામ કરું છું. દીનને અભય પ્રદાન કરનાર એવા બીજા કોના શરણે હું જાઉં ? હે વિભુ, વિરહી (પુરુષ) જેમ પ્રિયામય (જગત જુએ) તેમ હું જગતને સર્વતઃ આપ-મય (શિવમય) જોઉં છું. ૧૨

**बहवो भवताऽनुकम्पिताः किमितीशान न माऽनुकम्पसे ।**
**दधता किमु मन्दराचलं परमाणुः कमठेन दुर्धरः ॥ १३ ॥**

આપે ઘણા (ભક્તો) પર અનુકંપા કરી છે. હે ઈશાન, શાથી આપ મારા પ્રત્યે અનુકંપા કરતા નથી ? મંદરાચળને ધારણ કરનારા કાચબા માટે શું પરમાણુને ધારણ કરવો અઘરો  છે ? ૧૩

**अशुचिं यदि माऽनुमन्यसे किमिदं मूर्ध्नि कपालदाम ते ।**
**उत शाठ्यमसाधुसङ्गिनं विषलक्ष्मासि न किं द्विजिह्वधृक् ॥ १४ ॥**

મને જો આપ અપવિત્ર માનતા હો તો આપના મસ્તક પર આ ખોપરીની માળા છે તે શું છે ? (તે શું અપવિત્ર નથી ?) (અને) મને શઠતા ધરાવનાર અને અસાધુનો સંગ કરનાર માનો તો આપ શું વિષના ચિહ્નવાળા અને બે જીભવાળા સાપને ધરાવનારા નથી ? ૧૪

**क्व दृशं विदधामि किं करोम्यनुतिष्ठामि कथं भयाकुलः ।**
**क्व नु तिष्ठसि रक्ष रक्ष मां मयि शम्भो शरणागतोऽस्मि ते ॥ १५ ॥**

હું ક્યાં નજર કરું ? શું કરું ? ભયથી વ્યાકુળ થયેલો હું શી રીતે (સ્થિર) ઊભો

રહું ? આપ ક્યાં વસો છો ? મને રક્ષો, રક્ષો. મારા પર (દયા કરો). હે શંભુ, હું આપને શરણે આવેલો છું. ૧૫

**विलुठाम्यवनौ किमाकुलः किमुरो हन्मि शिरश्छिनद्मि वा ।**
**किमु रोदिमि रारटीमि किं कृपणं मां न यदीक्षसे प्रभो ॥ १६ ॥**

દીન થયેલો મને હે પ્રભુ, આપ નહીં જુઓ (મારા પ્રત્યે કૃપાદૃષ્ટિ નહીં કરો) તો વ્યાકુળ થયેલો હું શું પૃથ્વી પર આળોટું ? શું છાતી ચીરી નાખું ? કે પછી માથું ફોડી નાખું ? શું હું રડું ? શું અત્યંત આક્રંદ કરું ? ૧૬

**शिव सर्वग शर्व शर्मदं प्रणतो देव दयां कुरुष्व मे ।**
**नम ईश्वर नाथ दिक्पते पुनरेवेश नमो नमोऽस्तु ते ॥ १७ ॥**

હે શિવ, હે સર્વવ્યાપક, હે શર્વ (સંહારક), હે આનંદ આપનાર, હે દેવ, પ્રણામ કરી રહેલા મારા પ્રત્યે દયા કરો. આપને નમસ્કાર. હે ઈશ્વર, હે નાથ, હે દિક્પતિ, હે ઈશ, (આપને) ફરી નમસ્કાર. આપને વારંવાર નમસ્કાર હો. ૧૭

**शरणं तरुणेन्दुशेखरः शरणं मे गिरिराजकन्यका ।**
**शरणं पुनरेव तावुभौ शरणं नान्यदुपैमि दैवतम् ॥ १८ ॥**

બાળચંદ્રનો મુગટ ધારણ કરનારા (શિવજી) મારું શરણ છે. ગિરિરાજ-કન્યા (પાર્વતી) મારું શરણ છે. ફરીથી (કહું છું) એ બંને જ મારું શરણ છે. બીજા કોઈ દેવતાને શરણે હું જતો નથી. ૧૮

**उपमन्युकृतं स्तवोत्तमं जपतः शम्भुसमीपवर्तिनः ।**
**अभिवाञ्छितभाग्यसम्पदः परमायुः प्रददाति शङ्करः ॥ १९ ॥**

ઉપમન્યુએ કરેલ ઉત્તમ સ્તોત્રનો પાઠ શિવજીની સમીપમાં રહીને જે કરે છે તેને (ભગવાન) શંકર ઇચ્છિત સદ્ભાગ્ય, સંપત્તિ અને પૂર્ણ આયુષ્ય પ્રદાન કરે છે. ૧૯

**उपमन्युकृतं स्तवोत्तमं प्रजपेद्यस्तु शिवस्य सन्निधौ ।**
**शिवलोकमवाप्य सोऽचिरात्सह तेनैव शिवेन मोदते ॥ २० ॥**

ઉપમન્યુએ રચેલ ઉત્તમ સ્તોત્રનો પાઠ શિવજીની સંનિધિમાં જે કરે છે તે શીઘ્ર શિવલોકને પ્રાપ્ત કરીને તે શિવજીની સાથે જ આનંદ માણે છે. ૨૦

ઉપમન્યુ

## ४०. शिवपञ्चाक्षरनक्षत्रमालास्तोत्रम्

श्रीमदात्मने गुणैकसिन्धवे नमः शिवाय
धामलेशधूतकोकबन्धवे नमः शिवाय ।
नामशेषितानमद्भवान्धवे नमः शिवाय
पामरेतरप्रधानबन्धवे नमः शिवाय ॥ १ ॥

શ્રીમાન આત્માને, (સર્વ) ગુણોના એક(માત્ર) સાગરને, શિવજીને નમસ્કાર. પોતાની તેજસ્વિતાના લેશથી સૂર્ય (कोकबन्धु)ને ઝાંખો પાડનાર શિવજીને નમસ્કાર. આપને પ્રણામ ન કરનારાઓને સંસારકૂપમાં ફેંકીને નામશેષ કરનારા શિવજીને નમસ્કાર. (વિષયલાલસાથી) પામર થયેલા કરતાં ભિન્ન (અર્થાત્ જિતેંદ્રિય સાધકો)ના મુખ્ય બંધુ (હિતકર્તા) શિવજીને નમસ્કાર. ૧

कालभीतविप्रबालपाल ते नमः शिवाय
शूलभिन्नदुष्टदक्षफाल ते नमः शिवाय ।
मूलकारणाय कालकाल ते नमः शिवाय
पालयाधुना दयालवाल ते नमः शिवाय ॥ २ ॥

કાળથી ડરી ગયેલા બ્રાહ્મણ બાળકનું પાલન કરનાર આપ શિવજીને નમસ્કાર. દુષ્ટ દક્ષનું માથું ત્રિશૂળથી જેમણે ભેદી (ચીરી) નાખ્યું છે તેવા આપ શિવજીને નમસ્કાર. મૂળ કારણ અને કાળના કાળ આપ શિવજીને નમસ્કાર. હે દયાના સાગર (दया-आलवाल) હવે મારું પાલન કરો. આપ શિવજીને નમસ્કાર. ૨

इष्टवस्तुमुख्यदानहेतवे नमः शिवाय
दुष्टदैत्यवंशधूमकेतवे नमः शिवाय ।
सृष्टिरक्षणाय धर्मसेतवे नमः शिवाय
अष्टमूर्तये वृषेन्द्रकेतवे नमः शिवाय ॥ ३ ॥

(ભક્તને) ઇષ્ટ વસ્તુ જેમાં મુખ્ય છે તેવી (સર્વ વસ્તુઓ તેને) આપવા માટે હેતુરૂપ શિવજીને નમસ્કાર. દુષ્ટ દૈત્યોના વંશનો (નાશ કરનાર) અગ્નિરૂપ શિવજીને નમસ્કાર. સૃષ્ટિનું રક્ષણ કરવા માટે ધર્મના સેતુરૂપ શિવજીને નમસ્કાર. અષ્ટમૂર્તિસ્વરૂપને, ધ્વજમાં શ્રેષ્ઠ વૃષને ધારણ કરનાર શિવજીને નમસ્કાર. ૩

आपदद्रिभेदटङ्कहस्त ते नमः शिवाय
पापहारिदिव्यसिन्धुमस्त ते नमः शिवाय ।
पापदारिणे लसन्नमस्तते नमः शिवाय
शापदोषखण्डनप्रशस्त ते नमः शिवाय ॥ ४ ॥

આપત્તિઓના પર્વતને ભેદી નાખવા માટે હાથમાં ટાંકણું રાખનાર આપ શિવજીને નમસ્કાર. પાપનું હરણ કરનાર દિવ્ય સિંધુ (ગંગા નદી) જેમના મસ્તક પર છે તેવા આપ શિવજીને નમસ્કાર. પાપને ચીરી નાખનારને તથા ચમકતા (મુગટોવાળા દેવોથી કરાતા) પ્રણામોની હારમાળા ધરાવનાર આપ શિવજીને નમસ્કાર. શાપ અને દોષનું ખંડન કરવામાં પ્રશસ્ત આપ શિવજીને નમસ્કાર. ૪

व्योमकेश दिव्यभव्यरूप ते नमः शिवाय
हेममेदिनीधरेन्द्रचाप ते नमः शिवाय ।
नाममात्रदग्धसर्वपाप ते नमः शिवाय
कामनैकतानहृद्दुराप ते नमः शिवाय ॥ ५ ॥

હે આકાશરૂપી કેશવાળા, હે દિવ્ય ભવ્ય રૂપવાળા, આપ શિવજીને નમસ્કાર. સુવર્ણમય પૃથ્વીને ધારણ કરનાર શ્રેષ્ઠ (મેરુ) પર્વતને ધનુષ્ય બનાવનાર આપ શિવજીને નમસ્કાર. નામ(ના ઉચ્ચારણ)માત્રથી સર્વ પાપને બાળી નાખ્યાં છે જેમણે તેવા આપ શિવજીને નમસ્કાર. હે કામનામાં એકતાન થયેલાઓના હૃદય માટે દુર્લભ એવા આપ શિવજીને નમસ્કાર. ૫

ब्रह्ममस्तकावलीनिबद्ध ते नमः शिवाय
जिह्मगेन्द्रकुण्डलप्रसिद्ध ते नमः शिवाय ।
ब्रह्मणे प्रणीतवेदपद्धते नमः शिवाय
जिह्मकालदेहदत्तपद्धते नमः शिवाय ॥ ६ ॥

બ્રહ્મનાં મસ્તકો (ખોપરીઓ)ની પંક્તિથી સારી રીતે બદ્ધ (અર્થાત્ બ્રહ્માજીની ખોપરીઓની માળા ધારણ કરનાર) આપ શિવજીને નમસ્કાર. શ્રેષ્ઠ સર્પ* (વાસુકિ)નાં કુંડળ પહેરનાર તરીકે પ્રસિદ્ધ એવા આપ શિવજીને નમસ્કાર. વેદની

* जिह्मग – સરળ માર્ગને છોડીને વાંકા માર્ગે ચાલનાર સર્પ

પદ્ધતિના પ્રણેતા બ્રહ્મા(ના રૂપમાં રહેલા) શિવજીને નમસ્કાર. કુટિલ કાળના દેહને માર્ગ આપનાર શિવજીને નમસ્કાર. ૬

कामनाशनाय शुद्धकर्मणे नमः शिवाय
सामगानजायमानशर्मणे नमः शिवाय ।
हेमकान्तिचाकचक्यवर्मणे नमः शिवाय
सामजासुराङ्गलब्धचर्मणे नमः शिवाय ॥ ७ ॥

કામનો નાશ કરવા માટે શુદ્ધ કર્મ કરનાર શિવજીને નમસ્કાર. સામગાનથી જેમને પ્રસન્નતા જન્મે છે તેવા શિવજીને નમસ્કાર. સુવર્ણની કાંતિ સમાન ચમકતા કવચવાળા શિવજીને નમસ્કાર. ગજાસુર (सामज-असुर)ના અંગમાંથી મળેલ ચામડા (ના વસ્ત્ર)વાળા શિવજીને નમસ્કાર. ૭

जन्ममृत्युघोरदुःखहारिणे नमः शिवाय
चिन्मयैकरूपदेहधारिणे नमः शिवाय ।
मन्मनोरथावपूर्तिकारिणे नमः शिवाय
सन्मनोगताय कामवैरिणे नमः शिवाय ॥ ८ ॥

જન્મ અને મૃત્યુરૂપી ઘોર દુઃખનું હરણ કરનાર શિવજીને નમસ્કાર. કેવળ ચિન્મયરૂપ દેહ ધારણ કરનાર શિવજીને નમસ્કાર. મારા મનોરથની અવપૂર્તિ (અર્થાત્ પૂર્તિ) કરનાર શિવજીને નમસ્કાર. શુભ મનમાં રહેલાને અને કામના શત્રુ શિવજીને નમસ્કાર. ૮

यक्षराजबन्धवे दयालवे नमः शिवाय
दक्षपाणिशोभिकाञ्चनालवे नमः शिवाय ।
पक्षिराजवाहहृच्छयालवे नमः शिवाय
अक्षिफाल वेदपूततालवे नमः शिवाय ॥ ९ ॥

યક્ષોના રાજા (કુબેર)ના મિત્રને, દયાળુ શિવજીને નમસ્કાર. જમણા હાથમાં શોભતા સોનાના જળપાત્ર (अलु)વાળા શિવજીને નમસ્કાર. પક્ષીઓના રાજા ગરુડ જેમનું વાહન છે તે(વા વિષ્ણુ ભગવાન)ના હૃદયમાં નિવાસ કરનાર શિવજીને નમસ્કાર. લલાટમાં આંખવાળાને અને વેદથી પવિત્ર થયેલ તાલુવાળા શિવજીને નમસ્કાર. ૯

दक्षहस्तनिष्ठजातवेदसे नमः शिवाय
अक्षरात्मने नमद्बिडौजसे नमः शिवाय ।
दीक्षितप्रकाशितात्मतेजसे नमः शिवाय
उक्षराजवाह ते सतां गते नमः शिवाय ॥ १० ॥

જેમના જમણા હાથમાં અગ્નિ રહેલો છે તેવા શિવજીને નમસ્કાર. અક્ષરસ્વરૂપને (અને) ઇંદ્ર (बिडौजस्) જેમને નમસ્કાર કરે છે તેવા શિવજીને નમસ્કાર. દીક્ષિતો માટે આત્મતેજ પ્રકાશિત કરનાર શિવજીને નમસ્કાર. બળદ જેમનું વાહન છે તેવા આપને અને સજ્જનો માટે ગતિરૂપ શિવજીને નમસ્કાર. ૧૦

राजताचलेन्द्रसानुवासिने नमः शिवाय
राजमाननित्यमन्दहासिने नमः शिवाय ।
राजकोरकावतंसभासिने नमः शिवाय
राजराजमित्रताप्रकाशिने नमः शिवाय ॥ ११ ॥

ચાંદી (राजत) જેવા (ચમકતા) શ્રેષ્ઠ પર્વત (હિમાલય)ના શિખર (सानु) પર નિવાસ કરનાર શિવજીને નમસ્કાર. સુંદર દેખાતા (राजमान) નિત્ય મંદ સ્મિતવાળા શિવજીને નમસ્કાર. ચમકતી કળી (राज-कोरक)ના કર્ણાભૂષણ (अवतंस)ને ધારણ કરનાર શિવજીને નમસ્કાર. (ચૌલ રાજા) રાજરાજ પ્રત્યે (અથવા રાજાઓના રાજા તરીકે સર્વ પ્રત્યે) મિત્રતા પ્રકાશિત કરનાર શિવજીને નમસ્કાર. ૧૧

दीनमानवालिकामधेनवे नमः शिवाय
सूनबाणदाहकृत्कृशानवे नमः शिवाय ।
स्वानुरागभक्तरत्नसानवे नमः शिवाय
दानवान्धकारचण्डभानवे नमः शिवाय ॥ १२ ॥

દીન મનુષ્યોની હારમાળા માટે કામધેનુરૂપ શિવજીને નમસ્કાર. ફૂલનાં બાણ (મારનાર કામદેવ)ને બાળી નાખનાર અગ્નિરૂપ શિવજીને નમસ્કાર. પોતાનામાં અનુરાગ ધરાવતા ભક્ત માટે રત્નના શિખરરૂપ શિવજીને નમસ્કાર. દાનવોરૂપી અંધકારનો નાશ કરનાર પ્રચંડ સૂર્યરૂપ શિવજીને નમસ્કાર. ૧૨

सर्वमङ्गलाकुचाग्रशायिने नमः शिवाय
सर्वदेवतागणातिशायिने नमः शिवाय ।
पूर्वदेवनाशसंविधायिने नमः शिवाय
सर्वमन्मनोजभङ्गदायिने नमः शिवाय ॥ १३ ॥

સર્વમંગળા (પાર્વતીદેવી)ના વક્ષઃસ્થળ પર શયન કરનાર શિવજીને નમસ્કાર. સર્વ દેવસમૂહમાં અતિશયતા ધરાવનારા શિવજીને નમસ્કાર. અસુરો (પૂર્વદેવ)ના નાશની વ્યવસ્થા કરનાર શિવજીને નમસ્કાર. મારા બધા કામનો નાશ આપનાર (કામને બાળી નાખનાર) શિવજીને નમસ્કાર. ૧૩

स्तोकभक्तितोऽपि भक्तपोषिणे नमः शिवाय
माकरन्दसारवर्षिभाषिणे नमः शिवाय ।
एकबिल्वदानतोऽपि तोषिणे नमः शिवाय
नैकजन्मपापजालशोषिणे नमः शिवाय ॥ १४ ॥

અલ્પ (સ્તોક) ભક્તિથી પણ (પ્રસન્ન થઈને) ભક્તનું પોષણ કરનાર શિવજીને નમસ્કાર. મકરંદના સાર (અર્થાત્ મધ)ની વૃષ્ટિ જેવી (મધુર) વાણી બોલનારા શિવજીને નમસ્કાર. એક બિલ્વપત્રના દાનથી (એક બિલ્વપત્ર ચઢાવવાથી) પણ સંતુષ્ટ થનાર શિવજીને નમસ્કાર. અનેક જન્મોનાં પાપોની જાળનું શોષણ કરનાર શિવજીને નમસ્કાર. ૧૪

सर्वजीवरक्षणैकशीलिने नमः शिवाय
पार्वतीप्रियाय भक्तपालिने नमः शिवाय ।
दुर्विदग्धदैत्यसैन्यदारिणे नमः शिवाय
शर्वरीशधारिणे कपालिने नमः शिवाय ॥ १५ ॥

સર્વ જીવોનું રક્ષણ કરવાના એકમાત્ર સ્વભાવવાળા શિવજીને નમસ્કાર. પાર્વતી-પ્રિયને અને ભક્તોનું પાલન કરનાર શિવજીને નમસ્કાર. બડાશ મારનાર દૈત્યોના સૈન્યનો નાશ કરનાર શિવજીને નમસ્કાર. રાત્રિ (શર્વરી)ના ઈશ (ચંદ્ર)ને ધારણ કરનારને અને કપાલ ધારણ કરનાર શિવજીને નમસ્કાર. ૧૫

पाहि मामुमामनोज्ञदेह ते नमः शिवाय
देहि मे वरं सिताद्रिगेह ते नमः शिवाय ।
मोहितर्षिकामिनीसमूह ते नमः शिवाय
स्वेहितप्रसन्न कामदोह ते नमः शिवाय ॥ १६ ॥

ઉમાથી જેમનો દેહ રૂપાળો (मनोज्ञ) બન્યો છે તેવા આપ મારું રક્ષણ કરો. આપ શિવજીને નમસ્કાર. આપ મને વરદાન આપો. સફેદ પર્વત (હિમાલય)રૂપી ઘરમાં રહેનારા શિવજીને નમસ્કાર. ઋષિઓની કામિનીઓના સમૂહને મોહિત કરનાર આપ શિવજીને નમસ્કાર. પોતાની ઇચ્છાથી પ્રસન્ન રહેનાર (આત્મારામ), અને કામનાઓને દોહનાર (કામના પૂરી કરનાર) આપ શિવજીને નમસ્કાર. ૧૬

मङ्गलप्रदाय गोतुरङ्ग ते नमः शिवाय
गङ्गया तरङ्गितोत्तमाङ्ग ते नमः शिवाय ।
सङ्गरप्रवृत्तवैरिभङ्ग ते नमः शिवाय
अङ्गजारये करेकुरङ्ग ते नमः शिवाय ॥ १७ ॥

મંગળ પ્રદાન કરનારા, હે બળદરૂપી ઘોડા (અર્થાત્ વાહન)વાળા આપ શિવજીને નમસ્કાર. ગંગાથી જેમનું ઉત્તમાંગ અર્થાત્ મસ્તક તરંગિત છે તેવા શિવજીને નમસ્કાર. યુદ્ધ માટે પ્રવૃત્ત થયેલા શત્રુઓનો નાશ કરનાર આપ શિવજીને નમસ્કાર. કામદેવ (अङ्गज)ના શત્રુને, હાથમાં હરણ રાખનાર આપ શિવજીને નમસ્કાર. ૧૭

ईहितक्षणप्रदानहेतवे नमः शिवाय
आहिताग्निपालकोक्षकेतवे नमः शिवाय ।
देहकान्तिधूतरौप्यधातवे नमः शिवाय
गेहदुःखपुञ्जधूमकेतवे नमः शिवाय ॥ १८ ॥

ઇચ્છિત ખુશી (क्षण) પ્રદાન કરવાના કારણરૂપ શિવજીને નમસ્કાર. આહિતાગ્નિનું પાલન કરનાર વૃષકેતુ શિવજીને નમસ્કાર. દેહની કાંતિથી રૂપાની ધાતુ (અર્થાત્ રૂપા)ને તિરસ્કૃત કરનાર શિવજીને નમસ્કાર. ઘરના દુઃખના પુંજ(ને બાળવા) માટે અગ્નિ સમાન શિવજીને નમસ્કાર. ૧૮

त्र्यक्ष दीनसत्कृपाकटाक्ष ते नमः शिवाय
दक्षसप्ततन्तुनाशदक्ष ते नमः शिवाय ।
ऋक्षराजभानुपावकाक्ष ते नमः शिवाय
रक्ष मां प्रपन्नमात्ररक्ष ते नमः शिवाय ॥ १९ ॥

હે ત્રણ આંખોવાળા, હે દીન (ભક્તો) પર સારી કૃપાથી ભરેલ કટાક્ષ કરનાર, આપ શિવજીને નમસ્કાર. હે દક્ષના સપ્તતંતુ (યજ્ઞ)નો નાશ કરવામાં કુશળ, આપ શિવજીને નમસ્કાર. હે નક્ષત્રોના રાજા (ऋक्षराज) (અર્થાત્ ચંદ્ર), સૂર્ય અને અગ્નિરૂપી આંખોવાળા, આપ શિવજીને નમસ્કાર. હે શરણ લેવામાત્રથી રક્ષા કરનાર, મને રક્ષો. આપ શિવજીને નમસ્કાર. ૧૯

न्यङ्कुपाणये शिवङ्कराय ते नमः शिवाय
सङ्कटाब्धितीर्णकिङ्कराय ते नमः शिवाय ।
कङ्कभीषिताभयङ्कराय ते नमः शिवाय
पङ्कजाननाय शङ्कराय ते नमः शिवाय ॥ २० ॥

હાથમાં હરણ (न्यङ्कु)વાળાને (અને) કલ્યાણ કરનાર આપ શિવજીને નમસ્કાર. જેમના સેવક સંકટના સાગરને તરી ગયા છે તેવા આપ શિવજીને નમસ્કાર. યમ (कङ्क)થી ડરી ગયેલા માટે અભય કરનાર આપ શિવજીને નમસ્કાર. કમળમુખને, આપ કલ્યાણકારી શિવજીને નમસ્કાર. ૨૦

कर्मपाशनाश नीलकण्ठ ते नमः शिवाय
शर्मदाय वर्यभस्मकण्ठ ते नमः शिवाय ।
निर्ममर्षिसेवितोपकण्ठ ते नमः शिवाय
कुर्महे नतीर्नमद्विकुण्ठ ते नमः शिवाय ॥ २१ ॥

હે કર્મરૂપી પાશનો નાશ કરનારા, હે નીલકંઠ, આપ શિવજીને નમસ્કાર. હે કંઠે શ્રેષ્ઠ ભસ્મ ધારણ કરનાર, આપ શાંતિ આપનાર શિવજીને નમસ્કાર. હે મમતા વગરના (વિરક્ત) ઋષિઓ વડે નજીકથી (उपकण्ठ) સેવિત, આપ શિવજીને નમસ્કાર. વિષ્ણુ જેમને નમે છે તેવા આપને અમે પ્રણામ કરીએ છીએ. આપ શિવજીને નમસ્કાર. ૨૧

विष्टपाधिपाय नम्रविष्णवे नमः शिवाय
शिष्टविप्रहृद्गुहाचरिष्णवे नमः शिवाय ।
इष्टवस्तुनित्यतुष्ट जिष्णवे नमः शिवाय
कष्टनाशनाय लोकजिष्णवे नमः शिवाय ॥ २२ ॥

સ્વર્ગના અધિપતિને, વિષ્ણુ જેમને નમે છે તે શિવજીને નમસ્કાર. શિષ્ટ બ્રાહ્મણની હૃદયરૂપી ગુહામાં વિચરણ કરનાર શિવજીને નમસ્કાર. હે ઇષ્ટ વસ્તુથી નિત્ય તુષ્ટ, જીતવાની ઇચ્છાવાળા શિવજીને નમસ્કાર. કષ્ટનો નાશ કરનારને, લોકોને જીતવાની ઇચ્છાવાળા શિવજીને નમસ્કાર. ૨૨

अप्रमेयदिव्यसुप्रभाव ते नमः शिवाय
सत्प्रपन्नरक्षणस्वभाव ते नमः शिवाय ।
स्वप्रकाश निस्तुलानुभाव ते नमः शिवाय
विप्रडिम्भदर्शितार्द्रभाव ते नमः शिवाय ॥ २३ ॥

હે અપ્રમેય (માપી ન શકાય તેવા) દિવ્ય સુપ્રભાવવાળા, આપ શિવજીને નમસ્કાર. હે શરણાગત સજ્જનોનું રક્ષણ કરવાના સ્વભાવવાળા આપ શિવજીને નમસ્કાર. હે સ્વપ્રકાશ, હે જેના પ્રભાવની તુલના થઈ શકે તેમ નથી તેવા, આપ શિવજીને નમસ્કાર. હે બ્રાહ્મણના બાળક પ્રત્યે જેમણે સ્નેહભાવ દર્શાવ્યો છે તેવા, આપ શિવજીને નમસ્કાર. ૨૩

सेवकाय मे मृड प्रसीद ते नमः शिवाय
भावलभ्यतावकप्रसाद ते नमः शिवाय ।
पावकाक्ष देवपूज्यपाद ते नमः शिवाय
तावकाङ्घ्रिभक्तदत्तमोद ते नमः शिवाय ॥ २४ ॥

હે મૃડ, હું સેવક પર પ્રસન્ન થાઓ. આપ શિવજીને નમસ્કાર. ભાવથી આપનો પ્રસાદ પ્રાપ્ત થાય છે તેવા, આપ શિવજીને નમસ્કાર. હે અગ્નિરૂપી આંખવાળા, હે દેવોના પૂજ્યપાદ, આપ શિવજીને નમસ્કાર. આપના ચરણના ભક્તને આનંદ આપનારા, આપ શિવજીને નમસ્કાર. ૨૪

भुक्तिमुक्तिदिव्यभोगदायिने नमः शिवाय
शक्तिकल्पितप्रपञ्चभागिने नमः शिवाय ।
भक्तसङ्कटापहारयोगिने नमः शिवाय
युक्तसन्मनःसरोजयोगिने नमः शिवाय ॥ २५ ॥

ભક્તિ, મુક્તિ અને દિવ્ય ભોગ આપનાર શિવજીને નમસ્કાર. (માયા)શક્તિએ કલ્પેલ પ્રપંચના ભાગી શિવજીને નમસ્કાર. ભક્તના સંકટને દૂર કરનાર યોગી શિવજીને નમસ્કાર. સજ્જનોના મનરૂપી કમળ સાથે પોતાનું મન જેમણે જોડ્યું છે તેવા યોગી શિવજીને નમસ્કાર. ૨૫

अन्तकान्तकाय पापहारिणे नमः शिवाय
शन्तमाय दन्तिचर्मधारिणे नमः शिवाय ।
सन्तताश्रितव्यथाविदारिणे नमः शिवाय
जन्तुजातनित्यसौख्यकारिणे नमः शिवाय ॥ २६ ॥

યમરાજા (अन्तक)નો અંત કરનારને, પાપનું હરણ કરનાર શિવજીને નમસ્કાર. શ્રેષ્ઠ શાંતિરૂપને, હાથીનું ચામડું ધારણ કરનાર શિવજીને નમસ્કાર. જે સતત (આપને) આશ્રિત છે તેની વ્યથાને દૂર કરી દેનાર શિવજીને નમસ્કાર. જીવસમૂહને નિત્ય સુખ આપનાર શિવજીને નમસ્કાર. ૨૬

शूलिने नमो नमः कपालिने नमः शिवाय
पालिने विरिञ्चिमुण्डमालिने नमः शिवाय ।
लीलिने विशेषरुण्डमालिने नमः शिवाय
शीलिने नमः प्रपुण्यशालिने नमः शिवाय ॥ २७ ॥

ત્રિશૂળ ધારણ કરનારને વારંવાર નમસ્કાર. કપાલ ધારણ કરનાર શિવજીને નમસ્કાર. પાલન કરનારને, બ્રહ્માજીની ખોપરીઓની માળા પહેરનાર શિવજીને નમસ્કાર. લીલા કરનારને, વિશેષ કબંધની માળા પહેરનાર શિવજીને નમસ્કાર. ચારિત્ર્યશીલને નમસ્કાર. મહાન પુણ્યશાળી શિવજીને નમસ્કાર. ૨૭

शिवपञ्चाक्षरमुद्राचतुष्पदोल्लासपद्यमणिघटिताम् ।
नक्षत्रमालिकामिह दधदुपकण्ठं नरो भवेत्सोमः ॥ २८ ॥

શિવપંચાક્ષરમુદ્રાથી અંકિત ચાર પાદવાળા ચમકતા પદ્યરૂપી મણિઓથી બનેલી આ નક્ષત્રમાલિકા છે તે નક્ષત્રમાલિકાને ગળામાં નજીકથી ધારણ કરનાર (એનો મુખપાઠ કરનાર) ચંદ્ર બની જાય છે. ૨૮

શ્રીશંકરાચાર્ય

उदैत्तु बल्याहरणाभिलाषो यो वा मनोहार्यजिनं वसानः ।
तपांसि कान्तारहितो व्यतानीदाद्योऽवतादाश्रमिणामयं नः ॥ ६ ॥

ઉદય પામતા (દક્ષ પ્રજાપતિના યજ્ઞમાંથી) ભાગ (बलिम्) લેવાની ઈચ્છાવાળા અને (वा) જે મનોહર ગજચર્મ ધારણ કરનાર છે, પત્ની વગરના થયેલા જેમણે તપશ્ચર્યા કરી, આશ્રમધર્મનું પાલન કરનારાઓમાં શ્રેષ્ઠ તે (ભગવાન) અમારી રક્ષા કરે. ૬

येनाधिकोद्यत्तरवारिणाऽऽशु जितोऽर्जुनः सङ्गररङ्गभूमौ ।
नक्षत्रनाथस्फुरितेन तेन नाथेन केनापि वयं सनाथाः ॥ ७ ॥

(મસ્તક ઉપર ગંગાના) અધિક ઊછળતા જળવાળા જેમણે (उद्यत्तर-वारिणा येन) યુદ્ધમાં અર્જુનને શીઘ્ર જીતી લીધો છે અને જેમના મસ્તક પર ચંદ્રમા સ્ફુરી રહ્યો છે, તેવા કોઈ નાથ વડે અમે સનાથ છીએ. ૭

→ પૃ. ૨૦૧

# ४१. अमोघशिवकवचम्

ध्यानम्

वज्रदंष्ट्रं त्रिनयनं कालकण्ठमरिन्दमम् ।
सहस्त्रकरमप्युग्रं वन्दे शम्भुमुमापतिम् ॥ १ ॥

ધ્યાન

વજ્ર જેવી દાઢોવાળા, ત્રણ નેત્રોવાળા, કંઠમાં હળાહળ ઝેરના ચિહ્નવાળા, શત્રુભાવ રાખનારાઓનું દમન કરનારા, હજારો કિરણોવાળા સૂર્ય કરતાં પણ ઉગ્ર, ઉમાપતિ શંભુને હું વંદુ છું. ૧

ऋषभ उवाच

अथापरं सर्वपुराणगुह्यं
निःशेषपापौघहरं पवित्रम् ।
जयप्रदं सर्वविपद्विमोचनं
वक्ष्यामि शैवं कवचं हिताय ते ॥ २ ॥

ઋષભ બોલ્યા*

હવે બીજું, સર્વ પુરાણોમાં ગોપનીય, અશેષ પાપસમૂહનું હરણ કરનાર, પવિત્ર, જય પ્રદાન કરનાર અને બધી વિપત્તિઓમાંથી છોડાવનાર એવું શિવકવચ હું તને તારા હિત માટે કહું છું. ૨

नमस्कृत्य महादेवं विश्वव्यापिनमीश्वरम् ।
वक्ष्ये शिवमयं वर्म सर्वरक्षाकरं नृणाम् ॥ ३ ॥

વિશ્વવ્યાપી ઈશ્વર મહાદેવજીને નમસ્કાર કરીને મનુષ્યોની સર્વ પ્રકારે રક્ષા કરનાર શિવમય કવચ હું કહીશ. ૩

शुचौ देशे समासीनो यथावत्कल्पितासनः ।
जितेन्द्रियो जितप्राणश्चिन्तयेच्छिवमव्ययम् ॥ ४ ॥

---

* ઋષભ શિવયોગીએ આ શિવકવચનો ઉપદેશ રાજકુમાર ભદ્રાયુને કર્યો છે.

પવિત્ર સ્થાનમાં યથાયોગ્ય આસન તૈયાર કરીને એના પર બરોબર બેસીને જિતેંદ્રિય અને જિતપ્રાણ (ઇંદ્રિયો અને પ્રાણનો નિરોધ કરનાર) થઈને અવિનાશી શિવજીનું ચિંતન કરવું. ૪

हृत्पुण्डरीकान्तरसन्निविष्टं
स्वतेजसा व्याप्तनभोऽवकाशम् ।
अतीन्द्रियं सूक्ष्ममनन्तमाद्यं
ध्यायेत्परानन्दमयं महेशम् ॥ ५ ॥

હૃદયકમળની અંદર જે વિરાજમાન છે, પોતાના તેજથી આકાશમંડળને જેમણે વ્યાપ્ત કર્યું છે, જે અતીન્દ્રિય, સૂક્ષ્મ, અનંત (અને) આદ્ય છે તેવા પરમ આનંદમય મહેશનું ધ્યાન કરવું જોઈએ. ૫

ध्यानावधूताखिलकर्मबन्ध-
श्चिरं चिदानन्दनिमग्नचेताः ।
षडक्षरन्याससमाहितात्मा
शैवेन कुर्यात्कवचेन रक्षाम् ॥ ६ ॥

(આ પ્રકારના) ધ્યાન વડે સમસ્ત કર્મબંધનને ત્યાગીને (કર્મબંધનથી મુક્ત થઈને) લાંબા સમય સુધી ચિદાનંદમાં નિમગ્ન ચિત્તવાળો (સાધક) ષડક્ષરન્યાસ દ્વારા પોતાના મનને એકાગ્ર કરીને શિવકવચ દ્વારા (પોતાની) રક્ષા કરે. ૬

मां पातु देवोऽखिलदेवतात्मा
संसारकूपे पतितं गभीरे ।
तन्नाम दिव्यं वरमन्त्रमूलं
धुनोतु मे सर्वमघं हृदिस्थम् ॥ ७ ॥

સર્વદેવમય દેવ (મહાદેવજી) ઊંડા સંસાર-કૂવામાં ડૂબેલા મને રક્ષે. શ્રેષ્ઠ મંત્રના મૂળ-સ્વરૂપ તેમનું દિવ્ય નામ મારા હૃદયમાં રહેલ સર્વ પાપને દૂર કરે. ૭

सर्वत्र मां रक्षतु विश्वमूर्ति-
र्ज्योतिर्मयानन्दघनश्चिदात्मा ।
अणोरणीयानुरुशक्तिरेकः
स ईश्वरः पातु भयादशेषात् ॥ ८ ॥

(વિશ્વ જેમની મૂર્તિ છે તે) વિશ્વમૂર્તિ, જ્યોતિર્મય, આનંદઘન ચિદાત્મા મને સર્વત્ર રક્ષે. સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, મહાન શક્તિથી સંપન્ન તે એક (અદ્વિતીય) ઈશ્વર મને સર્વ ભયથી રક્ષે. ૮

**यो भूस्वरूपेण बिभर्ति विश्वं**
**पायात्स भूमेर्गिरिशोऽष्टमूर्तिः ।**
**योऽपां स्वरूपेण नृणां करोति**
**सञ्जीवनं सोऽवतु मां जलेभ्यः ॥ ९ ॥**

પૃથ્વીરૂપથી જે સર્વને ધારણ કરે છે તે અષ્ટમૂર્તિ ગિરિશ મને ભૂમિથી રક્ષે. જળસ્વરૂપથી જીવોને જે જીવન પ્રદાન કરે છે, તે મને જળથી રક્ષે. ૯

**कल्पावसाने भुवनानि दग्ध्वा**
**सर्वाणि यो नृत्यति भूरिलीलः ।**
**स कालरुद्रोऽवतु मां दवाग्ने-**
**र्वात्यादिभीतेरखिलाच्च तापात् ॥ १० ॥**

જે વિશદ-લીલાવિહારી (શિવજી) કલ્પના અંતમાં સમસ્ત ભુવનોને બાળીને (આનંદથી) નૃત્ય કરે છે તે કાળરુદ્ર મને દાવાનળથી, આંધી-તોફાનના ભયથી અને સમસ્ત તાપથી રક્ષે. ૧૦

**प्रदीप्तविद्युत्कनकावभासो**
**विद्यावराभीतिकुठारपाणिः ।**
**चतुर्मुखस्तत्पुरुषस्त्रिनेत्रः**
**प्राच्यां स्थितं रक्षतु मामजस्त्रम् ॥ ११ ॥**

દેદીપ્યમાન વીજળી અને સુવર્ણ જેવી જેમની કાંતિ છે, વિદ્યા,વરદાયક મુદ્રા, અભયમુદ્રા અને કુહાડી જેમના હાથમાં છે, જે ચાર મુખ ધરાવનાર અને ત્રણ નેત્ર ધરાવનાર છે તે તત્પુરુષ પૂર્વ દિશામાં સ્થિત મને નિરંતર રક્ષે. ૧૧

**कुठारवेदाङ्कुशपाशशूल-**
**कपालढक्काक्षगुणान्दधानः ।**
**चतुर्मुखो नीलरुचिस्त्रिनेत्रः**
**पायादघोरो दिशि दक्षिणस्याम् ॥ १२ ॥**

જેમણે પોતાના હાથોમાં કુહાડી, વેદ, અંકુશ, પાશ, ત્રિશૂળ, ખોપરી, ડમરુ (ढक्का) અને રુદ્રાક્ષમાળા ધારણ કરી છે, જે ચતુર્મુખ, નીલ કાંતિવાળા, અને ત્રણ નેત્રોવાળા છે તે અઘોર દક્ષિણ દિશામાં મને રક્ષે. ૧૨

कुन्देन्दुशङ्खस्फटिकावभासो
वेदाक्षमालावरदाभयाङ्कः ।
त्र्यक्षश्चतुर्वक्त्र उरुप्रभावः
सद्योऽधिजातोऽवतु मां प्रतीच्याम् ॥ १३ ॥

કુંદ, ચંદ્રમા, શંખ અને સ્ફટિક સમાન જેમની ઉજ્જવળ કાંતિ છે, વેદ, રુદ્રાક્ષમાળા, વરદ અને અભયમુદ્રાઓથી જે ચિહ્નિત છે, જે ત્રણ આંખો અને ચાર મુખ ધરાવનારા છે, જેમનો મહાન પ્રભાવ છે, તે સદ્યોધિજાત પશ્ચિમ દિશામાં મને રક્ષે. ૧૩

वराक्षमालाभयटङ्कहस्तः
सरोजकिञ्जल्कसमानवर्णः ।
त्रिलोचनश्चारुचतुर्मुखो मां
पायादुदीच्यां दिशि वामदेवः ॥ १४ ॥

જેમના હાથમાં વર અને અભયમુદ્રાઓ, રુદ્રાક્ષમાળા અને કુહાડી (અથવા પથ્થર ઘડવાની છીણી) છે, કમળ-કિંજલ્ક (કમળનું સૂતર અથવા બીજો કોઈ છોડ) જેવો જેમનો (ગૌર) વર્ણ છે, તે ત્રણ નેત્ર અને ચાર મુખવાળા વામદેવ ઉત્તર દિશામાં મને રક્ષે. ૧૪

वेदाभयेष्टाङ्कुशपाशटङ्क -
कपालढक्काक्षकशूलपाणिः ।
सितद्युतिः पञ्चमुखोऽवतान्मा-
मीशान ऊर्ध्वं परमप्रकाशः ॥ १५ ॥

જેમના હાથોમાં વેદ, અભય અને વરમુદ્રાઓ, અંકુશ, પાશ, ટંક, ખોપરી, ડમરુ, રુદ્રાક્ષમાળા અને ત્રિશૂળ છે, જે શ્વેત આભાથી યુક્ત છે તે પાંચ મુખવાળા પરમ પ્રકાશમાન ઈશાન ઊર્ધ્વ (દિશા)માં મને રક્ષે. ૧૫

मूर्द्धानमव्यान्मम चन्द्रमौलि-
भलिं ममाव्यादथ भालनेत्रः ।
नेत्रे ममाव्याद्भगनेत्रहारी
नासां सदा रक्षतु विश्वनाथः ॥ १६ ॥

ચંદ્રમૌલિ મારા મસ્તકને રક્ષે, ભાલનેત્ર મારા લલાટને રક્ષે, ભગનેત્રહારી (ભગનાં નેત્ર કાઢી લેનાર) મારાં બે નેત્રોને રક્ષે અને વિશ્વનાથ સદા મારી નાસિકાને રક્ષે. ૧૬

पायाच्छ्रुती मे श्रुतिगीतकीर्तिः
कपोलमव्यात्सततं कपाली ।
वक्त्रं सदा रक्षतु पञ्चवक्त्रो
जिह्वां सदा रक्षतु वेदजिह्वः ॥ १७ ॥

શ્રુતિગીતકીર્તિ (શ્રુતિમાં જેમની કીર્તિ ગવાઈ છે તે) મારા બે કાનોને રક્ષે, કપાલી નિરંતર મારા કપોલને રક્ષે, પંચવક્ત્ર સદા મોંને રક્ષે (અને) વેદજિહ્વ (વેદ જેમની જિહ્વા અર્થાત્ મુખ છે તે) સદા (મારી) જીભને રક્ષે. ૧૭

कण्ठं गिरीशोऽवतु नीलकण्ठः
पाणिद्वयं पातु पिनाकपाणिः ।
दोर्मूलमव्यान्मम धर्मबाहु-
र्वक्षःस्थलं दक्षमखान्तकोऽव्यात् ॥ १८ ॥

નીલકંઠ ગિરીશ કંઠને રક્ષે, પિનાકપાણિ (હાથમાં પિનાક ધનુષ ધારણ કરનાર) બે હાથને રક્ષે, ધર્મબાહુ મારા ખભા (दोर्मूलम्) ને રક્ષે (અને) દક્ષમખાંતક (દક્ષના યજ્ઞનો નાશ કરનાર) વક્ષઃસ્થળને રક્ષે. ૧૮

ममोदरं पातु गिरीन्द्रधन्वा
मध्यं ममाव्यान्मदनान्तकारी ।
हेरम्बतातो मम पातु नाभिं
पायात्कटी धूर्जटिरीश्वरो मे ॥ १९ ॥

ગિરીન્દ્રધન્વા (પર્વતશ્રેષ્ઠ મેરુને ધનુષ તરીકે ધારણ કરનાર) મારા પેટને રક્ષે, મદનાંતકારી (કામદેવના નાશક) મારા મધ્ય ભાગને રક્ષે, હેરંબતાત (ગણેશના

પિતા) મારી નાભિને રક્ષે (અને) ધૂર્જટિ ઈશ્વર (માથા પર જટા ધારણ કરનારા ઈશ્વર) મારી કટિને રક્ષે. ૧૯

ऊरुद्वयं पातु कुबेरमित्रो
जानुद्वयं मे जगदीश्वरोऽव्यात् ।
जङ्घायुगं पुङ्गवकेतुरव्या-
त्पादौ ममाव्यात्सुरवन्द्यपादः ॥ २० ॥

કુબેરમિત્ર મારા બંને ઊરુને રક્ષે, જગદીશ્વર મારા બે ઘૂંટણોને રક્ષે, પુંગવકેતુ (જેમનો ધ્વજ શ્રેષ્ઠ છે તે) બંને જંઘાને રક્ષે (અને) સુરવંદ્યપાદ (જેમના ચરણ દેવતાઓ માટે વંદનીય છે તે) મારા બે પગને રક્ષે. ૨૦

महेश्वरः पातु दिनादियामे
मां मध्ययामेऽवतु वामदेवः ।
त्रियम्बकः पातु तृतीययामे
वृषध्वजः पातु दिनान्त्ययामे ॥ २१ ॥

મહેશ્વર દિવસના પહેલા પ્રહરમાં (दिन-आदि-यामे) (મને) રક્ષે, વામદેવ મને (દિવસના) મધ્ય પ્રહરમાં રક્ષે, ત્રિયમ્બક (દિવસના) ત્રીજા પ્રહરમાં (મને) રક્ષે (અને) વૃષધ્વજ (મને) દિવસના અંતિમ પ્રહરમાં રક્ષે. ૨૧

पायान्निशादौ शशिशेखरो मां
गङ्गाधरो रक्षतु मां निशीथे ।
गौरीपतिः पातु निशावसाने
मृत्युञ्जयो रक्षतु सर्वकालम् ॥ २२ ॥

શશિશેખર મને રાત્રિના આરંભમાં રક્ષે, ગંગાધર મને મધ્યરાત્રિમાં રક્ષે, ગૌરીપતિ રાત્રિના અંતમાં મને રક્ષે (અને) મૃત્યુંજય (મને) સર્વ કાળે રક્ષે. ૨૨

अन्तःस्थितं रक्षतु शङ्करो मां
स्थाणुः सदा पातु बहिःस्थितं माम् ।
तदन्तरे पातु पतिः पशूनां
सदाशिवो रक्षतु मां समन्तात् ॥ २३ ॥

શંકર (ઘરની) અંદર રહેલા મને રક્ષે, સ્થાણુ (ઘરની) બહાર રહેલા મને સદા રક્ષે, પશુપતિ એ બેની વચમાં (મને) રક્ષે (અને) સદાશિવ મને સર્વ તરફથી રક્ષે. ૨૩

तिष्ठन्तमव्याद्भुवनैकनाथः
पायाद्व्रजन्तं प्रमथाधिनाथः ।
वेदान्तवेद्योऽवतु मां निषण्णं
मामव्ययः पातु शिवः शयानम् ॥ २४ ॥

ભુવનૈકનાથ (ભુવનના એકમાત્ર નાથ) ઊભા રહેલા મને રક્ષે, પ્રમથાધિનાથ ચાલી રહેલા (મને) રક્ષે, વેદાંતવેદ્ય (વેદાંત દ્વારા જેને જાણી શકાય છે તે) બેઠેલા મને રક્ષે (અને) અવ્યય શિવ સૂઈ રહેલા મને રક્ષે. ૨૪

मार्गेषु मां रक्षतु नीलकण्ठः
शैलादिदुर्गेषु पुरत्रयारिः ।
अरण्यवासादिमहाप्रवासे
पायान्मृगव्याध उदारशक्तिः ॥ २५ ॥

નીલકંઠ મને માર્ગોમાં રક્ષે, પુરત્રયારિ (ત્રિપુરાસુરના શત્રુ) પહાડ આદિ દુર્ગમ સ્થાનોમાં (મને રક્ષે) અને ઉદારશક્તિ મૃગવ્યાધ વનવાસાદિ મહાન પ્રવાસોમાં (મને) રક્ષે. ૨૫

कल्पान्तकाटोपपटुप्रकोपः
स्फुटाट्टहासोच्चलिताण्डकोशः ।
घोरारिसेनार्णवदुर्निवार-
महाभयाद्रक्षतु वीरभद्रः ॥ २६ ॥

જેમનો પ્રબળ ક્રોધ કલ્પનો અંત કરવામાં અત્યંત કુશળ છે અને જેમના પ્રચંડ અટ્ટહાસ્યથી બ્રહ્માંડ કાંપી ઊઠે છે, (તેવા) વીરભદ્ર શત્રુની ઘોર સેનારૂપી સમુદ્રના (સમુદ્ર સમાન સેનાના) મહાભયથી (મને) રક્ષે. ૨૬

पत्त्यश्वमातङ्गघटावरूथ-
सहस्रलक्षायुतकोटिभीषणम् ।
अक्षौहिणीनां शतमाततायिनां
छिन्द्यान्मृडो घोरकुठारधारया ॥ २७ ॥

(મારા પર) આતતાયી રૂપથી આક્રમણ કરનાર હજારો, દસ હજારો, લાખો, કરોડો પાયદળ (पत्ति), ઘોડાઓ, હાથીઓની ટોળી (मातङ्ग-घटा)ના સમુદાય (वरूथ)થી યુક્ત ભીષણ સેંકડો અક્ષૌહિણી (સેના)ને મૃડ (પોતાની) કુહાડીની ઘોર ધારાથી છેદી નાખે. ૨૭

निहन्तु दस्यून्प्रलयानलार्चि-
र्ज्वलत्त्रिशूलं त्रिपुरान्तकस्य ।
शार्दूलसिंहर्क्षवृकादिहिंस्रा-
न्सन्त्रासयत्वीशधनुः पिनाकम् ॥ २८ ॥

ત્રિપુરાન્તકનું પ્રલયાગ્નિ સમાન જ્વાળાઓથી યુક્ત ત્રિશૂળ (મારા પ્રત્યે દુષ્ટતા દાખવનાર) દસ્યુ (ચોર, લુંટારાના) દળનો વિનાશ કરે અને ઈશનું પિનાક ધનુષ ચિત્તા (शार्दूल), સિંહ, રીંછ (ऋक्ष) અને વરુ (वृक) વગેરે હિંસક પ્રાણીઓને ભયભીત કરે. ૨૮

दुःस्वप्नदुश्शकुनदुर्गतिदौर्मनस्य-
दुर्भिक्षदुर्व्यसनदुस्सहदुर्यशांसि ।
उत्पाततापविषभीतिमसद्ग्रहार्ति-
व्याधींश्च नाशयतु मे जगतामधीशः ॥ २९ ॥

જગતોના અધીશ્વર મારાં ખરાબ સ્વપ્ન, અપશુકન, ખરાબ ગતિ, મનની દુષ્ટ ભાવના, દુકાળ, ખોટાં વ્યસન, સહન ન કરી શકાય તેવો અપયશ, ઉત્પાત, સંતાપ, વિષનો ભય, દુષ્ટ ગ્રહોની પીડા તથા સમસ્ત રોગોનો નાશ કરે. ૨૯

ॐ नमो भगवते सदाशिवाय सकलतत्त्वात्मकाय सकलतत्त्वविहाराय सकललोकैककर्त्रे सकललोकैकभर्त्रे सकललोकैकहर्त्रे सकललोकैकगुरवे सकल-

लोकैकसाक्षिणे सकलनिगमगुह्याय सकलवरप्रदाय सकलदुरितार्तिभञ्जनाय सकलजगदभयङ्कराय सकललोकैक-शङ्कराय शशाङ्कशेखराय शाश्वतनिजाभासाय निर्गुणाय निरुपमाय नीरूपाय निराभासाय निरामयाय निष्प्रपञ्चाय निष्कलङ्काय निर्द्वन्द्वाय निस्सङ्गाय निर्मलाय निर्गमाय नित्यरूपविभवाय निरुपमविभवाय निराधाराय नित्यशुद्ध-बुद्धपरिपूर्णसच्चिदानन्दाद्वयाय परमशान्तप्रकाशतेजोरूपाय जय जय महारुद्र महारौद्र भद्रावतार दुःखदावदारण महाभैरव कालभैरव कल्पान्तभैरव कपालमालाधर खट्वाङ्गखड्ग-चर्मपाशाङ्कुशडमरुशूलचापबाणगदाशक्तिभिन्दिपाल-तोमरमुसलमुद्गरपट्टिशपरशुपरिघभुशुण्डीशतघ्नीचक्राद्यायुध-भीषणकर सहस्रमुख दंष्ट्राकराल विकटाट्टहासविस्फारित-ब्रह्माण्डमण्डल नागेन्द्रकुण्डल नागेन्द्रहार नागेन्द्रवलय नागेन्द्रचर्मधर मृत्युञ्जय त्र्यम्बक त्रिपुरान्तक विरूपाक्ष विश्वेश्वर विश्वरूप वृषभवाहन विषभूषण विश्वतोमुख सर्वतो रक्ष रक्ष मां ज्वल ज्वल महामृत्युभयमपमृत्युभयं नाशय नाशय रोगभयमुत्सादयोत्सादय विषसर्पभयं शमय शमय चोरभयं मारय मारय मम शत्रूनुच्चाटयोच्चाटय शूलेन विदारय विदारय कुठारेण भिन्धि भिन्धि खड्गेन छिन्धि छिन्धि खट्वाङ्गेन विपोथय विपोथय मुसलेन निष्पेषय निष्पेषय बाणैः सन्ताडय सन्ताडय रक्षांसि भीषय भीषय भूतानि विद्रावय विद्रावय कूष्माण्डवेतालमारीगणब्रह्मराक्षसान्सन्त्रासय सन्त्रासय मामभयं कुरु कुरु वित्रस्तं मामाश्वासयाश्वासय नरकभयान्मामुद्धारयोद्धारय सञ्जीवय सञ्जीवय क्षुत्तृड्भ्यां मामाप्याययाप्यायय दुःखातुरं मामानन्दयानन्दय शिवकवचेन मामाच्छादयाच्छादय त्र्यम्बक सदाशिव नमस्ते नमस्ते नमस्ते ।

ૐ. સંપૂર્ણ તત્ત્વ જેમનું સ્વરૂપ છે, સંપૂર્ણ તત્ત્વોમાં જે વિચરણ કરે છે, સમસ્ત લોકોના જે એકમાત્ર કર્તા છે, સકળ લોકના જે એકમાત્ર ભરણ-પોષણ કરનારા છે, સકળ લોકના જે એકમાત્ર સંહારક છે, સકળ લોકના જે એકમાત્ર ગુરુ છે, સમસ્ત લોકના જે એકમાત્ર સાક્ષી છે, સર્વ વેદોમાં ગોપનીય (તત્ત્વ) જે છે, સૌને જે (સર્વ) વર આપે છે, સમસ્ત પાપો અને પીડાઓનો જે નાશ કરનાર છે, સમગ્ર જગતને જે અભય પ્રદાન કરનાર છે, સમસ્ત લોકના જે એકમાત્ર કલ્યાણ કરનારા છે, ચંદ્રમા જેમના મુગટમાં છે, પોતાના સનાતન પ્રકાશથી જે પ્રકાશિત થાય છે તથા જે નિર્ગુણ, નિરુપમ (ઉપમારહિત), નીરૂપ (આકાર વગરના), નિરાભાસ, નિરામય, નિષ્પ્રપંચ, નિષ્કલંક, નિર્દ્વંદ્વ (દ્વંદ્વરહિત), નિઃસંગ, નિર્મળ, ગતિશૂન્ય, નિત્ય રૂપ-વૈભવથી સંપન્ન, નિરુપમ વૈભવથી યુક્ત, નિરાધાર (આધારની જરૂર વગરના), નિત્ય-શુદ્ધ-બુદ્ધ-પરિપૂર્ણ-સચ્ચિદાનંદ-અદ્વિતીય અને પરમ શાંત પ્રકાશમય તેજઃસ્વરૂપ છે, એ ભગવાન સદાશિવને નમસ્કાર. હે મહારુદ્ર, હે મહારૌદ્ર, હે ભદ્રાવતાર, હે દુઃખરૂપી દાવાગ્નિનું વિદારણ કરનાર, હે મહાભૈરવ, હે કાળભૈરવ, હે કલ્પાંતભૈરવ, હે કપાલમાળા ધારણ કરનાર, હે ખટ્વાંગ, ખડગ, ઢાલ (ચર્મ), પાશ, અંકુશ, ડમરુ, ત્રિશૂળ, ધનુષ (ચાપ), બાણ, ગદા, શક્તિ, ભિંદિપાલ (હાથથી ફેંકાય તેવો નાનો ભાલો અથવા ગોફણ), ભાલો, મુશળ (સાંબેલું), મુદ્ગર (મગદળ, એક પ્રાચીન હથિયાર), પટ્ટિશ (તેજ ધારવાળી બરછી, પ્રાચીન હથિયાર), પરશુ, પરિઘ (ભોગળ), ભુશુંડી (એક પ્રકારનું અસ્ત્ર કે શસ્ત્ર), શતઘ્ની (અસ્ત્રની જેમ ઉપયોગમાં લઈ શકાય તેવું એક શસ્ત્ર), ચક્ર વગેરે આયુધો ધારણ કરવાને લીધે ભયંકર હાથવાળા, હે હજાર મુખવાળા, હે દાઢોને લીધે વિકરાળ (દેખાતા), હે વિકટ અટ્ટહાસ્યથી વિશાળ બ્રહ્માંડ-મંડળનો વિસ્તાર જેમણે કર્યો છે તેવા, હે નાગેંદ્ર (વાસુકિ)રૂપી કુંડળવાળા, હે નાગેંદ્રરૂપી હારવાળા, હે નાગેંદ્રરૂપી કંકણવાળા, હે નાગેંદ્રરૂપી ઢાલ ધારણ કરનારા, હે મૃત્યુંજય, હે ત્રણ નેત્રોવાળા, હે ત્રિપુરાસુરનો નાશ કરનારા, હે વિરૂપાક્ષ, હે વિશ્વેશ્વર, હે વિશ્વરૂપ, હે વૃષભવાહન, હે વિષને ગળામાં ભૂષણરૂપે ધારણ કરનારા, હે સર્વ તરફ મુખવાળા (ભગવાન શંકર), (આપનો) જય હો, જય હો. (આપ) સર્વ તરફથી મારી રક્ષા કરો, રક્ષા કરો. પ્રજ્જ્વલિત થાઓ, પ્રજ્જ્વલિત થાઓ. (મારા) મહામૃત્યુના ભયનો તથા અપમૃત્યુના ભયનો નાશ કરો, નાશ કરો. રોગના ભયને નિર્મૂળ કરો, નિર્મૂળ કરો. વિષ અને સર્પના ભયને શાંત કરો, શાંત કરો. ચોરના ભયનો

(ચોરથી થતા ભયનો) ઘાત કરો, ઘાત કરો. મારા (આંતરિક અને બાહ્ય) શત્રુઓને હાંકી કાઢો, હાંકી કાઢો. ત્રિશૂળ દ્વારા (તેમને) ફાડી નાખો, ફાડી નાખો. કુહાડીથી ભેદી નાખો, ભેદી નાખો. ખડગથી છેદી નાખો, છેદી નાખો. ખટ્વાંગથી સારી પેઠે મારી નાખો, મારી નાખો. મુશળથી  પીસી નાખો, પીસી નાખો. બાણોથી વીંધી નાખો, વીંધી નાખો. રાક્ષસોને ભયભીત કરો, ભયભીત કરો. ભૂતોને ભગાડી દો, ભગાડી દો. કૂષ્માંડ, વેતાલ, મારીગણ અને બ્રહ્મરાક્ષસોને સંત્રસ્ત (ભયભીત) કરો, સંત્રસ્ત કરો. મને અભય કરો, (અભય) કરો. અત્યંત ડરી ગયેલા મને આશ્વાસન આપો, આશ્વાસન આપો. નરકના ભયમાંથી મારો ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો. મને જીવનદાન આપો, જીવનદાન આપો. (મારાં) ભૂખ-તરસને સંતુષ્ટ કરો, સંતુષ્ટ કરો. હું દુઃખાતુરને આનંદિત કરો, આનંદિત કરો. શિવકવચથી મને આચ્છાદિત કરો, આચ્છાદિત કરો. હે ત્ર્યંબક, હે સદાશિવ, આપને નમસ્કાર, આપને નમસ્કાર, આપને નમસ્કાર.

ऋषभ उवाच

इत्येतत्कवचं शैवं वरदं व्याहृतं मया ।
सर्वबाधाप्रशमनं रहस्यं सर्वदेहिनाम् ॥ ३० ॥

ઋષભજી કહે છે

આ પ્રકારે સર્વ મુશ્કેલીઓને દૂર કરનારું અને બધા દેહીઓ માટે ગોપનીય (છુપાવવા યોગ્ય) એવું આ વરદાયક શિવકવચ મેં (તને) કહ્યું છે. ૩૦

यः सदा धारयेन्मर्त्यः शैवं कवचमुत्तमम् ।
न तस्य जायते क्वापि भयं शम्भोरनुग्रहात् ॥ ३१ ॥

જે મનુષ્ય આ ઉત્તમ શિવકવચને હંમેશાં ધારણ કરે છે, તેને (ભગવાન) શંભુના અનુગ્રહથી ક્યારેય ભય જન્મતો નથી. ૩૧

क्षीणायुर्मृत्युमापन्नो महारोगहतोऽपि वा ।
सद्यः सुखमवाप्नोति दीर्घमायुश्च विन्दति ॥ ३२ ॥

જેનું આયુષ્ય ક્ષીણ થયું છે, જે મરણાસન્ન થયો છે અથવા મોટા રોગોએ જેને

મરણતોલ કરી દીધો છે, (તે પણ આ કવચના પ્રભાવથી) તરત જ સુખ પ્રાપ્ત કરે છે અને દીર્ઘ આયુષ્ય મેળવે છે. ૩૨

सर्वदारिद्यशमनं सौमङ्गल्यविवर्धनम् ।
यो धत्ते कवचं शैवं स देवैरपि पूज्यते ॥ ३३ ॥

(શિવકવચ) સર્વ દારિદ્રને શાંત કરે છે (અને) શુભ માંગલ્યને વધારે છે. જે શિવકવચ ધારણ કરે છે તે દેવો વડે પણ પૂજાય છે. ૩૩

महापातकसङ्घातैर्मुच्यते चोपपातकैः ।
देहान्ते शिवमाप्नोति शिववर्मानुभावतः ॥ ३४ ॥

(આ શિવકવચને ધારણ કરનાર) શિવકવચના પ્રભાવથી તે મહાપાતકોના સમૂહોથી અને ઉપપાતકોથી પણ છૂટકારો પ્રાપ્ત કરે છે તથા મૃત્યુ પછી શિવજીને પ્રાપ્ત કરે છે. ૩૪

त्वमपि श्रद्धया वत्स शैवं कवचमुत्तमम् ।
धारयस्व मया दत्तं सद्यः श्रेयो ह्यवाप्स्यसि ॥ ३५ ॥

હે વત્સ, તું પણ મારું આપેલું ઉત્તમ શિવકવચ શ્રદ્ધાપૂર્વક ધારણ કર. (તેનાથી તું) શીઘ્ર અને નિશ્ચયપૂર્વક કલ્યાણને પ્રાપ્ત કરીશ. ૩૫

સ્કંદપુરાણ, બ્રહ્મોત્તરખંડ

# ४२. शिवमहिम्नस्तोत्रम्

ध्यानम्

वन्दे देवमुमापतिं सुरगुरुं वन्दे जगत्कारणं
वन्दे पन्नगभूषणं मृगधरं वन्दे पशूनां पतिम् ।
वन्दे सूर्यशशाङ्कवह्निनयनं वन्दे मुकुन्दप्रियं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शङ्करम् ॥

वन्दे - વંદન કરું છું देवम् - દેવને उमापतिम् - ઉમાપતિ (પાર્વતીપતિ, બ્રહ્મવિદ્યાના સ્વામી) सुरगुरुम् - દેવોના ગુરુ वन्दे - વંદન કરું છું जगत्कारणम् - જગતના કારણરૂપ वन्दे - વંદન કરું છું पन्नगभूषणम् - સર્પરૂપી અલંકારોથી વિભૂષિત मृगधरम् - યજ્ઞસ્વરૂપ મૃગ (પશુ)ને ધારણ કરનાર वन्दे - વંદન કરું છું पशूनाम् - અવિદ્યાદિ પાશથી બંધાયેલા જીવોના पतिम् - પતિ, પાશથી છોડાવીને પાલન કરનાર वन्दे - વંદન કરું છું सूर्य-शशाङ्क-वह्नि-नयनम् - સૂર્ય, ચંદ્ર, અગ્નિરૂપી ત્રણ નેત્ર ધારણ કરનાર वन्दे - વંદન કરું છું मुकुन्दप्रियम् - (સ્વામી અને સેવક ઉભયરૂપથી) વિષ્ણુના પ્રિય वन्दे - વંદન કરું છું भक्तजन-आश्रयम् - ભક્તજનોના આશ્રય च - અને वरदम् - વરદાયક वन्दे - વંદન કરું છું शिवम् - કલ્યાણસ્વરૂપ शङ्करम् - કલ્યાણકારી, કલ્યાણ કરનાર

ધ્યાન

દેવતાઓના ગુરુ, ઉમાપતિ મહાદેવને હું વંદું છું. જગતના કારણરૂપને હું વંદું છું. સર્પભૂષણ મૃગધરને હું વંદું છું. પશુપતિને હું વંદું છું. સૂર્ય, ચંદ્ર, તેમ જ અગ્નિરૂપી ત્રણ નેત્ર ધરાવનારને હું વંદું છું. વિષ્ણુપ્રિયને વંદું છું. ભક્તજનોના જે આશ્રય છે અને વરદાયક છે તેમને હું વંદું છું. ભગવાન શિવજીને, શ્રીશંકરને હું વંદું છું.

मङ्गलाचरणम्

गजाननं भूतगणाधिसेवितं
कपित्थजम्बूफलचारुभक्षणम् ।
उमासुतं शोकविनाशकारकं
नमामि विघ्नेश्वरपादपङ्कजम् ॥

गजाननम् - ગજવદન भूतगणाधिसेवितम् - ભૂતગણોથી સેવાયેલા कपित्थ-जम्बू-फलचारु-भक्षणम् - કોઠાં, જાંબુ વગેરે સુંદર ફળોનું ભક્ષણ કરનારા उमासुतम् - ઉમાના પુત્ર शोकविनाशकारकम् - (ભક્તોના) શોકનો વિનાશ કરનાર नमामि - નમસ્કાર કરું છું विघ्नेश्वरपादपङ्कजम् - વિઘ્નોના નિયામક (શ્રીગણેશજી)નાં ચરણકમળને

મંગલાચરણ

ભૂતગણોથી સેવાયેલા, કોઠાં, જાંબુ, વગેરે સુંદર ફળનું ભક્ષણ કરનાર, (ભક્તોના) શોકનો વિનાશ કરનાર, સર્વ વિઘ્નોના નિયામક, પાર્વતીજીના પુત્ર, ગજવદન શ્રીગણેશજીનાં ચરણકમળને હું નમસ્કાર કરું છું.

**श्रीपुष्पदन्त उवाच**

**महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी**
**स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः ।**
**अथावाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृण-**
**न्ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥ १ ॥**

महिम्नः - મહિમાનો पारम् - પાર, અવધિ ते (तव) - આપના परम् - અંતિમ अविदुषः - ન જાણનારની, અલ્પજ્ઞની यदि - જો असदृशी - અપર્યાપ્ત स्तुतिः - સ્તુતિ ब्रह्मादीनाम् - બ્રહ્માજી વગેરે (સર્વજ્ઞ)ની अपि - પણ तद् - તો अवसन्नाः - અપર્યાપ્ત त्वयि - આપના (વિષય)માં गिरः - વાણી अथ - તો પછી अवाच्यः - ક્ષમાને પાત્ર सर्वः - સર્વ (લોકો) स्वमति-परिणाम-अवधि - પોતાની બુદ્ધિની મર્યાદા અનુસાર गृणन् - ગાતો, સ્તુતિ કરતો मम - મારો अपि - પણ एषः - આ स्तोत्रे - સ્તોત્ર-વિષયમાં हर - હે હર, હે મહાદેવ निरपवादः - અનિંદનીય परिकरः - આરંભ, પ્રયત્ન

**શ્રીપુષ્પદંત બોલ્યા**

હે મહાદેવ ! આપના મહિમાની ઉત્કૃષ્ટ અવધિને ન જાણનારાની (અલ્પજ્ઞ એવા મારી) સ્તુતિ જો અપર્યાપ્ત હોય તો બ્રહ્માજી વગેરે સર્વજ્ઞની વાણી પણ આપના વિષયમાં તો અપર્યાપ્ત જ છે. માટે પોતાની બુદ્ધિની મર્યાદા અનુસાર (ગુણ) ગાનાર સર્વ (લોકો) ક્ષમાને પાત્ર છે. તો પછી મારો પણ સ્તોત્ર-વિષયમાં આ આરંભ, આ પ્રયત્ન અનિંદનીય ગણાવો જોઈએ. ૧

अतीतः पन्थानं तव च महिमा वाङ्मनसयो-
रतद्व्यावृत्त्या यं चकितमभिधत्ते श्रुतिरपि ।
स कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषयः
पदे त्वर्वाचीने पतति न मनः कस्य न वचः ॥ २ ॥

अतीतः – અતિક્રાંત, પર पन्थानम् – ગતિ, પહોંચ तव – આપનો च – અને महिमा – મહિમા वाङ्मनसयोः – વાણી અને મનની अतद्व्यावृत्त्या – બ્રહ્મથી ભિન્ન નિખિલ પ્રપંચના નિષેધ દ્વારા यम् – જેને चकितम् – ભયભીત થઈને अभिधत्ते – તાત્પર્યનું પ્રતિપાદન કરે છે श्रुतिः – શ્રુતિ अपि – પણ सः – તે (સગુણ કે નિર્ગુણનો મહિમા) कस्य स्तोतव्यः – કોનાથી ગાઈ શકાય તેવો છે कतिविधगुणः – (સગુણ) કેટલા ગુણવાળો છે (અને નિર્ગુણ) कस्य विषयः – કોનો વિષય છે, કોનાથી જાણી શકાય તેવો છે पदे – સ્વરૂપમાં तु – પરંતુ अर्वाचीने – નવીન पतति न – પ્રવિષ્ટ થતું નથી मनः – મન कस्य – કોનું न वचः – (કોની) વાણી પહોંચતી નથી

અને આપનો મહિમા મન અને વાણીથી પર છે, બ્રહ્માથી ભિન્ન સમગ્ર પ્રપંચના નિષેધ દ્વારા જેનું શ્રુતિ પણ સંકોચપૂર્વક પ્રતિપાદન કરે છે, તે સગુણ કે નિર્ગુણનો મહિમા કોનાથી ગાઈ શકાય એવો છે ! (સગુણના) કેટલા ગુણ છે ? અને નિર્ગુણને કોણ વિષય બનાવી શકે (જાણી શકે) છે ? પરંતુ અર્વાચીન (લીલા)સ્વરૂપમાં કોનું (કયા વિદ્વાનનું) મન પ્રવિષ્ટ થતું (આકર્ષાતું) નથી ? અથવા વાણી પહોંચતી (આકર્ષાતી) નથી ? (માટે આપના વિવિધ લીલાસ્વરૂપના વર્ણન દ્વારા હું આપની સ્તુતિ કરીશ). ૨

मधुस्फीता वाचः परमममृतं निर्मितवत-
स्तव ब्रह्मन्किं वागपि सुरगुरोर्विस्मयपदम् ।
मम त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः
पुनामीत्यर्थेऽस्मिन्पुरमथन बुद्धिर्व्यवसिता ॥ ३ ॥

मधुस्फीताः – મધુર वाचः – વાણી परमम् – શ્રેષ્ઠ, નિરતિશય अमृतम् – અમૃત निर्मितवतः – નિર્માણ કરનાર तव – આપના ब्रह्मन् – હે મહાદેવ किम् – શું वाक् – વાણી अपि – પણ सुरगुरोः – દેવોના ગુરુની विस्मयपदम् – વિસ્મય પમાડનાર मम – મારી तु – તો પણ एताम् – આ वाणीम् – વાણીને गुणकथन-पुण्येन –

ગુણકથનના પુણ્યથી भवतः - આપના पुनामि - પવિત્ર કરું છું इति - એમ अर्थे - અર્થમાં, હેતુથી अस्मिन् - આ (સ્તોત્રકથનમાં) पुरमथन - હે પુરમથન बुद्धिः - બુદ્ધિ व्यवसिता - ઉદ્યત થઈ છે, પ્રવૃત્ત થઈ છે

હે મહાદેવ! નિરતિશય મધુર (વેદરૂપી) વાણીનું નિર્માણ કરનાર આપને દેવોના ગુરુની વાણી પણ શું વિસ્મય પમાડનાર છે ! (ન જ પમાડી શકે. તો પછી મારી વાણીનો શો હિસાબ ?) તો પણ, હે પુરમથન ! આપના ગુણકથનના પુણ્યથી મારી આ વાણી પવિત્ર થાય એ હેતુથી, આ (સ્તોત્રકથન) માટે (મારી) બુદ્ધિ પ્રવૃત્ત થઈ છે. ૩

**तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षाप्रलयकृ-**
**त्त्रयीवस्तुव्यस्तं तिसृषु गुणभिन्नासु तनुषु ।**
**अभव्यानामस्मिन्वरद रमणीयामरमणीं**
**विहन्तुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥४॥**

तव - આપનું ऐश्वर्यम् - ઐશ્વર્ય यत् - જે तत् - તે जगत्-उदय-रक्षा-प्रलयकृत् -જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કરવાના સામર્થ્યરૂપ त्रयीवस्तु - ત્રણે વેદો જેનું પ્રતિપાદન કરે છે व्यस्तम् - વહેંચાયેલું (વિભક્ત થયેલું) છે तिसृषु - બ્રહ્માદિ ત્રણે गुणभिन्नासु - સત્ત્વાદિ ગુણોના ભેદથી ભિન્ન ભિન્ન तनुषु - ત્રણ મૂર્તિઓમાં अभव्यानाम् - હતભાગી લોકોનો अस्मिन् - આ (આપના ઐશ્વર્યના વિષય)માં वरद - હે અભીષ્ટ ફળ દેનાર रमणीयाम् - સુંદર જણાતી अरमणीम् - (પરંતુ વાસ્તવમાં) અસુંદર विहन्तुम् - ખંડન કરવા માટે व्याक्रोशीम् - નિંદા विदधते - કર્યા કરે છે इह - આ જગતમાં एके - કેટલાક जडधियः - જડ બુદ્ધિવાળા

હે વરદ ! ત્રણે વેદો જેનું પ્રતિપાદન કરે છે, સત્ત્વાદિ ગુણોના ભેદોથી ભિન્ન, બ્રહ્માદિ ત્રણ પ્રસિદ્ધ મૂર્તિઓમાં જે વિભક્ત થયેલું છે તેવું, જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કરવાના સામર્થ્યરૂપ આપનું ઐશ્વર્ય પ્રત્યક્ષ હોવા છતાં તેને ખંડિત કરવા માટે આ જગતમાં કેટલાક જડ બુદ્ધિવાળા (નાસ્તિક, ભૌતિકવાદી) હતભાગી લોકો (વાસ્તવમાં) અસુંદર (છતાં) (શ્રોતાઓની કુબુદ્ધિને લીધે) સુંદર જણાતી નિંદાત્મક વાણી આપના ઐશ્વર્યના વિષયમાં ઉચ્ચાર્યા કરે છે. ૪

किमीहः किं कायः स खलु किमुपायस्त्रिभुवनं
किमाधारो धाता सृजति किमुपादान इति च ।
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥

किम् ईहः - કઈ ઇચ્છાવાળા છે किं कायः - કેવા શરીરવાળા છે सः - તે खलु - ખરેખર किम् उपायः - કયાં સાધનવાળા છે त्रिभुवनम् - ત્રણે લોકને किम् आधारः - કેવા આધારવાળા धाता - વિધાતા सृजति - સર્જે છે किम् उपादानः - કયા ઉપાદાન-કારણવાળા इति - એમ च - અને अतर्क्य-ऐश्वर्ये - તર્કથી પર ઐશ્વર્યવાળા त्वयि - આપના સંબંધમાં अनवसरदुःस्थः - અવસર પ્રાપ્ત ન કરવાને કારણે અસ્થાને રહેલા हतधियः - મૂઢ બુદ્ધિવાળા कुतर्कः - કુતર્ક अयम् - આ कांश्चित् - કેટલાકને मुखरयति - વાચાળ બનાવે છે मोहाय - વ્યામોહ(માં પાડવા) માટે जगतः - જગતને

કઈ ઇચ્છાથી પ્રેરાઈને, કેવું શરીર ધારણ કરીને, કોનો આધાર લઈને, કયાં સાધનોના ઉપયોગથી, કયા ઉપાદાન (દ્રવ્ય)માંથી તે ઈશ્વર આ ત્રણ લોકનું સર્જન કરે છે ? (આવા કુતર્ક તે કુબુદ્ધિજનો આપના અસ્તિત્વના વિષયમાં કરે છે) જેનું ઐશ્વર્ય તર્કથી પર છે એવા આપના સંબંધમાં કોઈ અવસર ન હોવા છતાં (તે અસ્થાને હોવા છતાં) પણ આવા કુતર્ક કેટલાક મૂઢ બુદ્ધિવાળાઓને, આ પ્રમાણે જગતને મોહમાં નાખવા માટે વાચાળ બનાવે છે. ૫

अजन्मानो लोकाः किमवयववन्तोऽपि जगता-
मधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति ।
अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो
यतो मन्दास्त्वां प्रत्यमरवर संशेरत इमे ॥ ६ ॥

अजन्मानः - જન્મ વગરના लोकाः - (ત્રણ) લોકો किम् - શું अवयववन्तः - અવયવવાળા अपि - છતાં जगताम् - લોકોની अधिष्ठातारम् - કર્તાને किम् - શું भवविधिः - ઉત્પત્તિક્રિયા अनादृत्य - અવગણીને, અનાદર કરીને भवति - થાય છે अनीशः - અનીશ્વર वा - અથવા कुर्यात् - કરે भुवनजनने - ભુવનોની ઉત્પત્તિમાં कः - શો परिकरः - સામગ્રી यतः - આથી मन्दाः - મંદ બુદ્ધિવાળા त्वाम् - આપ प्रति - પ્રતિ अमरवर - હે શ્રેષ્ઠ દેવ संशेरते - શંકા કરે છે इमे - આ

હે અમરવર ! અવયવવાળા હોવા છતાં શું (પૃથ્વી આદિ) લોક જન્મહીન છે ?

શું સર્જક (એવા આપ) વગર જ જગતની ઉત્પત્તિ થઈ શકે ? અને ઈશ્વરને બદલે કોઈ જીવે જો તેનું સર્જન કર્યું હોય તો ભુવનોની ઉત્પત્તિ માટે તેની પાસે શી સામગ્રી હતી ? (આમ સર્વશક્તિમાન એવા આપ વગર જગતનું સર્જન, પાલન, સંહાર શક્ય જ નથી.) આથી આપ પ્રતિ શંકા કરનાર ખરેખર મંદબુદ્ધિ જ છે. ૬

त्रयी साङ्ख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्यादृजुकुटीलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ ७ ॥

त्रयी - ત્રણ વેદ साङ्ख्यम् - સાંખ્યમત योगः - યોગમત पशुपतिमतम् - પશુપતિમત वैष्णवम् - વૈષ્ણવમત इति - આમ प्रभिन्ने - ભિન્ન ભિન્ન प्रस्थाने - સંપ્રદાયમાં परम् - શ્રેષ્ઠ इदम् - આ अदस् - પેલું पथ्यम् - હિતકારી इति - એ પ્રમાણે च - અને रुचीनाम् - રુચિઓની वैचित्र्यात् - વિવિધતાને લીધે ऋजु-कुटिल-नाना-पथजुषाम् - સરળ અને અસરળ અનેક પંથોમાં જોડાયેલા नृणाम् - મનુષ્યોનું एकः - એક गम्यः - ધ્યેય त्वम् - આપ असि - છો पयसाम् - નદીઓનું अर्णवः - સમુદ્ર इव - જેમ

'આ શ્રેષ્ઠ છે', 'પેલું હિતકારી છે.' એમ (મનુષ્યોની) રુચિની વિવિધતાને કારણે વેદમાર્ગ, સાંખ્ય, યોગ, પાશુપત, વૈષ્ણવ વગેરે (અનેક) જુદા જુદા સંપ્રદાય છે. પરંતુ (હે અમરવર!) નદીઓનું (ધ્યેય) જેમ એક સમુદ્ર જ હોય છે તેમ સરળ અને અસરળ એવા અનેક પંથોને અનુસરતા સર્વ મનુષ્યોનું ધ્યેય આપ એક જ છો. ૭

महोक्षः खट्वाङ्गं परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीयत्तव वरद तन्त्रोपकरणम् ।
सुरास्तां तामृद्धिं दधति च भवद्भ्रूप्रणिहितां
न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति ॥ ८ ॥

महोक्षः - વૃદ્ધ બળદ खट्वाङ्गम् - ખટ્વાંગ परशुः - ફરસી अजिनम् - ચર્મ भस्म - વિભૂતિ फणिनः - સર્પો कपालम् - ખોપરી च - અને इति - એમ इयत् - આટલી तव - આપની वरद - હે વરદાયક तन्त्र-उपकरणम् - તંત્ર (કુટુંબધારણ) માટેની સામગ્રી सुराः - દેવતાઓ तां ताम् - તે તે ऋद्धिम् - સમૃદ્ધિ दधति -

ધારણ કરે છે तु - પરંતુ भवत्-भ्रूप्रणिहिताम् - આપના કૃપાકટાક્ષથી न - નહીં हि - ખરેખર स्वात्मारामम् - નિજ સ્વરૂપમાં રમણ કરનારને विषय-मृग-तृष्णा- વિષયોરૂપી મૃગજળ भ्रमयति - ભમાવે છે

હે વરદાયક ! વૃદ્ધ બળદ, ખટ્વાંગ, ફરસી, ચર્મ, ભસ્મ, સર્પો અને ખોપરી; બસ, પરિવાર-પોષણ (અથવા શરીરનિર્વાહ) માટેની આટલી જ સામગ્રી આપની પાસે છે. (આપ આવા દરિદ્ર હોવા છતાં પણ) દેવતાઓ માત્ર આપના કૃપાકટાક્ષ વડે (પ્રાપ્ત થયેલી) તે તે (વિવિધ) (દિવ્ય) સમૃદ્ધિને ધારણ કરે છે. ખરેખર નિજસ્વરૂપમાં રમણ કરનારને વિષયોરૂપી મૃગજળ મોહિત કરતું નથી. ૮

**ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं**
**परो ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये ।**
**समस्तेऽप्येतस्मिन्पुरमथन तैर्विस्मित इव**
**स्तुवञ्जिह्रेमि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥ ९ ॥**

ध्रुवम् - નિત્ય कश्चित् - કોઈ (સાંખ્ય-પાતંજલ મતવાદી) सर्वम् - સમગ્ર सकलम् - સમસ્ત अपरः - અન્ય (બુદ્ધમતવાદી) तु - તો વળી अध्रुवम् - ક્ષણિક इदम् - આ परः - વળી બીજા (તાર્કિક) ध्रौव्य-अध्रौव्ये - નિત્યત્વ અને અનિત્યત્વ जगति - જગતના વિષયમાં गदति - કહે છે व्यस्तविषये - વિરુદ્ધ સ્વભાવ ધરાવતા समस्ते - સમસ્ત अपि - પણ एतस्मिन् - આ पुरमथन - હે પુરમથન तैः - તેમનાથી विस्मितः इव - આશ્ચર્યચકિત થયો હોઉં તેવો स्तुवन् - સ્તુતિ કરતો जिह्रेमि - લજ્જા પામું છું त्वाम् - આપની न - નથી खलु - ખરેખર ननु - અહો धृष्टा -નિર્લજ્જ मुखरता - વાચાળતા

હે પુરમથન ! કોઈ સમગ્ર (જગત) નિત્ય (સત્ય) છે એમ કહે છે. તો બીજા વળી આ સકળ (જગત) ક્ષણિક છે (એમ કહે છે.) (અને વળી) અન્ય (કોઈ) આ જગત નિત્ય અને અનિત્ય એમ વિરુદ્ધ ધર્મવાળું છે એમ કહે છે. આ (બધું) સાંભળીને વિસ્મિત થયેલો હું તે (સ્તુતિપ્રકારો)થી આપની સ્તુતિ કરતાં લજ્જા પામતો નથી, કારણ કે વાચાળતા ખરેખર નિર્લજ્જ છે. ૯

**तवैश्वर्यं यत्नाद्यदुपरि विरञ्चिर्हरिरधः**
**परिच्छेत्तुं यातावनलमनलस्कन्धवपुषः ।**
**ततो भक्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश य-**
**त्स्वयं तस्थे ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥ १० ॥**

तव - આપના ऐश्वर्यम् - ઐશ્વર્યને यत्नात् - યત્નપૂર્વક यत् - કારણ કે उपरि -ઉપર विरञ्चिः - બ્રહ્માજી हरिः - શ્રીવિષ્ણુ अधः - નીચે परिच्छेत्तुम् - માપવા માટે यातौ - ગયા अनलम् - અપૂરતા, અસમર્થ अनल-स्कन्ध-वपुषः - તેજપુંજ સમાન આકૃતિવાળા આપના ततः - તે પછી भक्ति-श्रद्धा-भर-गुरु-गृणद्भ्याम् - ભક્તિ અને શ્રદ્ધાથી પરિપૂર્ણ અતિશય પ્રાર્થના કરતા गिरिश - હે ગિરિનિવાસી ભગવાન यत् - જે स्वयम् - સ્વયં तस्थे - પ્રગટ થયા ताभ्याम् - તેમને માટે तव - આપની किम् - શું अनुवृत्तिः - સેવા न फलति - ફળતી નથી

કારણ કે તેજપુંજ સમાન આકૃતિવાળા આપના ઐશ્વર્યને માપવા બ્રહ્માજી ઉપર અને શ્રીવિષ્ણુ નીચે, સર્વ પ્રયત્નપૂર્વક ગયા (પણ તે માપવાને) સમર્થ થયા નહીં. તે પછી ભક્તિ-શ્રદ્ધાથી પરિપૂર્ણ અતિશય પ્રાર્થના કરતા તે બંનેની (સમક્ષ આપ) સ્વયં પ્રગટ થયા. હે ગિરિશ ! આપની સેવા શું ફળતી નથી ? (ફળે જ છે). ૧૦

**अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं**
**दशास्यो यद्बाहूनभृत रणकण्डूपरवशान् ।**
**शिरःपद्मश्रेणीरचितचरणाम्भोरुहबलेः**
**स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहरविस्फूर्जितमिदम् ॥११॥**

अयत्नात् - અનાયાસ आपाद्य - મેળવીને त्रिभुवनम् - ત્રણે લોકને अवैरव्यतिकरम् - શત્રુહીન, નિષ્કંટક दशास्यः - દશ મુખવાળો (રાવણ) यत् - જે बाहून् - ભુજાઓ अभृत - ધારણ કરી रणकण्डू-परवशान् - યુદ્ધ કરવા માટે સળવળી રહેલા शिरः-पद्मश्रेणी-रचित-चरणाम्भोरुहबलेः - પોતાનાં મસ્તકરૂપી કમળની શ્રેણી (હાર)રૂપી ભેટ આપનાં ચરણકમળમાં અર્પણ કરવારૂપી (ભક્તિ)નો स्थिरायाः - નિશ્ચળ त्वत्-भक्तेः - આપની (ભક્તિનો) त्रिपुरहर - હે ત્રિપુરાસુરને હણનાર विस्फूर्जितम् -પ્રભાવ इदम् - આ

હે ત્રિપુરહર ! પોતાનાં મસ્તકરૂપી કમળનો હાર આપનાં ચરણકમળમાં અર્પણ કરવારૂપી ભક્તિના ફળસ્વરૂપે રાવણે અનાયાસ ત્રણે લોકને શત્રુહીન બનાવી યુદ્ધ કરવા માટે સળવળતી વીસ ભુજાઓ ધારણ કરી હતી. આપની સ્થિર ભક્તિનો જ આ પ્રભાવ છે. ૧૧

अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं
बलात्कैलासेऽपि त्वदधिवसतौ विक्रमयतः ।
अलभ्या पातालेऽप्यलसचलिताङ्गुष्ठशिरसि
प्रतिष्ठा त्वय्यासीद्ध्रुवमुपचितो मुह्यति खलः ॥ १२ ॥

अमुष्य - આ (રાવણ)ની त्वत्सेवा-समधिगत-सारम् - આપની સેવાથી પ્રાપ્ત કરેલ અતુલ બળવાળો भुजवनम् - ભુજાઓનો સમૂહ बलात् - બળપૂર્વક, હઠપૂર્વક कैलासे - કૈલાસમાં अपि - પણ त्वत्-अधिवसतौ - આપના નિવાસસ્થાનમાં विक्रमयतः - અજમાવવાવાળા अलभ्या - પ્રાપ્ત ન થઈ पाताले - પાતાળમાં अपि - પણ अलस-चलित-अङ्गुष्ठ-शिरसि - આપના અંગૂઠાનો અગ્ર ભાગ અનાયાસે જરાક હાલી જવાથી प्रतिष्ठा - સ્થિતિ त्वयि - આપમાં आसीत् - હતી ध्रुवम् - અવશ્ય उपचितः - ઐશ્વર્યયુક્ત થઈને मुह्यति - મોહ પામે છે खलः - દુષ્ટ, કૃતઘ્ન

આપની સેવાથી જ પ્રાપ્ત થયેલ અતુલ બળવાળી અનેક ભુજાઓને આપના નિવાસસ્થાન કૈલાસ પર્વત ઉપર હઠપૂર્વક અજમાવવાવાળા આ રાવણને આપના અંગૂઠાનો અગ્રભાગ અનાયાસે જરા દબાવાથી, પાતાળમાં પણ સ્થિતિ પ્રાપ્ત ન થઈ શકી. (એ સાચું જ છે કે) ઐશ્વર્યયુક્ત થઈને કૃતઘ્ન મનુષ્ય અવશ્ય મોહમાં પડી જાય છે. ૧૨

यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सती-
मधश्चक्रे बाणः परिजनविधेयत्रिभुवनः ।
न तच्चित्रं तस्मिन्वरिवसितरि त्वच्चरणयो-
र्न कस्याप्युन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥ १३ ॥

यत् - જે ऋद्धिम् - સમૃદ્ધિ सुत्राम्णः - ઇંદ્રની वरद - હે વરદ परमोच्चैः - ખૂબ વધી ગયેલી अपि - પણ सतीम् - હતી अधश्चक्रे - હલકી (ઝાંખી) પાડી દીધી बाणः - બાણાસુર परिजन-विधेय-त्रिभुवनः - ત્રણેય લોકને દાસ જેવા બનાવી લેનાર न - નથી तत् - તે चित्रम् - આશ્ચર્યમય तस्मिन् - તે वरिवसितरि - ભક્ત त्वत्चरणयोः - આપના ચરણમાં न - નથી कस्य - કોની अपि - પણ उन्नत्यै - ઉન્નતિ માટે भवति - થાય છે शिरसः - મસ્તકની त्वयि - આપનાં अवनतिः - નમસ્કાર કરવાની ક્રિયા

હે વરદ ! ત્રણે લોકને દાસ જેવા બનાવી લેનાર બાણાસુરે ઇંદ્રની ખૂબ વધી ગયેલી સમૃદ્ધિને પણ (પોતાની સમૃદ્ધિથી) ઝાંખી પાડી દીધી. આપના ચરણની ભક્તિ કરનાર તે (બાણાસુર)ને માટે એ આશ્ચર્યમય નથી (કેમ કે) આપની સમક્ષ મસ્તક

નમાવવાથી (પ્રણામ કરવાથી) કોની ઉન્નતિ નથી થતી ? ૧૩

अकाण्डब्रह्माण्डक्षयचकितदेवासुरकृपा
विधेयस्याऽऽसीद्यस्त्रिनयन विषं संहृतवतः ।
स कल्माषः कण्ठे तव न कुरुते न श्रियमहो
विकारोऽपि श्लाघ्यो भुवनभयभङ्गव्यसनिनः ॥ १४ ॥

अकाण्ड-ब्रह्माण्ड-क्षय-चकित-देव-असुर-कृपा-विधेयस्य - અકાળે બ્રહ્માંડના નાશની સંભાવનાથી ડરી ગયેલા દેવો અને દાનવો પર કૃપા કરનાર आसीत् - હતો यः - જે त्रिनयन - હે ત્રિનયન विषम् - વિષનું संहृतवतः - પાન કરનારા सः - તે कल्माषः- કાળો ડાઘ कण्ठे - કંઠમાં तव - આપના न कुरुते - નથી કરતો न - (એવું નથી) श्रियम् - શોભા अहो - આશ્ચર્ય છે विकारः - વિકાર अपि - પણ श्लाघ्यः - પ્રશંસનીય भुवन-भय-भङ्ग-व्यसनिनः - બ્રહ્માંડના ભયનો નાશ કરવાનું જેને વ્યસન થઈ ગયું છે તેવા આપને

હે ત્રિનયન ! અકાળે બ્રહ્માંડનો નાશ થવાની સંભાવનાથી ડરી ગયેલા દેવો અને દાનવો પર કૃપા-પરવશ થઈને હળાહળ વિષનું પાન કરનાર આપના કંઠમાં જે કાળો ડાઘ પડી ગયો છે તે આપની શોભા નથી વધારતો એવું નથી (અર્થાત્ તે આપની શોભા વધારે છે). આશ્ચર્ય છે કે બ્રહ્માંડના ભયનો નાશ કરવાનું જેને વ્યસન થઈ ગયું છે તેવા આપનો વિકાર પણ પ્રશંસનીય થઈ જાય છે. ૧૪

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे
निवर्तन्ते नित्यं जगति जयिनो यस्य विशिखाः ।
स पश्यन्नीश त्वामितरसुरसाधारणमभू-
त्स्मरः स्मर्तव्यात्मा न हि वशिषु पथ्यः परिभवः ॥ १५ ॥

असिद्धार्थाः - કાર્ય સિદ્ધ કર્યા વગર न - નહીં एव - જ क्वचित् - ક્યાંય अपि - પણ सदेव-असुर-नरे - દેવ, દાનવ, માનવ સહિત निवर्तन्ते - પાછાં ફરે છે नित्यम् - હંમેશાં जगति - વિશ્વભરમાં जयिनः - જય પ્રાપ્ત કરનારનાં यस्य - જેનાં विशिखाः - તીક્ષ્ણ બાણ सः - તે पश्यन् - જોતો ईश - હે ઈશ त्वाम् - આપને इतर-सुर-साधारणम् - અન્ય દેવોની સમાન अभूत् - થઈ ગયો स्मरः - કામદેવ स्मर्तव्य-आत्मा - સ્મૃતિનો વિષય (સ્મૃતિયોગ્ય શરીરવાળો) न - નથી हि - કેમ કે वशिषु - જિતેંદ્રિયમાં, જિતેંદ્રિયના વિષયમાં पथ्यः - હિતકારી परिभवः - અનાદર

હે ઈશ ! જે (કામદેવ)નાં વિશ્વવિજયી તીક્ષ્ણ બાણ દેવ, દાનવ તથા માનવ સહિત વિશ્વભરમાં ક્યાંયથી પણ હંમેશાં કાર્ય સિદ્ધ કર્યા વગર પાછાં ફરતાં નથી (અર્થાત્ કાર્ય સિદ્ધ કરીને જ પાછાં ફરે છે), તે કામદેવે આપને પણ જ્યારે અન્ય દેવોની સમાન (સામાન્ય) ગણ્યા ત્યારે તે કેવળ સ્મૃતિયોગ્ય શરીરવાળો થઈ ગયો (નાશ પામ્યો), કેમ કે જિતેંદ્રિયનો અનાદર કરવો હિતકારી હોતો નથી. ૧૫

**मही पादाघाताद्व्रजति सहसा संशयपदं**
**पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ।**
**मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा**
**जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥ १६ ॥**

मही - પૃથ્વી पाद-आघातात् - પગની ઠોકરથી व्रजति - થઈ જાય છે सहसा - અચાનક संशयपदम् - સંદિગ્ધ पदम् - પદ विष्णोः - વિષ્ણુનું भ्राम्यत्-भुजपरिघ-रुग्णग्रहगणम् - ઘુમાવાતી પરિઘાકાર ભુજાઓથી તૂટતા નક્ષત્રવાળું मुहुः - વારંવાર द्यौः - સ્વર્ગ दौस्थ्यम् - દુરવસ્થાને याति - પ્રાપ્ત કરે છે अनिभृत-जटा-ताडित-तटा - વિખરાયેલી જટાની ચોટથી અથડાતી કિનારીવાળું जगत्-रक्षायै - જગતની રક્ષા માટે त्वम् - આપ नटसि - નૃત્ય કરો છો ननु - ખરેખર वामा - વક્ર एव - જ विभुता - પરમ મહત્તા

આપ જગતની રક્ષા માટે તાંડવનૃત્ય કરો છો ત્યારે (આપના) ચરણના આઘાતથી પૃથ્વી અચાનક સંદિગ્ધ સ્થિતિને પ્રાપ્ત કરે છે. ભગવાન વિષ્ણુનું સ્થાન (અંતરીક્ષ) પણ ઘૂમી રહેલી (આપની) પરિઘાકાર ભુજાઓની ચોટથી તૂટતા નક્ષત્રોવાળું (સંદિગ્ધ થઈ જાય છે). વિખરાયેલી જટાઓની ચોટથી અથડાતી કિનારીવાળું સ્વર્ગ પણ વારંવાર દુરવસ્થાને પ્રાપ્ત કરે છે. ખરેખર (આશ્ચર્ય છે કે) (આપ પરમેશ્વરની) પરમ મહત્તા વક્ર હોય છે. ૧૬

**वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः**
**प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते ।**
**जगद्द्वीपाकारं जलधिवलयं तेन कृतमि-**
**त्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥ १७ ॥**

वियत्-व्यापी - આકાશવ્યાપક तारा-गण-गुणित-फेनोद्गम-रुचिः - તારાઓના સમૂહથી વૃદ્ધિ પામેલ ફીણના ઉદ્ગમની શોભાવાળો प्रवाहः - પ્રવાહ वाराम् - જળનો यः - જે पृषत-लघु-दृष्टः - બિંદુના નાનકડા કણ સમાન સ્વલ્પ જણાયો शिरसि -

મસ્તક ઉપર તે (तव) - આપના जगत् - જગત द्वीपाकारम् - દ્વીપ સરખા આકારવાળું जलधि-वलयम् - સમુદ્રરૂપ કંકણવાળું तेन - તે (પ્રવાહ) વડે कृतम् - કરાયું इति - આમ अनेन एव - આથી જ, આ હેતુથી उन्नेयम् - અનુમાન કરવા યોગ્ય છે धृतमहिम - વિશાળ दिव्यम् - દિવ્ય तव - આપનું वपुः - શરીર

આકાશમાં વ્યાપી રહેલા તારાઓના સમૂહથી વૃદ્ધિ પામેલ ફીણના ઉદ્ગમની શોભાવાળો જળનો (અર્થાત્ ગંગાજીનો) પ્રવાહ આપના મસ્તક ઉપર (તો માત્ર) બિંદુના નાનકડા કણ સમાન સ્વલ્પ (જ) જણાયો. તે જળપ્રવાહથી આ જગત સમુદ્રરૂપ કંકણવાળા દ્વીપ (બેટ) સરખા આકારવાળું બની ગયું. આ ઉપરથી જ આપનો દિવ્ય દેહ કેવો વિશાળ છે તેનું અનુમાન કરી શકાય છે. ૧૭

**रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो**
**रथाङ्गे चन्द्रार्कौ रथचरणपाणिः शर इति ।**
**दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडम्बरविधि-**
**र्विधेयैः क्रीडन्त्यो न खलु परतन्त्राः प्रभुधियः ॥ १८ ॥**

रथः - રથ क्षोणी - પૃથ્વી यन्ता - સારથિ शतधृतिः - બ્રહ્માજી अगेन्द्रः - પર્વતશ્રેષ્ઠ મેરુ धनुष् - ધનુષ્ય अथो - અને रथ-अङ्गे - રથનાં બે પૈડાં चन्द्र-अर्कौ - ચંદ્ર અને સૂર્ય रथ-चरण-पाणिः - ચક્રધારી વિષ્ણુ ભગવાન शरः - બાણ इति - આવા दिधक्षोः - ભસ્મ કરવા ઇચ્છતા ते (तव) - આપનો कः - શો अयम् - આ त्रिपुर-तृणम् - ત્રિપુરાસુરરૂપી તણખલાને आडम्बर-विधिः - આડંબરનો પ્રકાર विधेयैः - સ્વાધીન પદાર્થો વડે क्रीडन्त्यः - ક્રીડા કરતા न - નથી खलु - ખરેખર परतन्त्राः - પરાધીન प्रभुधियः - ઈશ્વરના સંકલ્પ

ત્રિપુરાસુરરૂપી તણખલાને ભસ્મ કરવા ઇચ્છતા આપને પૃથ્વીરૂપી રથ, બ્રહ્માજીરૂપી સારથિ, પર્વતશ્રેષ્ઠ મેરુરૂપી ધનુષ્ય, સૂર્ય અને ચંદ્રરૂપી રથનાં બે પૈડાં અને ચક્રધારી વિષ્ણુ ભગવાનરૂપી બાણ — આવા આડંબરની શી જરૂર ? ખરેખર ! પોતાને અધીન પદાર્થો વડે ક્રીડા કરતા ઈશ્વરના સંકલ્પો પરતંત્ર નથી. (ઈશ્વર પોતાની ક્રીડામાં સદા સ્વતંત્ર જ છે.) ૧૮

**हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो-**
**र्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ।**
**गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा**
**त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥ १९ ॥**

हरिः - વિષ્ણુ ભગવાન ते (तव) - આપના साहस्रम् - હજાર कमल-बलिम् - કમળનાં પુષ્પોની ભેટ आधाय - સમર્પણ કરીને पदयोः - ચરણોમાં यत् - જે एकोने (सति) - એક (કમળ) ઓછું થતાં तस्मिन् - તેમાં निजम् - પોતાનું उदहरत् - ઉખાડીને (અર્પણ કર્યું) नेत्र-कमलम् - નેત્રરૂપી કમળ गतः - પામીને भक्ति-उद्रेकः - ભક્તિનો ઉત્કર્ષ परिणतिम् - પરિણામને असौ - આ चक्रवपुषा - સુદર્શન ચક્રના રૂપે त्रयाणाम् - ત્રણે रक्षायै - રક્ષા કરવા માટે त्रिपुरहर - હે ત્રિપુરનાશક जागर्ति - જાગે છે जगताम् - જગતની

હે ત્રિપુરહર ! વિષ્ણુ ભગવાન આપનાં ચરણોમાં એક હજાર કમળપુષ્પોની ભેટ સમર્પણ કરીને (પૂજા કરતા હતા ત્યારે) તેમાંથી એક કમળ ઓછું થતાં પોતાનું નેત્રરૂપી કમળ ઉખાડીને (તેમણે અર્પણ કર્યું). ભક્તિનો આ ઉત્કર્ષ સુદર્શન ચક્રના રૂપે પરિણમ્યો અને (સર્વદા) તે ત્રણે જગતની રક્ષા કરવા માટે સાવધાન રહે છે. ૧૯

**क्रतो सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां**
**क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते ।**
**अतस्त्वां सम्प्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं**
**श्रुतौ श्रद्धां बद्ध्वा कृतपरिकरः कर्मसु जनः ॥ २० ॥**

क्रतौ - યાગાદિ કર્મ सुप्ते - લય થતાં जाग्रत् - જાગતા त्वम् - આપ असि - છો फलयोगे - ફળ સાથે યોગ કરવા માટે, ફળ આપવા માટે क्रतुमताम् - યાગાદિ કર્મ કરનાર યજમાનને क्व - ક્યાં कर्म - કર્મ प्रध्वस्तम् - લય પામેલું फलति - ફળ આપે છે पुरुष-आराधनम् - ચેતન પરમાત્માની આરાધના ऋते - વિના अतः - આથી त्वाम् - આપને सम्प्रेक्ष्य - બરોબર નિશ્ચય કરીને क्रतुषु - યાગાદિ (સત્કર્મો)માં फलदानप्रतिभुवम् - ફળ આપવામાં જામીન श्रुतौ - વેદમાં श्रद्धाम् - શ્રદ્ધા बद्ध्वा - રાખીને कृत-परिकरः - જેમણે ઉદ્યમ કર્યો છે તેવા, કૃતારંભ, તત્પર થઈ જાય છે कर्मसु - કર્મોમાં जनः - અધિકારી મનુષ્ય

યાગાદિ કર્મનો લય થતાં યાગાદિ કર્મ કરનાર યજમાનને ફળ આપવા માટે આપ (કર્મફળદાતા) જ જાગતા રહો છો. લય પામેલ (જડ) કર્મ ચેતન પરમાત્માની આરાધના (અનુગ્રહ) વિના કેવી રીતે ફળ આપી શકે ? આથી યાગાદિ સત્કર્મોનાં ફળ આપવામાં જામીન એવા આપને નજરમાં રાખીને (નિશ્ચયપૂર્વક જાણીને) (તથા) વેદમાં શ્રદ્ધા રાખીને (અને નહીં કે જડ કર્મના આધારે) અધિકારી મનુષ્ય કર્મમાં તત્પર થાય છે. ૨૦

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता-
मृषीणामार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः ।
क्रतुभ्रंषस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥ २१ ॥

क्रियादक्षः – યજ્ઞક્રિયાના અનુષ્ઠાનમાં કુશળ दक्षः – દક્ષ પ્રજાપતિ क्रतुपतिः – યજમાન अधीशः – સ્વામી तनुभृताम् – શરીરધારી જીવોનો ऋषीणाम् – (ભૃગુ આદિ) ઋષિઓનું आर्त्विज्यम् – ઋત્વિક્ હોવાપણું, અધ્વર્યાદિરૂપતા शरणद – હે શરણ આપનાર सदस्याः – સભ્યો सुरगणाः – બ્રહ્માદિ દેવતાઓ क्रतुभ्रंशः – યજ્ઞનો નાશ (जातः થયો) त्वत्तः – આપથી क्रतु–फल–विधान–व्यसनिनः – યજ્ઞનું ફળ આપવાના વ્યસનવાળા ध्रुवम् – નક્કી, ચોક્કસ कर्तुः – યજમાનના श्रद्धा–विधुरम् – શ્રદ્ધા વગર (કરાયેલા) अभिचाराय – નાશ માટે हि – કારણ કે मखाः – યજ્ઞો

હે શરણદ ! યજ્ઞક્રિયાના અનુષ્ઠાનમાં કુશળ અને શરીરધારી જીવોના સ્વામી એવા દક્ષ પ્રજાપતિ યજમાન હતા, ઋષિઓ ઋત્વિક્ હતા અને દેવો સભાસદો હતા, છતાં યજ્ઞનું ફળ આપવાનો જેનો સ્વભાવ છે એવા આપે (દક્ષના એ) યજ્ઞનો નાશ કર્યો. કારણ કે, શ્રદ્ધા વગર કરાયેલા યજ્ઞો નક્કી યજમાનના નાશનું જ કારણ બને છે. ૨૧

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा ।
धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं
त्रसन्तं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥ २२ ॥

प्रजानाथम् – પ્રજાપતિ બ્રહ્માજીને नाथ – હે નાથ प्रसभम् – બળાત્કારથી अभिकम् – કામુક स्वाम् – પોતાની दुहितरम् – દીકરીને गतम् – (ગમન) કરતા रोहिद्भूताम् – મૃગલીનું રૂપ ધારણ કરેલી रिरमयिषुम् – રમણ કરવા ઇચ્છતા ऋष्यस्य – મૃગના वपुषा – શરીરથી धनुष्पाणेः – હાથમાં ધનુષ્ય ધારણ કરેલા यातम् – ગયેલા दिवम् – સ્વર્ગે अपि – પણ सपत्राकृतम् – પત્ર સહિતના બાણથી શરીર વીંધાયું હોય તેવી અતિવ્યથા પામેલા अमुम् – આ त्रसन्तम् – ભય પામતા તે (तव) – આપના अद्य अपि – આજે પણ त्यजति न – છોડતો નથી मृग–व्याध–रभसः – પારધીના જેવો વેગ

હે નાથ ! જેણે મૃગલીનું રૂપ ધારણ કર્યું છે તેવી પોતાની દીકરી સાથે મૃગના શરીરથી એ કામુક બ્રહ્માજી બળાત્કારે રમણ કરવાની ઇચ્છા કરતા હતા. આપના બાણથી જેમનું શરીર વીંધાઈ ગયું હોય તેવી અતિવ્યથા પામેલા અને ભયભીત એવા તેમને હાથમાં ધનુષ્ય ધારણ કરેલા આપનો પારધીના જેવો વેગ આજે પણ છોડતો નથી. (આજે પણ આકાશમાં મૃગશીર્ષ નક્ષત્રના રૂપમાં ભાગી રહેલા બ્રહ્માજીનો આર્દ્રા નક્ષત્રના રૂપમાં શિવજીનું બાણ પીછો કરી રહ્યું છે). ૨૨

**स्वलावण्याशंसा धृतधनुषमह्नाय तृणवत्**
**पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि ।**
**यदि स्त्रैणं देवी यमनिरत देहार्धघटना-**
**दवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥ २३ ॥**

स्वलावण्य-आशंसा - પોતાના લાવણ્યની પ્રશંસા કરનારી धृत-धनुषम् - ધનુષ્ય ધારણ કરનાર अह्नाय - શીઘ્ર तृणवत् - તણખલાની પેઠે पुरः - સાક્ષાત્, સામે જ प्लुष्टम् - ભસ્મ થયેલો दृष्ट्वा - જોઈને पुरमथन - હે પુરમથન पुष्पायुधम् - પુષ્પરૂપી આયુધ ધરાવતા કામદેવને अपि - પણ यदि - જો स्त्रैणम् - સ્ત્રીવશ, સ્ત્રી-લંપટ देवी - પાર્વતીજી यमनिरत - હે યમનિયમાદિ અષ્ટાંગ યોગપરાયણ देहार्ध-घटनात् - પોતાના શરીરના અર્ધ ભાગમાં (વામ ભાગમાં) સ્થાપિત કર્યાં એ ઘટનાથી अवैति - કલ્પના કરે છે त्वाम् - આપને अद्धा - યોગ્ય જ છે बत - અહો वरद - હે અતિદુર્લભ વર આપનાર मुग्धाः - (સ્વભાવથી જ) અતત્ત્વજ્ઞ, અણસમજુ युवतयः - યુવતીઓ

હે પુરમથન ! હે યમનિરત ! પોતાના (પાર્વતીજીના દેહમાં પ્રગટ થયેલા) પ્રશંસનીય લાવણ્યને નિમિત્ત બનાવી (આપને વશ કરવાની આશાથી) ધનુષ્ય ધારણ કરનાર કામદેવને જોતજોતામાં જ તણખલાની પેઠે ભસ્મ થયેલો નજર સમક્ષ જોઈને પણ જો પાર્વતીજી, આપે દેવીને પોતાના વામ અંગમાં સ્થાન આપ્યું એ ઘટનાને આધારે આપ સ્ત્રીવશ છો એવી કલ્પના કરે તો ઠીક જ છે ! (કારણ કે) અહો ! હે વરદ ! યુવતીઓ સ્વભાવથી જ અણસમજુ હોય છે. ૨૩

**श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचरा-**
**श्चिताभस्मालेपः स्त्रगपि नृकरोटीपरिकरः ।**
**अमङ्गल्यं शीलं तव भवतु नामैवमखिलं**
**तथापि स्मर्तॄणां वरद परमं मङ्गलमसि ॥ २४ ॥**

श्मशानेषु - સ્મશાનોમાં आक्रीडा - આનંદસહિત ક્રીડા स्मरहर - હે કામનાશક पिशाचाः - પિશાચો सहचराः - સહચરો चिता-भस्म-आलेपः - ચિતાની ભસ્મનું લેપન (અંગરાગનું સાધન) स्रक् - માળા अपि - (આવું બીજું) પણ नृ-करोटी-परिकरः - મનુષ્યોની ખોપરીઓનો સમૂહ अमङ्गल्यम् - અમંગળ शीलम् - ચરિત્ર तव - આપનું भवतु नाम - ભલે હોય एवम् - આ પ્રમાણે अखिलम् - સર્વ तथा अपि - તો પણ स्मर्तृणाम् - સ્મરણ કરનારાઓનું वरद - હે વરદ परमम् - પરમ मङ्गलम् - મંગળ असि - છો

હે સ્મરહર ! સ્મશાનોમાં આનંદસહિત ક્રીડા કરવી, પિશાચોની સોબત રાખવી, ચિતાની ભસ્મ ચોળવી અને મનુષ્યોની ખોપરીઓની માળા પહેરવી – આમ આપની સર્વ રીતભાત ભલે અમંગળ હોય, છતાં હે વરદ ! આપનું સ્મરણ કરનાર ભક્તો માટે તો આપ પરમ મંગળસ્વરૂપ (આનંદસ્વરૂપ) જ છો. ૨૪

**मनः प्रत्यक्चित्ते सविधमवधायात्तमरुतः**
**प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्सङ्गितदृशः ।**
**यदालोक्याह्लादं ह्रद इव निमज्ज्यामृतमये**
**दधत्यन्तस्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान् ॥ २५ ॥**

मनः - મનને प्रत्यक् - અંતર્મુખ થયેલા चित्ते - હૃદયકમળમાં सविधम् - વિધિપૂર્વક अवधाय - નિરુદ્ધ (વૃત્તિશૂન્ય) કરીને आत्तमरुतः - જેમણે પ્રાણનું નિયંત્રણ કર્યું છે તેવા प्रहृष्यत् रोमाणः - પુલકિત રોમવાળા प्रमद-सलिल-उत्सङ्गित-दृशः - હર્ષાશ્રુપૂર્ણ નેત્રવાળા यत् - જેને आलोक्य - અપરોક્ષ અનુભવ કરીને, સાક્ષાત્કાર કરીને आह्लादम् - નિરતિશય સુખ ह्रदे - સરોવરમાં इव - જાણે કે निमज्ज्य - ડૂબકી મારીને, સર્વાંગસંયોગ કરીને अमृतमये - અમૃતમય दधति - (જે વિદ્યમાન હતું તેને જ) ધારણ કરે છે अन्तः - બાહ્ય સુખથી વિલક્ષણ तत्त्वम् - તત્ત્વને किमपि - કાંઈ પણ यमिनः - શમાદિસાધનસંપન્ન યતિઓ तत् - તે किल - પ્રસિદ્ધ છે भवान् - આપ (असि - છો)

શમાદિસંપન્ન યતિઓ વિધિપૂર્વક પ્રાણનું નિયંત્રણ કરીને અંતર્મુખ થયેલા મનને હૃદયકમળમાં નિરુદ્ધ કરીને જે તત્ત્વનો (આપ પરમાત્માનો) અપરોક્ષ અનુભવ કરે છે અને તેથી જાણે કે અમૃતમય સરોવરમાં ડૂબકી મારી હોય તેવા, બાહ્ય સુખથી વિલક્ષણ નિરતિશય સુખનો અનુભવ કરે છે. (તેના પરિણામે) તેમના રોમ પુલકિત થયેલા છે અને નેત્ર હર્ષાશ્રુથી પૂર્ણ છે. આ જે તત્ત્વ છે (જેનો

યતિઓ આ રીતે અનુભવ કરે છે) તે શ્રુતિપ્રસિદ્ધ (આનંદસ્વરૂપ) આપ જ છો. (આમ, ભલે આપની બાહ્ય રીતભાત અમંગળ હોય પણ વાસ્તવમાં આપનું આ રીતે સ્મરણ કરનાર યતિઓ માટે તો આપ મંગળસ્વરૂપ જ છો.) ૨૫

**त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-**
**स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ।**
**परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रतु गिरं**
**न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥ २६ ॥**

त्वम् - આપ अर्कः - સૂર્ય त्वम् - આપ सोमः - ચંદ્ર त्वम् - આપ असि - છો पवनः - વાયુ त्वम् - આપ हुतवहः - અગ્નિ त्वम् - આપ आपः - જળ त्वम् - આપ व्योम - આકાશ त्वम् उ - આપ જ धरणिः - પૃથ્વી आत्मा - આત્મા, ક્ષેત્રજ્ઞ त्वम् - આપ इति - આમ च - અને परिच्छिन्नाम् - પરિચ્છિન્નતાપૂર્વક एवम् - આ પ્રમાણે त्वयि - આપના (વિષયમાં) परिणताः - પરિપક્વ બુદ્ધિવાળા પુરુષો बिभ्रतु - ભલે બોલે गिरम् - વાણી न विद्मः - જાણતા નથી तत् - તે तत्त्वम् - તત્ત્વને वयम् - અમે इह - જગતમાં तु - પરંતુ यत् - જે त्वम् - આપ न भवसि - નથી

આપ સૂર્ય છો, આપ ચંદ્ર છો, આપ વાયુ છો, આપ અગ્નિ છો, આપ જળ છો, આપ આકાશ છો, આપ જ પૃથ્વી છો અને જીવાત્મા (ચૈતન્ય) (પણ) આપ જ છો. કહેવાતા પરિપક્વ બુદ્ધિવાળા પુરુષો આપના વિષયમાં આ પ્રમાણે પરિચ્છિન્નતાપૂર્વકની (પરિચ્છિન્ન રૂપોમાં આપને મર્યાદિત કરનારી) વાણી ભલે બોલે, પરંતુ અમે તો આ જગતમાં આપ ન હો તેવું (આપથી ભિન્ન હોય તેવું) તત્ત્વ જાણતા નથી. (આપ માત્ર આ વ્યક્ત જગતના રૂપમાં મર્યાદિત નથી પરંતુ અવ્યક્ત આત્મસ્વરૂપ અધિષ્ઠાન પણ આપ જ છો.) ૨૬

**त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा-**
**नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ।**
**तुरीयं ते धाम ध्वनिभिरवरुन्धानमणुभिः**
**समस्तं व्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ॥ २७ ॥**

त्रयीम् - ત્રણ વેદ तिस्रः वृत्तीः - અંતઃકરણની ત્રણ અવસ્થાઓ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ त्रिभुवनम् - ત્રણ લોક ભૂઃ, ભુવઃ, સ્વઃ अथो - અને त्रीन् - ત્રણ अपि

- પણ सुरान् - (ત્રણ) દેવો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ अकाराद्यैः - અકારાદિ वर्णैः - વર્ણોથી त्रिभिः - ત્રણ अभिदधत् - પ્રતિપાદન કરતું तीर्ण-विकृति - સર્વ વિકારથી અતીત तुरीयम् - (અવસ્થાત્રયથી વિલક્ષણ) તુરીય ते (तव) - આપનું धाम - સ્વરૂપ ध्वनिभिः - ધ્વનિઓ દ્વારા अवरुन्धानम् - અવબોધ કરતું अणुभिः - સૂક્ષ્મ समस्तम् - (અકારાદિ ત્રણ પદથી નિષ્પન્ન થતું) સામુદાયિક અથવા સમષ્ટિ व्यस्तम् - (સ્વતંત્ર પદત્રયાત્મક) ભિન્ન અથવા વ્યષ્ટિ અર્થાત્ આધિદૈવાદિ ભેદથી ભિન્ન જણાતું त्वाम् - આપને शरणद - હે આર્તને અભય પ્રદાન કરનાર गृणाति - પ્રતિપાદન કરે છે ओम् - ઓમ્ इति - એ पदम्- પદ

હે શરણદ ! અકારાદિ ત્રણ વર્ણો (અ,ઉ,મ) વડે ત્રણ વેદ, ત્રણ અવસ્થાઓ, ત્રણ લોક અને ત્રણ દેવોનું પ્રતિપાદન કરતું, તેમ જ સર્વ વિકારથી અતીત એવા આપના તુરીય સ્વરૂપનો પણ સૂક્ષ્મ ધ્વનિઓ દ્વારા અવબોધ કરતું 'ઓમ્' એ પદ આપનાં સમસ્ત (અધિષ્ઠાન) અને વ્યસ્ત (અધ્યારોપ) બંને (સ્વરૂપ)નું પ્રતિપાદન કરે છે. ૨૭

**भवः शर्वो रुद्रः पशुपतिरथोग्रः सहमहां-**
**स्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् ।**
**अमुष्मिन्प्रत्येकं प्रविचरति देव श्रुतिरपि**
**प्रियायास्मै धाम्ने प्रविहितनमस्योऽस्मि भवते ॥२८॥**

भवः - ભવ (જળમૂર્તિ) शर्वः - શર્વ (પૃથ્વીમૂર્તિ) रुद्रः - રુદ્ર (અગ્નિમૂર્તિ) पशुपतिः - પશુપતિ (યજમાનમૂર્તિ) अथ - અને उग्रः - ઉગ્ર (વાયુમૂર્તિ) सहमहान् - સહમહાન્ (સોમમૂર્તિ) तथा - તથા भीम-ईशानौ - ભીમ (આકાશમૂર્તિ) (અને) ઈશાન (સૂર્યમૂર્તિ) इति - આમ यत् - જે अभिधान-अष्टकम् - આઠ નામ इदम् - આ अमुष्मिन् - એમાં प्रत्येकम् - પ્રત્યેક प्रविचरति - પ્રતિપાદન કરે છે देव - હે દેવ श्रुतिः - વેદ अपि - (સ્મૃતિ, પુરાણ, આગમ) પણ प्रियाय - પ્રિય अस्मै - આ (ઈશ્વર)ને धाम्ने - સર્વના શરણભૂત અથવા ચિદ્રૂપ प्रविहित-नमस्यः - મન, વચન, કર્મથી પ્રણમેલો अस्मि - છું भवते - આપ (મહેશ્વર)ને

હે દેવ ! ભવ, શર્વ, રુદ્ર, પશુપતિ, ઉગ્ર, સહમહાન્ તથા ભીમ અને ઈશાન — આમ (આપનાં) આ આઠ નામ છે. એમાં પ્રત્યેક (નામ) બોધક છે એવું શ્રુતિ પણ પ્રતિપાદન કરે છે. સર્વના શરણભૂત એવા આ (ઈશ્વર)ને, આપને હું સર્વભાવથી પ્રણામ કરું છું. ૨૮

नमो नेदिष्ठाय प्रियदव दविष्ठाय च नमो
नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः ।
नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो
नमः सर्वस्मै ते तदिदमिति सर्वाय च नमः ॥ २९ ॥

नमः - નમસ્કાર नेदिष्ठाय - અત્યંત નિકટવર્તી प्रियदव - હે નિર્જનવનવિહારપ્રિય दविष्ठाय - અત્યંત દૂરવર્તી च - અને नमः - નમસ્કાર नमः - નમસ્કાર क्षोदिष्ठाय - ક્ષુદ્રતર, સૂક્ષ્મતર स्मरहर - હે કામાંતક महिष्ठाय - મહત્તર च - અને नमः - નમસ્કાર नमः - નમસ્કાર वर्षिष्ठाय - સૌથી વૃદ્ધ त्रिनयन - હે ત્રિનેત્ર यविष्ठाय - સૌથી યુવાન च - અને नमः - નમસ્કાર नमः - નમસ્કાર सर्वस्मै - સર્વાત્મરૂપ ते (तुभ्यम्) - આપને तद् - તે (પરોક્ષ) इदम् - આ (અપરોક્ષ) इति - એ રીતે सर्वाय - સર્વરૂપ च - અને नमः - નમસ્કાર

નિર્જન વન જેને પ્રિય છે એવા હે પરમેશ્વર ! અત્યંત નિકટવર્તી (એવા આપ)ને નમસ્કાર અને વળી અત્યંત દૂરવર્તી (એવા આપ)ને નમસ્કાર. હે કામને ભસ્મ કરનાર ! સૂક્ષ્મતર (એવા આપ)ને નમસ્કાર અને મહત્તર (એવા આપ)ને નમસ્કાર. હે ત્રણ નેત્રવાળા ! સૌથી વૃદ્ધ (એવા આપ)ને નમસ્કાર અને સૌથી યુવાન (એવા આપ)ને નમસ્કાર. સર્વાત્મરૂપ એવા આપને નમસ્કાર અને તે (પરોક્ષ) અને આ (અપરોક્ષ) એ રીતે (જેનો નિર્દેશ થાય છે તે) સર્વરૂપ (આપ)ને નમસ્કાર. ૨૯

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नमः
प्रबलतमसे तत्संहारे हराय नमो नमः ।
जनसुखकृते सत्त्वोद्रिक्तौ मृडाय नमो नमः
प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥ ३० ॥

बहलरजसे - અધિક રજોગુણવાળા विश्व-उत्पत्तौ - વિશ્વની ઉત્પત્તિ માટે भवाय - બ્રહ્મમૂર્તિને नमो नमः - વારંવાર નમસ્કાર प्रबलतमसे - અધિક તમોગુણવાળા तत्संहारे - તે (જગતનો) સંહાર કરવા માટે हराय - રુદ્રમૂર્તિને नमो नमः- વારંવાર નમસ્કાર जनसुखकृते - લોકોના સુખ માટે सत्त्व-उद्रिक्तौ - અધિક સત્ત્વગુણવાળા मृडाय - વિષ્ણુમૂર્તિને नमो नमः - વારંવાર નમસ્કાર प्रमहसि - માયારહિત જ્યોતિર્મય पदे - પદનીય, વરણીય निस्त्रैगुण्ये - ત્રિગુણાતીત शिवाय - મંગળમૂર્તિને नमो नमः - વારંવાર નમસ્કાર

વિશ્વની ઉત્પત્તિ માટે અધિક રજોગુણવાળા બ્રહ્મમૂર્તિ (આપ)ને વારંવાર નમસ્કાર. લોકોના સંહાર માટે અધિક તમોગુણવાળા રુદ્રમૂર્તિ (આપ)ને વારંવાર નમસ્કાર. લોકોના સુખ માટે અધિક સત્ત્વગુણવાળા વિષ્ણુમૂર્તિ (આપ)ને વારંવાર નમસ્કાર. ત્રિગુણાતીત માયારહિત જ્યોતિસ્વરૂપ મંગળમૂર્તિ (આપ)ને વારંવાર નમસ્કાર. ૩૦

**कृशपरिणति चेतः क्लेशवश्यं क्व चेदं**
**क्व च तव गुणसीमोल्लङ्घिनी शश्वदृद्धिः ।**
**इति चकितममन्दीकृत्य मां भक्तिराधा-**
**द्वरद चरणयोस्ते वाक्यपुष्पोपहारम् ॥ ३१ ॥**

कृश-परिणति - અલ્પજ્ઞ, શક્તિહીન, અલ્પવિષય चेतः - ચિત્ત અથવા જ્ઞાન क्लेशवश्यम् - અવિદ્યાદિ પાંચ કલેશને અધીન क्व - ક્યાં च - અને इदम् - આ क्व - ક્યાં च - અને तव - આપની गुण-सीमा-उल्लङ्घिनी - ગુણોની સીમાનું ઉલ્લંઘન કરવાના સ્વભાવવાળી, અમાપ शश्वत् - નિત્ય ऋद्धिः - વિભૂતિ इति - આમ चकितम् - ભીત થયેલા अमन्दीकृत्य - બળપૂર્વક ઉત્સાહિત કરીને माम् - મને भक्तिः - ભક્તિ आधात् - અર્પણ કરી वरद - હે સર્વ અભીષ્ટ આપનાર चरणयोः - ચરણોમાં ते (तव) - આપના वाक्य-पुष्प-उपहारम् - વાક્યરૂપી પુષ્પોની અંજલિ

હે વરદ ! ક્યાં મારું અલ્પવિષય અને અવિદ્યાદિ પાંચ કલેશને અધીન ચિત્ત અને ક્યાં આપની ગુણોની સીમાનું પણ ઉલ્લંઘન કરી જનારી નિત્ય વિભૂતિ ? આમ ભીત થયેલા મને બળપૂર્વક ઉત્સાહિત કરીને ભક્તિએ આપના ચરણોમાં (પૂજા માટે) વાક્યરૂપી પુષ્પોની અંજલિ અર્પણ કરી (આ સ્તોત્ર રચવાનો યશ આપની ભક્તિને જાય છે, મને નહીં). ૩૧

**असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे**
**सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।**
**लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं**
**तदपि तव गुणानामीश पारं न याति ॥ ३२ ॥**

असित-गिरि-समम् - નીલગિરિ જેટલી स्यात् - હોય कज्जलम् - શાહી सिन्धुपात्रे - મહાસાગરરૂપ પાત્રમાં सुरतरुवरशाखा - કલ્પવૃક્ષની ડાળીરૂપી लेखनी - કલમ पत्रम् - કાગળ उर्वी - પૃથ્વીરૂપી लिखति यदि - જો લખે गृहीत्वा - લઈને शारदा

- देवी सरस्वती सर्वकालम् - સદાકાળ तदपि - તો પણ तव - આપના गुणानाम् - ગુણોનો ईश - હે સર્વના નિયંતા पारम् - પાર न याति - ન પામે

મહાસાગરરૂપ પાત્રમાં નીલગિરિ જેટલી શાહી હોય (અને) કલ્પવૃક્ષની ડાળીરૂપી કલમ લઈને પૃથ્વીરૂપી કાગળમાં દેવી સરસ્વતી (સ્વયં) સદાકાળ લખ્યા કરે તો પણ હે ઈશ ! આપના ગુણોનો પાર (તે) ન પામે. ૩૨

**असुरसुरमुनीन्द्रैरर्चितस्येन्दुमौले-**
**ग्रंथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ।**
**सकलगुणवरिष्ठः पुष्पदन्ताभिधानो**
**रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥**

असुर-सुर-मुनीन्द्रैः - દાનવ, દેવ અને મોટા મોટા મુનિઓ દ્વારા अर्चितस्य - પૂજિત इन्दुमौलेः - ભગવાન ચંદ્રશેખરનું ग्रथित-गुण-महिम्नः - જેમનો ગુણમહિમા સારી રીતે (વેદશાસ્ત્રોમાં) ગૂંથાયો છે निर्गुणस्य - નિર્ગુણ ईश्वरस्य - (સગુણ) ઈશ્વરનો सकल-गुण-वरिष्ठः - સર્વ ગુણોમાં શ્રેષ્ઠ पुष्पदन्त-अभिधानः - પુષ્પદંત નામના (ગંધર્વે) रुचिरम् - મનોહર अलघुवृत्तैः - (શિખરિણી આદિ) લાંબા છંદો વડે स्तोत्रम् - સ્તોત્ર एतत् - આ चकार - રચ્યું

સર્વ ગુણોમાં શ્રેષ્ઠ એવા પુષ્પદંત નામના ગંધર્વે દેવ, દાનવો તથા મોટા મોટા મુનિઓથી પૂજાયેલા અને જેમનો ગુણમહિમા વેદ-શાસ્ત્રોમાં સારી રીતે ગૂંથાયો છે એવા નિર્ગુણ અને સગુણ ભગવાન ચંદ્રશેખરનું આ મનોહર સ્તોત્ર લાંબા છંદો વડે રચ્યું. ૩૩

**अहरहरनवद्यं धूर्जटेः स्तोत्रमेत-**
**त्पठति परमभक्त्या शुद्धचित्तः पुमान्यः ।**
**स भवति शिवलोके रुद्रतुल्यस्तथात्र**
**प्रचुरतरधनायुः पुत्रवान्कीर्तिमांश्च ॥ ३४ ॥**

अहः अहः - પ્રતિદિન अनवद्यम् - પવિત્ર धूर्जटेः - વિશાળ જટાધારી શિવજીના स्तोत्रम् - સ્તોત્ર एतत् - આ पठति - પઠન કરે છે परम-भक्त्या - પરમ ભક્તિથી शुद्धचित्तः - શુદ્ધ અંતઃકરણપૂર્વક पुमान् - મનુષ્ય यः - જે सः - તે भवति - થાય છે शिवलोके - શિવલોકમાં रुद्रतुल्यः - શિવજી સમાન (મહિમાવાળો) तथा - તથા अत्र - આ લોકમાં प्रचुरतर-धन-आयुः - પુષ્કળ ધન તથા આયુષ્યવાળો पुत्रवान् - પુત્રવાન कीर्तिमान् - કીર્તિમાન, યશસ્વી च - અને

જે મનુષ્ય શુદ્ધ અંતઃકરણપૂર્વક, પરમ ભક્તિથી શિવજીના આ સ્તોત્રનું પ્રતિદિન પઠન કરે છે તે (મૃત્યુ પછી) શિવલોકમાં શિવજી સમાન થાય છે તથા આ લોકમાં પુષ્કળ ધન તથા આયુષ્યવાળો પુત્રવાન અને યશસ્વી થાય છે. ૩૪

**महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ।**
**अघोरान्नापरो मन्त्रो नास्ति तत्त्वं गुरोः परम् ॥ ३५ ॥**

महेशात् - મહેશ્વરથી न - નથી अपरः - બીજા શ્રેષ્ઠ देवः - દેવ महिम्नः - મહિમ્ન સ્તોત્રથી न - નથી अपरा - બીજી ચઢિયાતી स्तुतिः - સ્તુતિ अघोरात् - અઘોર મંત્રથી न - નથી अपरः - બીજો શ્રેષ્ઠ मन्त्रः - મંત્ર न अस्ति - નથી तत्त्वम् - તત્ત્વ गुरोः - સદ્‌ગુરુથી परम् - પરમ

મહેશ્વરથી શ્રેષ્ઠ બીજા કોઈ દેવ નથી, મહિમ્ન સ્તોત્રથી ચઢિયાતી બીજી કોઈ સ્તુતિ નથી, અઘોર મંત્રથી (અથવા પ્રણવમંત્રથી) વધુ શ્રેષ્ઠ બીજો કોઈ મંત્ર નથી (અને) સદ્‌ગુરુથી પરમ બીજું કોઈ તત્ત્વ નથી. ૩૫

**दीक्षा दानं तपस्तीर्थस्नानं यागादिकाः क्रियाः ।**
**महिम्नःस्तवपाठस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ३६ ॥**

दीक्षा - દીક્ષા दानम् - દાન तपस् - તપ तीर्थस्नानम् - તીર્થસ્નાન यागादिकाः - યજ્ઞયાગાદિ क्रियाः - ક્રિયાઓ महिम्नः-स्तव-पाठस्य - મહિમ્નસ્તોત્રના પઠનની कलाम् - કળા न अर्हन्ति - યોગ્ય નથી षोडशीम् - સોળમી

દીક્ષા, દાન, તપ, તીર્થસ્નાન (અને) યજ્ઞયાગાદિ ક્રિયા – (એમાંનું કોઈ પણ) મહિમ્ન-સ્તોત્રના પઠનની સોળમી કળા સમાન પણ નથી. ૩૬

**कुसुमदशननामा सर्वगन्धर्वराजः**
**शिशुशशिधरमौलेर्देवदेवस्य दासः ।**
**स खलु निजमहिम्नो भ्रष्ट एवास्य रोषा-**
**त्स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥ ३७ ॥**

कुसुमदशननामा - પુષ્પદંત નામે सर्वगन्धर्वराजः - સર્વ ગંધર્વોનો રાજા शिशुशशिधरमौलेः - જટામુગટમાં બાળચંદ્રને ધારણ કરનાર देवदेवस्य - દેવોના દેવ મહાદેવનો दासः - દાસ, સેવક सः - તે खलु - ખરેખર निजमहिम्नः - (અદૃશ્ય થવારૂપ) પોતાના મહિમાથી भ्रष्टः - ભ્રષ્ટ થયો હતો एव - જ अस्य - આ (મહાદેવજી)ના रोषात्

– ક્રોધથી स्तवनम् – સ્તોત્ર इदम् – આ अकार्षीत् – બનાવ્યું, રચ્યું दिव्यदिव्यम् – પરમ દિવ્ય महिम्नः – (ભગવાન મહાદેવના) મહિમાનું, મહિમ્ન નામનું

પુષ્પદંત નામે સર્વ ગંધર્વોનો રાજા, જટામુગટમાં બાળચંદ્રને ધારણ કરનાર ભગવાન મહાદેવનો સેવક હતો. આ (મહાદેવજી)ના ક્રોધથી જ પોતાના મહિમાથી ભ્રષ્ટ થયેલા એવા તેણે જ ખરેખર (મહાદેવજીના) મહિમાનું આ પરમ દિવ્ય સ્તોત્ર રચ્યું. (જેથી શિવજીની કૃપાથી વળી તે પોતાના મહિમામાં સ્થાપિત થયો.) ૩૭

**सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं**
**पठति यदि मनुष्यः प्राञ्जलिर्नान्यचेताः ।**
**व्रजति शिवसमीपं किन्नरैः स्तूयमानः**
**स्तवनमिदममोघं पुष्पदन्तप्रणीतम् ॥ ३८ ॥**

सुरवर-मुनि-पूज्यम् – શ્રેષ્ઠ દેવતાઓ અને મુનિઓથી સત્કાર પામેલું स्वर्ग-मोक्ष-एक-हेतुम् – સ્વર્ગ અને મોક્ષના એક કારણરૂપ पठति यदि – જો પઠન કરે मनुष्यः – મનુષ્ય प्राञ्जलिः – હાથ જોડીને न अन्यचेताः – એકાગ્ર ચિત્તે व्रजति – જાય છે शिवसमीपम् – શિવજીની સમીપ किन्नरैः – કિન્નરો વડે स्तूयमानः – સ્તુતિ કરાતો स्तवनम् – સ્તોત્ર इदम् – આ अमोघम् – અમોઘ, અવશ્ય ફળદાયી पुष्पदन्त-प्रणीतम् – શ્રીપુષ્પદંતવિરચિત

શ્રેષ્ઠ દેવતાઓ અને મુનિઓથી સત્કાર પામેલા તથા સ્વર્ગ અને મોક્ષના એક (મુખ્ય) કારણરૂપ એવા આ, શ્રીપુષ્પદંતે રચેલા, અમોઘ સ્તોત્રનું જો કોઈ મનુષ્ય બે હાથ જોડીને એકાગ્ર ચિત્તે પઠન કરે તો કિન્નરોથી સ્તુતિ કરાતો તે શિવજીની સમીપ જાય છે. ૩૮

**आसमाप्तमिदं स्तोत्रं पुण्यं गन्धर्वभाषितम् ।**
**अनौपम्यं मनोहारि शिवमीश्वरवर्णनम् ॥ ३९ ॥**

आसमाप्तम् – સમાપ્તિપર્યંત, આરંભથી માંડી અંત સુધી इदम् – આ स्तोत्रम् – સ્તોત્ર पुण्यम् – પવિત્ર गन्धर्वभाषितम् – ગંધર્વરચિત अनौपम्यम् – અનુપમ मनोहारि – મનોહર शिवम् – મંગળ, માંગલિક ईश्वरवर्णनम् – ઈશ્વરનું વર્ણન

ગંધર્વરચિત આ સ્તોત્ર આરંભથી માંડી અંત સુધી પવિત્ર, અનુપમ, મનોહર, માંગલિક અને ઈશ્વરનું વર્ણન કરનારું છે. ૩૯

**इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छङ्करपादयोः ।**
**अर्पिता तेन देवेशः प्रीयतां मे सदाशिवः ॥ ४० ॥**

इति - આ પ્રમાણે एषा - આ वाङ्मयी - વાણીમય पूजा - પૂજા श्रीमत्-शङ्कर-पादयोः - ભગવાન શ્રીશંકરના ચરણોમાં अर्पिता - અર્પણ કરી तेन - તેના (અર્પણ)થી देवेशः - દેવાધિદેવ મહાદેવ प्रीयताम् - પ્રસન્ન થાઓ मे (मह्यम्) - મારા ઉપર सदाशिवः - સદા કલ્યાણકારી

આ પ્રમાણે આ વાઙ્મય પૂજા ભગવાન શ્રીશંકરનાં ચરણોમાં (મેં) અર્પણ કરી. તેનાથી દેવાધિદેવ, સદાશિવ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૪૦

**तव तत्त्वं न जानामि कीदृशोऽसि महेश्वर ।**
**यादृशोऽसि महादेव तादृशाय नमो नमः ॥ ४१ ॥**

तव - આપનું तत्त्वम् - તત્ત્વ, સ્વરૂપ न जानामि - જાણતો નથી कीदृशः - કેવા असि - છો महेश्वर - હે મહેશ્વર यादृशः - જેવા असि - છો महादेव - હે મહાદેવ तादृशाय - તેવા (આપને) नमो नमः - વારંવાર નમસ્કાર

હે મહેશ્વર ! આપ કેવા છો એમ આપનું સ્વરૂપ હું જાણતો નથી. હે મહાદેવ ! આપ જેવા હો તેવા આપને મારા વારંવાર નમસ્કાર. ૪૧

**एककालं द्विकालं वा त्रिकालं यः पठेन्नरः ।**
**सर्वपापविनिर्मुक्तः शिवलोके महीयते ॥ ४२ ॥**

एककालम् - એક વાર द्विकालम् - બે વાર वा - અથવા त्रिकालम् - ત્રણ વાર यः- જે पठेत् - પઠન કરે नरः - મનુષ્ય सर्व-पाप-विनिर्मुक्तः - સર્વ પાપોથી મુક્ત થઈ शिवलोके - શિવલોકમાં महीयते - પૂજાય છે

જે મનુષ્ય (દરરોજ) એક વાર, બે વાર, કે ત્રણ વાર (આ સ્તોત્રનું) પઠન કરે છે તે સર્વ પાપોથી મુક્ત થઈ શિવલોકમાં પૂજાય છે. ૪૨

**श्रीपुष्पदन्तमुखपङ्कजनिर्गतेन**
**स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ।**
**कण्ठस्थितेन पठितेन समाहितेन**
**सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥ ४३ ॥**

श्रीपुष्पदन्त-मुखपङ्कज-निर्गतेन - શ્રીપુષ્પદંતના મુખારવિંદમાંથી નીકળેલ स्तोत्रेण - સ્તોત્રથી किल्बिष-हरेण - પાપનું હરણ કરનારું हरप्रियेण - ભગવાન શંકરને પ્રિય कण्ठस्थितेन - કંઠસ્થ કરીને, મુખપાઠ કરીને पठितेन - પઠનથી समाहितेन - એકાગ્ર ચિત્તે, સાવધાન થઈને सुप्रीणितः - અત્યંત પ્રસન્ન भवति - થાય છે भूतपतिः - (ચરાચર સમસ્ત) પ્રાણીઓના સ્વામી महेशः - મહેશ્વર

શ્રીપુષ્પદંતના મુખકમળમાંથી નીકળેલ આ, ભગવાન શંકરને પ્રિય અને પાપહારી સ્તોત્રનો (જે મનુષ્ય) કંઠસ્થ કરીને એકાગ્ર ચિત્તે પાઠ કરે છે (તેના ઉપર) ભૂતપતિ ભગવાન મહાદેવ અત્યંત પ્રસન્ન થાય છે. ૪૩

**यदक्षरं पदं भ्रष्टं मात्राहीनं च यद्भवेत् ।**
**तत्सर्वं क्षम्यतां देव प्रसीद परमेश्वर ॥ ४४ ॥**

यत् - જે अक्षरम् - અક્ષર पदम् - પદ, શબ્દ भ्रष्टम् - અશુદ્ધ ઉચ્ચારણવાળું मात्राहीनम् - માત્રામાં ક્ષતિવાળું च - અને यत् - જે भवेत् - હોય तत् - તે सर्वम् - સર્વને क्षम्यताम् - ક્ષમા કરો देव - હે દિવ્યગુણ સંપન્ન प्रसीद - પ્રસન્ન થાઓ परमेश्वर - હે પરમેશ્વર

હે દેવ ! (પ્રમાદવશ, આ સ્તોત્રમાં) જે વર્ણ અને શબ્દ અશુદ્ધ ઉચ્ચારણવાળો (કે) માત્રામાં ક્ષતિવાળો થયો હોય તે સર્વને ક્ષમા કરો. હે પરમેશ્વર ! પ્રસન્ન થાઓ. ૪૪

**ગંધર્વરાજ પુષ્પદંત**

## ४३. शिवनामावलिः

ओं महादेव शिव शङ्कर शम्भो उमाकान्त हर त्रिपुरारे ।
मृत्युञ्जय वृषभध्वज शूलिन् गङ्गाधर मृड मदनारे ॥
हर शिव शङ्कर गौरीशं वन्दे गङ्गाधरमीशम् ।
रुद्रं पशुपतिमीशानं कलये काशीपुरीनाथम् ॥
जय शम्भो जय शम्भो शिव गौरीशङ्कर जय शम्भो ।
जय शम्भो जय शम्भो शिव गौरीशङ्कर जय शम्भो ॥
शिव शिवेति शिवेति शिवेति वा ।
हर हरेति हरेति हरेति वा ।
भव भवेति भवेति भवेति वा ।
मृड मृडेति मृडेति मृडेति वा ॥
भज मनः शिवमेव निरन्तरम् ।
जप मनः शिवमेव निरन्तरम् ।
रट मनः शिवमेव निरन्तरम् ।
स्मर मनः शिवमेव निरन्तरम् ॥

ओम् – ઓમ્ महादेव – હે મહાદેવ शिव – હે પરમ બોધસ્વરૂપ શિવ शङ्कर – હે કલ્યાણ કરનાર શંકર शम्भो – હે પરમ કલ્યાણમૂર્તિ શંભુ उमाकान्त – હે પાર્વતીપતિ हर – હે સર્વ દુઃખહારી હર त्रिपुरारे – હે ત્રિપુરાસુર-સંહારક मृत्युञ्जय – હે મૃત્યુને જીતનાર वृषभध्वज* – હે ધર્મના સૂચક વૃષભચિહ્નમયી ધજાવાળા વૃષભધ્વજ અથવા

* વૃષભ શબ્દના અર્થ થાય છે ધર્મ અને બળદ, અને ધ્વજના અર્થ થાય છે ધજા તેમ જ વાહન. શિવજીની ધજામાં ધર્મનું સૂચક વૃષભનું ચિહ્ન છે. આથી શિવજી વૃષભધ્વજ = ધર્મધ્વજ છે. સત્ત્વગુણોનો પૂર્ણ વિકાસ થાય ત્યારે જ ધર્મ પ્રાપ્ત થાય છે. પશુઓમાં સત્ત્વગુણનો સૌથી અધિક વિકાસ ગોજાતિમાં થયો છે. આથી ધર્મનું પ્રતીક વૃષભ શિવજીનું વાહન છે. તાત્પર્ય એ છે કે શિવજી ધર્માચરણમાં જ આરૂઢ રહે છે, અધર્મમાં પગ ધરતા જ નથી. વળી, તે ભક્તાત્માઓના ધર્મમય હૃદયારવિંદોમાં ભવાની સાથે સદા વાસ કરનારા છે. આ પણ વૃષભધ્વજનું તાત્પર્ય છે.

હે ધર્મધ્વજ शूलिन्[+] - હે ત્રિશૂળધારી गङ्गाधर - હે ભગવતી પાપનાશિની ગંગાને ધારણ કરનાર मृड - હે સમસ્ત દેવ, દાનવ, માનવોના સ્તુત્ય मदन-अरे - હે કામદેવના નાશક हर - હે હર शिव - હે શિવ शङ्कर - હે શંકર गौरीशम् - પાર્વતીપતિને वन्दे - વંદન કરું છું गङ्गाधरम् - ગંગાધરને ईशम् - સર્વેશ્વરને रुद्रम्* - રુદ્રને पशुपतिम् - પશુરૂપી જીવોને પશુપાશથી વિમુકત કરનારા પશુપતિને અથવા પશુ અર્થાત્ પાપરૂપ જીવને મુક્ત કરનારા પશુપતિને ईशानम् - ઈશાનને कलये - રટણ કરું છું काशीपुरीनाथम्★ - કાશીપુરીના નાથને जय - જય થાઓ शम्भो - હે શંભુ जय - જય થાઓ शम्भो - હે શંભુ शिव - શિવ गौरीशङ्कर - હે ગૌરીશંકર जय - જય થાઓ शम्भो - હે શંભુ जय - જય થાઓ शम्भो - હે શંભુ जय - જય થાઓ शम्भो -હે શંભુ शिव - શિવ गौरीशङ्कर - હે ગૌરીશંકર जय - જય થાઓ शम्भो - હે શંભુ शिव - शिव शिव इति शिव इति शिव इति - શિવ એ પ્રકારે , શિવ એ પ્રકારે , શિવ એ પ્રકારે वा - અથવા हर - હર हर इति हर इति हर इति - હર એ પ્રકારે, હર એ પ્રકારે, હર એ પ્રકારે वा - અથવા भव - ભવ भव इति भव इति - ભવ એ પ્રકારે, ભવ એ પ્રકારે, ભવ એ પ્રકારે वा - અથવા मृड - મૃડ मृड इति मृड इति मृड इति - મૃડ એ પ્રકારે, મૃડ એ પ્રકારે, મૃડ એ પ્રકારે वा - અથવા भज - ભજ मनः - હે મન शिवम् - શિવને एव - જ निरन्तरम् - નિરંતર जप - જપ मनः - હે મન शिवम् - શિવને एव - જ निरन्तरम् - નિરંતર रट - રટ मनः - હે મન शिवम् - શિવને एव - જ निरन्तरम् - નિરંતર स्मर - સ્મર मनः - હે મન शिवम् - શિવને एव - જ निरन्तरम् - નિરંતર

ઓમ્, હે મહાદેવ, હે પરમ બોધસ્વરૂપ શિવ ! હે કલ્યાણ કરનારા શંકર ! હે

---

+ આધ્યાત્મિકાદિ ત્રણે તાપોથી સર્વથા વિમુક્ત અથવા ત્રિગુણમય જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓથી પર આનંદમય, ત્રિગુણાતીત તુરીય અવસ્થામાં શિવજી સદા સ્થિત રહે છે. આ જ શિવજીનું ત્રિશૂળધારી શૂલિન્ હોવાપણું છે.

* रु એટલે રડાવવું અને द्र એટલે કુત્સિત ગતિ. અત્યાચારીઓને દંડ આપીને જે રડાવે છે તેમનું નામ રુદ્ર છે. અથવા દીનદુઃખીઓની દુર્દશા પર રુદન કરીને દ્રુત-ગતિથી એમનાં અશ્રુઓને આનંદાશ્રુઓમાં ફેરવી નાખે છે, આથી શિવજી રુદ્ર કહેવાય છે.

★ શિવજી ત્રિગુણરૂપ ત્રિશૂળ પર વિશ્વરૂપી કાશીપુરી વસાવીને વિશ્વનાથ થયા છે અને જ્યાં સુધી ત્રિગુણાત્મક પ્રકૃતિમાં શિવજીની સત્તા રહેશે ત્યાં સુધી વિશ્વરૂપ કાશીપુરીનો નાશ થઈ શકતો નથી.

પરમ કલ્યાણમૂર્તિ શંભુ ! હે પાર્વતીપતિ ! હે સર્વદુઃખહારી હર ! હે ત્રિપુરાસુરસંહારક ! હે મૃત્યુને જીતનાર ! હે ધર્મના સૂચક વૃષભ ચિહ્નમયી ધજાવાળા વૃષભધ્વજ ! અથવા હે ધર્મધ્વજ ! હે ત્રિશૂળધારી ! હે ભગવતી પાપનાશિની ગંગાને ધારણ કરનાર ! હે સમસ્ત દેવ, દાનવ, માનવોના સ્તુત્ય ! હે કામદેવના નાશક ! હે હર ! હે શિવ ! હે શંકર (આપ) પાર્વતીપતિને, ગંગાધરને, સર્વેશ્વરને હું વંદન કરું છું. રુદ્રને, પશુપતિને, ઈશાનને, કાશીપુરીના નાથને હું હૃદયથી રટું છું. હે શંભુ ! આપનો જય થાઓ. હે શંભુ ! આપનો જય થાઓ. હે શિવ ! હે ગૌરીશંકર ! હે શંભુ ! આપનો જય થાઓ. હે શંભુ ! આપનો જય થાઓ. હે શંભુ ! આપનો જય થાઓ. હે શિવ ! હે ગૌરીશંકર ! હે શંભુ ! આપનો જય થાઓ.

શિવ ! શિવ ! શિવ ! શિવ ! એ પ્રકારે અથવા

હર ! હર ! હર ! હર ! એ પ્રકારે અથવા

ભવ ! ભવ ! ભવ ! ભવ ! એ પ્રકારે અથવા

મૃડ ! મૃડ ! મૃડ ! મૃડ ! એ પ્રકારે (એમાંની કાઈ પણ એક રીતે) હે મન ! (તું) નિરંતર (એક ક્ષણના પણ આળસ વગર) શિવને જ ભજ. હે મન ! (તું) નિરંતર શિવને જ જપ, (શિવનામનો જ જપ કર). હે મન ! (તું) નિરંતર શિવને જ રટ (શિવજીનું જ રટણ કર). હે મન ! (તું) નિરંતર શિવને જ સ્મર (શિવજીનું જ સ્મરણ કર).

**ॐ नमः पार्वतीपतये हर हर महादेव ।**

# ४४. शिवनीराजनम्

१.

ॐ जय गङ्गाधर हर शिव जय गिरिजाधीश ।
त्वं मां पालय नित्यं ( २ ) कृपया जगदीश ॥
ॐ हर हर हर महादेव ॥

ઓમ્. હે ગંગાધર ! હે હર ! હે શિવ ! આપનો જય થાઓ. હે ગિરિજા (પાર્વતી)ના સ્વામી ! આપનો જય થાઓ. હે જગદીશ્વર ! કૃપા કરીને આપ મારું નિત્ય પાલન કરો. ઓંકારસ્વરૂપ હે મહાદેવ ! મારા (આધ્યાત્મિક તાપનું) હરણ કરો. મારા (આધિભૌતિક તાપનું) હરણ કરો. મારા (આધિદૈવિક તાપનું ) હરણ કરો.

कैलासे गिरिशिखरे कल्पद्रुमविपिने ।
गुञ्जति मधुकरपुञ्जे ( २ ) कुञ्जवने गहने ॥
कोकिल कूजति खेलति हंसावलि ललिता ।
रचयति कलाकलापं ( २ ) नृत्यत मुदसहिता ॥
ॐ हर हर हर महादेव ॥ १ ॥

કૈલાસ પર્વતના શિખર ઉપર કલ્પવૃક્ષના વનમાં ભ્રમરોના સમૂહ ગૂંજી રહ્યા છે, ગહન કુંજવનમાં કોયલ કૂજન કરી રહી છે. હંસોની લલિત શ્રેણી આનંદસહિત નૃત્ય કરતી કલાપૂર્ણ કલાપની રચના કરતી ક્રીડા કરી રહી છે. ૧

तस्मिन ललितसुदेशे शाला मणिरचिता ।
तन्मध्ये हरनिकटे ( २ ) गौरी मुदसहिता ॥
क्रीडां रचयति भूषा रञ्जित निजमीशम् ।
इन्द्रादिकसुरसेवित ( २ ) प्रणमति ते शीर्षम् ॥
ॐ हर हर हर महादेव ॥ २ ॥

એ મનોહર સુંદર સ્થાનમાં મણિજડિત ભવનની મધ્યે શિવજીની સમીપમાં ગૌરી આનંદસહિત ક્રીડા કરી રહ્યાં છે, શોભાથી પોતાના સ્વામીને ખુશ કરી રહ્યાં છે. ઇંદ્રાદિ દેવો (હે શિવજી,) આપની સેવા કરી રહ્યા છે, મસ્તક નમાવી (આપને) પ્રણામ કરી રહ્યા છે. ૨

विबुधवधू बहु नृत्यति हृदये मुदसहिता ।
किन्नर गानं कुरुते ( २ ) सप्तस्वरसहिता ॥
धिनकत थै थै धिनकत मृदङ्ग वादयते ।
क्वण क्वण ललिता वेणु ( २ ) मधुरं नादयते ॥
ॐ हर हर हर महादेव ॥ ३ ॥

હૃદયમાં આનંદસહિત અપ્સરાઓ નૃત્ય કરે છે, કિન્નરો સપ્ત સ્વર સહિત ગાન કરે છે, ધિનકત થૈ થૈ ધિનકત (એ રીતે) મૃદંગ વાગે છે, લલિત વેણુ ક્વણ ક્વણ એવો મધુર નાદ કરે છે. ૩

रुणरुण चरणे रचयति नूपुरमुज्ज्वलितम् ।
चक्रावर्ते भ्रमयति ( २ ) कुरुते तां धिक्तान् ॥
तां तां लुपचुप तां तां तालं नादयते ।
अङ्गुष्ठाङ्गुलिनादं ( २ ) लास्यकतां कुरुते ॥
ॐ हर हर हर महादेव ॥ ४ ॥

ચરણમાં ઉજ્જવળ નૂપુર રુણરુણ (નાદ) કરે છે. ચક્રાકારે ભ્રમણ કરતાં તે તાં ધિક્ તાં (એવો નાદ ) કરે છે. ડમરુ 'તાં તાં લુપ ચુપ તાં તાં' એવો નાદ કરે છે. અંગૂઠા અને આંગળીઓના અવાજ કરતાં (ચપટી વગાડતાં) (અપ્સરાઓ) સુંદર નૃત્ય કરે છે. ૪

कर्पूरद्युतिगौरं पञ्चाननसहितम् ।
त्रिनयनशशिधरमौलिं ( २ ) विषधरकण्ठयुतम् ॥
सुन्दर जटाकलापं पावकयुतभालम् ।
डमरुत्रिशूलपिनाकं ( २ ) करधृतनृकपालम् ॥
ॐ हर हर हर महादेव ॥ ५ ॥

(મહાદેવજીનો) કર્પૂરના પ્રકાશ જેવો ગૌર (વર્ણ) છે. (પોતે) પાંચ મુખ ધરાવે છે. ત્રણ નયન અને મસ્તક પર ચંદ્રને ધારણ કરે છે. કંઠ પર વિષધર (સર્પ) રહેલ છે, સુંદર જટાકલાપ છે, ભાલ અગ્નિથી યુક્ત છે. હાથમાં ડમરુ, ત્રિશૂળ, પિનાક ધનુષ્ય અને મનુષ્યની ખોપરી ધારણ કરેલાં છે. ૫

शङ्खनिनादं कृत्वा झल्लरि नादयते ।
नीराजयते ब्रह्मा ( २ ) वेदऋचां पठते ॥
अति मृदु चरणसरोजं हृत्कमले धृत्वा ।
अवलोकयति महेशं ( २ ) ईशम् अभिनत्वा ॥
ॐ हर हर हर महादेव ॥ ६ ॥

શંખનો નિનાદ કરીને ઝલ્લરી વગાડવામાં આવે છે. બ્રહ્માજી આરતી કરે છે, વેદોની ઋચાઓનું પઠન કરે છે. (શિવજીનાં) અતિ કોમળ ચરણકમળને હૃદયકમળમાં ધારણ કરીને, ઈશને નમન કરીને (તે) મહેશ્વરનાં દર્શન કરે છે. ૬

मुण्डै रचयति मालां पन्नगमुपवीतम् ।
वामविभागे गिरिजा ( २ ) रूपं अतिललितम् ॥
सुन्दर सकलशरीरे कृतभस्माभरणम् ।
इति वृषभध्वजरूपं ( २ ) तापत्रयहरणम् ॥
ॐ हर हर हर महादेव ॥ ७ ॥

નૃકપાલથી માળા રચે છે, નાગરૂપી ઉપવીત છે, વામ અંગમાં ગિરિજા વિરાજમાન છે, રૂપ અતિ સુંદર છે, સમગ્ર સુંદર શરીર ઉપર કામદેવને બાળીને કરેલી ભસ્મનું લેપન કરેલું છે, નંદિ જેમનું વાહન છે તેવા (શિવજી)નું રૂપ ત્રણે તાપનું હરણ કરનારું છે. ૭

ध्यानं आरतिसमये हृदये इति कृत्वा ।
रामं त्रिजटानाथं ( २ ) ईशं अभिनत्वा ॥
सङ्गीतमेव प्रतिदिन पठनं यः कुरुते ।
शिवसायुज्यं गच्छति ( २ ) भक्त्या यः शृणुते ॥
ॐ हर हर हर महादेव ॥ ८ ॥

આ પ્રમાણે આરતી સમયે હૃદયમાં ધ્યાન કરીને, ત્રિજટાને વશ કરનાર શ્રીરામચંદ્રજીને, મહેશને સર્વતયા પ્રણામ કરીને આરતીનું ગાનપૂર્વક પઠન જે પ્રતિદિન કરે છે (અથવા) ભક્તિપૂર્વક જે સાંભળે છે તે શિવજીનું સાંનિધ્ય (સાયુજ્ય મુક્તિ) પામે છે. ૮

## २.

जयति जयति जगनिवास, शङ्कर सुखकारी ॥
अजर अमर अज अरूप, सत चित आनंदरूप,
व्यापक ब्रह्मस्वरूप, भव भवभयहारी ॥ जयति० ॥
शोभित बिधुबाल भाल, सुरसरिमय जटाजाल,
तीन नयन अति विशाल, मदन-दहन-कारी ॥ जयति० ॥
भक्तहेतु धरत शूल, करत कठिन शूल फूल,
हियकी सब हरत हूल, अचल शान्तिकारी ॥ जयति० ॥
अमल अरुण चरण कमल , सफल करत काम सकल,
भक्तिमुक्ति देत विमल, मायाभ्रमटारी ॥ जयति० ॥
कार्तिकेययुत गणेश, हिमतनया सह महेश,
राजत कैलासदेश, अकल कलाधारी ॥ जयति० ॥
भूषण तन भूति व्याल, मुण्डमाल कर कपाल,
सिंहचर्म हस्ति खाल, डमरू कर धारी ॥ जयति० ॥
अशरण जन नित्य शरण, आशुतोष आर्तिहरण,
सब बिधि कल्याणकरण, जय जय त्रिपुरारी ॥ जयति० ॥

नारायणदास पोद्दार

## ३.

हर हर हर महादेव ॥
सत्य सनातन सुन्दर शिव सबके स्वामी ।
अविकारी अविनाशी अज अन्तर्यामी ॥
हर हर हर महादेव ॥ १ ॥

आदि अनन्त अनामय अकल कलाधारी ।
अमल अरूप अगोचर अविचल अघहारी ॥
हर हर हर महादेव ॥ २ ॥
ब्रह्मा विष्णु महेश्वर तुम त्रिमूर्तिधारी ।
कर्ता भर्ता धर्ता तुम ही संहारी ॥
हर हर हर महादेव ॥ ३ ॥
रक्षक भक्षक प्रेरक प्रिय औढरदानी ।
साक्षी परम अकर्ता कर्ता अभिमानी ॥
हर हर हर महादेव ॥ ४ ॥
मणिमयभवननिवासी अति भोगी रागी ।
सदा श्मशान विहारी योगी वैरागी ॥
हर हर हर महादेव ॥ ५ ॥
छालकपाल गरलगल मुण्डमाल व्याली ।
चिताभस्मतन त्रिनयन अयनमहाकाली ॥
हर हर हर महादेव ॥ ६ ॥
प्रेतपिशाचसुसेवित पीतजटाधारी ।
विवसन विकट रूपधर रुद्र प्रलयकारी ॥
हर हर हर महादेव ॥ ७ ॥
शुभ्रसौम्य सुरसरिधर शशिधर सुखकारी ।
अतिकमनीय शान्तिकर शिवमुनिमनहारी ॥
हर हर हर महादेव ॥ ८ ॥
निर्गुण सगुण निरञ्जन जगमय नित्य प्रभो ।
कालरूप केवल हर कालातीत विभो ॥
हर हर हर महादेव ॥ ९ ॥

सत् चित् आनंद रसमय करुणामय धाता ।
प्रेमसुधानिधि प्रियतम अखिल विश्वत्राता ॥
हर हर हर महादेव ॥ १० ॥
हम अति दीन दयामय चरण शरण दीजै ।
सब बिधि निर्मल मति कर अपनो कर लीजै ॥
हर हर हर महादेव ॥ ११ ॥

४.

जय जय शङ्कर जय अभयङ्कर ।
पार्वतीशङ्कर हे गौरीशङ्कर ॥
सर्गस्थितिलयकारणकारण
मृत्युञ्जय गणनायकनायक ।
उमापते शिव शङ्कर शङ्कर
गङ्गाधर जगदीश्वर ईश्वर ॥ जय० ॥

५.

शीश गंग अर्धंग पार्वती, सदा विराजत कैलासी ।
नंदी भृंगी नृत्य करत हैं, धरत ध्यान सुर सुखरासी ॥
शीतल मन्द सुगन्ध पवन बह, बैठे हैं शिव अविनाशी ।
करत गान गन्धर्व सप्त स्वर, राग रागिनी मधुरा-सी ॥
यक्ष-रक्ष भैरव जहँ डोलत, बोलत हैं वन के वासी ।
कोयल शब्द सुनावत सुन्दर, भ्रमर करत हैं गुंजा-सी ॥

कल्पद्रुम अरु पारिजात तरु, लाग रहे हैं लक्षासी ।
कामधेनु कोटिन जहँ डोलत, करत दुग्धकी वर्षा-सी ॥
सूर्यकान्त सम पर्वत शोभित, चन्द्रकान्त सम हिमराशी ।
नित्य छहों ऋतु रहत सुशोभित, सेवत सदा प्रकृति-दासी ॥
ऋषि-मुनि देव दनुज नित सेवत, गान करत श्रुति गुणराशी ।
ब्रह्मा-विष्णु निहारत निसिदिन, कछु शिव हमकूँ फरमासी ॥
ऋद्धि सिद्धि के दाता शङ्कर, नित सत् चित् आनँदराशी ।
जिनके सुमिरत ही कट जाती, कठिन काल-यम की फाँसी ॥
त्रिशूलधर का नाम निरंतर, प्रेम सहित जो नर गासी ।
दूर होय विपदा उस नर की, जन्म-जन्म शिवपद पासी ॥
कैलासी काशी के वासी, अविनाशी मेरी सुध लीजो ।
सेवक जान सदा चरनन को, अपनो जान कृपा कीजो ॥
तुम तो प्रभुजी सदा दयामय, अवगुण मेरे सब ढकियो ।
सब अपराध क्षमाकर शङ्कर, किंकर की विनती सुनियो ॥

६.

हरि कर दीपक बजावें संख सुरपति,
गनपति झाँझ भैरों झालर झरत हैं ।
नारदके कर बीन सारदा गावत जस,
चारि मुख चारि वेद बिधि उचरत हैं ।
षटमुख रटत सहस्त्रमुख सिव सिव,
सनक-सनंदनादि पाँयन परत हैं ।
'बालकृष्ण' तीन लोक तीस और तीनि कोटि,
एते शिवशङ्करकी आरति करत हैं ॥

बालकृष्ण

# ४५. मन्त्रपुष्पाञ्जलिः

(કૃષ્ણયજુર્વેદીય)

શિવલિંગની પ્રતિષ્ઠા માટેના મંત્રો

ॐ निधनपतये नमः । ॐ निधनपतान्तिकाय नमः ।

ॐ ऊर्ध्वाय नमः । ॐ ऊर्ध्वलिङ्गाय नमः ।

ॐ हिरण्याय नमः । ॐ हिरण्यलिङ्गाय नमः ।

ॐ सुवर्णाय नमः । ॐ सुवर्णलिङ्गाय नमः ।

ॐ दिव्याय नमः । ॐ दिव्यलिङ्गाय नमः ।

ॐ भवाय नमः । ॐ भवलिङ्गाय नमः ।

ॐ शर्वाय नमः । ॐ शर्वलिङ्गाय नमः ।

ॐ शिवाय नमः । ॐ शिवलिङ्गाय नमः ।

ॐ ज्वलाय नमः । ॐ ज्वललिङ्गाय नमः ।

ॐ आत्माय नमः । ॐ आत्मलिङ्गाय नमः ।

ॐ परमाय नमः । ॐ परमलिङ्गाय नमः ।

एतत्सोमस्यं सूर्यस्य सर्वलिङ्गँस्थापयति पाणिमन्त्रं पवित्रम् ॥ १ ॥

નિધનપતિને (મહાપ્રલયના સાક્ષી શિવજીને) નમસ્કાર. નિધનપતિના (મરણકર્તા યમનો) અંત કરનારને નમસ્કાર. ઊર્ધ્વને (મહદાદિ સર્વ તત્ત્વોથી જે પર છે, જે માયાશક્તિયુક્ત છે તેને) નમસ્કાર. ઊર્ધ્વલિંગ (ચિત્શક્તિથી અવચ્છિન્ન સદાશિવ તત્ત્વ)ને નમસ્કાર. હિરણ્ય (હિતકારક અને રમણીય) રૂપધારીને નમસ્કાર. હિરણ્ય (સુવર્ણ)માંથી બનેલ લિંગને નમસ્કાર. સુવર્ણ (પ્રકાશરૂપ)ને નમસ્કાર. સુવર્ણ (રજત)માંથી નિર્મિત લિંગને નમસ્કાર. દિવ્ય (સ્વર્ગના સુખરૂપ)ને નમસ્કાર. દેવલોકમાં સ્થિત જે લિંગ છે તેને નમસ્કાર. ભવ (સંસારના ઉત્પત્તિરૂપ)ને નમસ્કાર. ભવ (સંસાર)માં સ્થિત ઉપાસકોથી પૂજિત લિંગને નમસ્કાર. શર્વ (પ્રલયકાળે બ્રહ્માંડની હિંસા કરનાર)ને નમસ્કાર. શર્વ (મહાન સુખના પ્રાપક)

લિંગને નમસ્કાર. શિવ (કલ્યાણકારી)ને નમસ્કાર. શિવલિંગને નમસ્કાર. જ્યોતિર્મયને નમસ્કાર. જ્યોતિરૂપ લિંગને નમસ્કાર. (સમસ્ત જગતના) આત્મસ્વરૂપને નમસ્કાર. (સર્વ પ્રાણીઓના અંતર્યામીરૂપે જે લીન છે તે) આત્મલિંગને નમસ્કાર. પરમ (સર્વોત્તમ)ને નમસ્કાર. પરમાનંદ અને મોક્ષના અધિપતિ જે લિંગરૂપથી લક્ષિત થાય છે તે પરમલિંગને નમસ્કાર.

આ મંત્રો વડે ભગવાન શિવ જે સોમ (ઉમાસહિત) છે અને (સમસ્ત દેવતાઓના કારણભૂત હોવાને લીધે) સૂર્ય છે તેમના પ્રતીકરૂપ આ લિંગની, સ્મરણમાત્રથી પવિત્ર કરનારા પાણિમંત્રથી (પ્રથમ હાથમાં રાખીને મંત્રોથી સંસ્કૃત થયું હોવાને લીધે જે પાણિમંત્ર કહેવાય છે) સર્વ માટે પ્રતિષ્ઠા કરે છે.

(પંચ બ્રહ્મમંત્ર નામે ઓળખાતા હવે પછીના પાંચ મંત્રો પંચમુખ મહાદેવજીની ઉપાસના માટે પ્રયુક્ત થાય છે. ચાર દિશાઓમાં ચાર અને એક ઉપર એમ મહાદેવજીનાં પાંચ મુખ કહેવાય છે.)

(સદ્યોજાત નામના પશ્ચિમ મુખરૂપ મહાદેવજીને નમસ્કાર માટેનો મંત્ર)

**सद्योजातं प्रपद्यामि सद्योजाताय वै नमो नमः ।**
**भवे भवे नातिभवे भवस्व माम् । भवोद्भवाय नमः ॥ २ ॥**

(સંસારની ઉત્પત્તિ માટે કારણભૂત એવા) સદ્યોજાત નામના (પશ્ચિમમુખરૂપી) પરમેશ્વરને હું ભજું છું. તે સદ્યોજાતને (પ્રસન્ન કરવા માટે) વારંવાર પ્રણામ કરું છું. હે સદ્યોજાત ! ફરી ફરી મને જન્મ(મરણરૂપ સંસારચક્ર)માં ન પ્રેરીશ. મને અતિભવ (જન્મથી પર એવા મોક્ષ)માં દોરી જા. સંસારમાંથી ઉદ્ધાર કરનાર મહાદેવને હું નમસ્કાર કરું છું.

(હવે, વામદેવ નામના ઉત્તરમુખસ્વરૂપ મહાદેવજીને નમસ્કાર માટેનો મંત્ર)

**वामदेवाय नमो ज्येष्ठाय नमः श्रेष्ठाय नमो रुद्राय नमः कालाय नमः कलविकरणाय नमो बलविकरणाय नमो बलाय नमो बलप्रमथनाय नमः**
**सर्वभूतदमनाय नमो मनोन्मनाय नमः ॥ ३ ॥**

સુંદર દીપ્યમાન રૂપવાળા (ઉત્તરમુખસ્વરૂપ) વામદેવને નમસ્કાર. જ્યેષ્ઠ (સર્વ પ્રથમ જન્મેલ)ને નમસ્કાર. શ્રેષ્ઠ (સૌથી વધુ સ્તુત્ય)ને નમસ્કાર. રુદ્ર (સંહારકાળે જે રડાવે તે)ને નમસ્કાર. કાળ (આયુષ્ય ક્ષીણ થવા માટે હેતુરૂપ)ને નમસ્કાર. કાળથી

રક્ષણ કરનારને, દીર્ઘ આયુ આપનારને નમસ્કાર. ષટ્શત્રુનું બળ ઓછું કરનારને, બળ અર્પનારને નમસ્કાર. બળસ્વરૂપને નમસ્કાર. બળવાનને પણ પરાસ્ત કરનારને, અંકુશમાં રાખનારને નમસ્કાર. સર્વ પ્રાણીઓનું દમન કરનારને, નિયંતાને નમસ્કાર. મનને વશમાં કરી આત્મસ્વરૂપમાં લગાડનાર યોગીશ્વરને નમસ્કાર.

(અઘોરેશ્વર અથવા દક્ષિણામૂર્તિ નામક દક્ષિણમુખસ્વરૂપ મહાદેવજીને નીચેના મંત્રોથી નમસ્કાર કરવામાં આવે છે.)

**अघोरैँभ्योऽथ घोरैँभ्यो घोरघोरंतरेभ्यः ।**

**सर्वैँभ्यः सर्वशर्वैँभ्यो नमंस्ते अस्तु रुद्ररूंपेभ्यः ॥ ४ ॥**

હવે, (ભક્તોને અભીષ્ટ દાન કરવાને લીધે અનુકૂળ હોઈને જે શાંત છે, સાત્ત્વિક છે, તે) અઘોરને, (રાજસ હોવાને કારણે જે ઉગ્ર છે તે) ઘોરને, (તામસ હોવાને કારણે જે ઉગ્રથી પણ વધુ ઉગ્ર છે, તે) ઘોરઘોરને નમસ્કાર. હે સર્વરૂપ, આપનાં સર્વ ઐશ્વર્યમય રુદ્રરૂપોને નમસ્કાર.

(હવે, મહાદેવજીના તત્પુરુષ નામક પૂર્વરૂપના ધ્યાન માટેનો મંત્ર)

**ॐ तत्पुरुंषाय विद्महें महादेवायं धीमहि । तन्नों रुद्रः प्रचोदयाँत् ॥ ५ ॥**

તે (આગમપ્રસિદ્ધ) પરમાત્મરૂપ (મહાદેવ)ને અમે (ગુરુ-શાસ્ત્ર દ્વારા) જાણીએ છીએ. (અને તે જ્ઞાન પ્રાપ્ત કરીને) તે મહાદેવનું અમે ધ્યાન કરીએ છીએ. તેથી તે જ્ઞાનદાતા રુદ્ર અમને (જ્ઞાન અને ધ્યાનમાં) પ્રેરો.

(હવે ઈશાન નામક ઊર્ધ્વમુખ મહાદેવજીની પ્રાર્થના અને ધ્યાન માટેનો મંત્ર)

**ईशानः सर्वंविद्यानामीश्वरः सर्वंभूतानां ब्रह्माधिंपतिर्ब्रह्मणोऽधिंपतिर्ब्रह्मां शिवो में अस्तु सदाशिवोम् ॥ ६ ॥**

સર્વ વિદ્યાના પ્રેરક, સર્વ ભૂતોના નિયામક, વેદના પાલક, જે બ્રહ્મ (હિરણ્યગર્ભ)ના સ્વામી છે, જે બ્રહ્મા (સર્વાધિક પરમાત્મા) છે, તે મારા પર અનુગ્રહ કરવા માટે શાંત થાઓ. તે જ સદાશિવ, સર્વદા કલ્યાણકારી, જેનું આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું અને જેનું નામ ઓંકાર છે તે હું છું.

નમસ્કારમંત્ર

**ॐ नमो हिरण्यबाहवे हिरण्यवर्णाय हिरण्यरूपाय हिरण्यपतयेऽम्बिकापतय उमापतये पशुपतये नमो नमः ॥ ७ ॥**

ઓમ્. હિરણ્યથી અલંકૃત બાહુ જેના છે (અથવા હિરણ્ય સમાન તેજસ્વી અંગ જેનું છે) તેવા હિરણ્યબાહુને, હિરણ્ય સમાન (દુર્લભ) વેદના વર્ણો (અક્ષરો) જેમાંથી ઉત્પન્ન થાય છે તેવા હિરણ્યવર્ણને, હિરણ્યરૂપ (તેજોમય)ને, હિરણ્ય (હિતકારક અને રમણીય) અર્થોના સ્વામી (અથવા હિરણ્યાદિ દુર્લભ વસ્તુઓના પાલક) એવા હિરણ્યપતિને, જગન્માતા અંબિકાના ભર્તા એવા અંબિકાપતિને, બ્રહ્મવિદ્યારૂપી ઉમાના સ્વામી ઉમાપતિને, બ્રહ્માજીથી માંડીને સ્તંબ સુધી સર્વ પશુના નાયક એવા પશુપતિ મહાદેવને વારંવાર નમસ્કાર.

**नानासुगन्धपुष्पाणि यथाकालोद्भवानि च ।**
**भक्त्या दत्तानि पूजार्थं गृहाण परमेश्वर ॥ ८ ॥**
**मन्त्रपुष्पाञ्जलिं समर्पयामि ॥**

સમય પ્રમાણે ઉત્પન્ન થતાં વિવિધ સુગંધી પુષ્પો જે મેં પૂજાર્થે ભક્તિપૂર્વક અર્પિત કર્યાં છે તેમને હે પરમેશ્વર, આપ સ્વીકારો. મંત્રપુષ્પાંજલિ સમર્પણ કરું છું.

**यो देवानां प्रथमं पुरस्ता-**
**द्विश्वाधियो रुद्रो महर्षिः ।**
**हिरण्यगर्भं पश्यत जायमानं**
**स नो देवः शुभया स्मृत्या संयुनक्तु ॥ ९ ॥**

જે (વિશ્વનું કારણ હોવાને લીધે) વિશ્વથી અધિક છે, જે રુદ્ર (વેદપ્રતિપાદ્ય) છે, ઋષિઓ અર્થાત્ દ્રષ્ટાઓમાં જે મહાન છે, (સર્વજ્ઞ છે), અને જે દેવોમાં પ્રથમ અર્થાત્ અન્ય દેવોથી પહેલા જન્મેલા હિરણ્યગર્ભના પણ દ્રષ્ટા છે તે દેવ (પરમેશ્વર) અમને (સંસારની નિવર્તક હોવાને લીધે જે) શોભાયમાન (છે એવી બ્રહ્મતત્ત્વની અવિચ્છિન્ન) સ્મૃતિથી સંયુક્ત કરો (પોતાના અનુગ્રહથી સતત પરમાત્માનું સ્મરણ જાળવી રાખો).

यस्मात्परं नापरमस्ति किञ्चिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित् ।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ १० ॥

(જે તત્ત્વના સ્મરણની પ્રાર્થના આગલા મંત્રમાં કરવામાં આવી તેના સ્વરૂપનો અહીં નિર્દેશ કરે છે.) જે બ્રહ્મતત્ત્વથી પર (ઉત્કૃષ્ટ) કે અપર (નિકૃષ્ટ) બીજું કાંઈ નથી, જેના કરતાં અલ્પ (સૂક્ષ્મ) કે મહાન (મોટું) કાંઈ નથી, (સર્વ પ્રકારના ઉત્કર્ષ કે અપકર્ષથી રહિત અદ્વિતીય જે છે), (જે) એક (અદ્વિતીય) પરમાત્મા વૃક્ષની જેમ નિશ્ચળ (નિર્વિકાર) પ્રકાશસ્વરૂપ પોતાના મહિમામાં સ્થિત છે તે પુરુષ વડે આ સર્વ પૂર્ણ છે (તેનાથી અન્ય જગત છે જ નહીં).

(ઉપરોક્ત બ્રહ્મતત્ત્વના સ્મરણના અંતરંગ સાધનરૂપ સર્વ ત્યાગનું હવે વર્ણન કરે છે.)

न कर्मणा न प्रजया धनेन
त्यागेनैके अमृतत्वमानशुः ।
परेण नाकं निहितं गुहायां
विभ्राजदेतद्यतयो विशन्ति ॥ ११ ॥

અગ્નિહોત્રાદિ કર્મથી, પુત્ર-પૌત્રાદિ પ્રજાથી (અથવા તો) ધનથી (અર્થાત્) યોગ્ય પાત્રને અપાયેલ બહુવિધ દાનથી અમૃતત્વ (પરમાત્મા) પ્રાપ્ત થતું નથી. (ત્યારે ?) (ઉક્ત સર્વ લૌકિક-વૈદિક વ્યાપારના) ત્યાગથી કેટલાકે (અંતર્મુખ મહાત્માઓએ) અમૃતત્વ પ્રાપ્ત કર્યું (પ્રાપ્ત કરે છે.) તે (અમૃતત્વ) સ્વર્ગથી પણ ઉત્કૃષ્ટ છે અને બુદ્ધિગુહામાં વિશેષરૂપે પ્રકાશિત થાય છે. (ઇંદ્રિયો પર પ્રભુત્વ ધરાવનારા અંતર્મુખ) યતિઓ (એકાગ્ર ચિત્તમાં) તેનો સાક્ષાત્કાર કરે છે.

(ઉપરોક્ત ત્યાગ અર્થાત્ સંન્યાસનો મુખ્ય અર્થ જ્ઞાન થાય છે અને તેનાથી જ મુક્તિ પ્રાપ્ત થાય છે.)

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः
संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोके तु परान्तकाले
परामृतात्परिमुच्यन्ति सर्वे ॥ १२ ॥

વેદાંત (ઉપનિષદનાં વાક્યો)થી ઉત્પન્ન થતા (સંસારના નિવર્તક એવા જીવ-બ્રહ્મ-ઐક્યના) જ્ઞાનનો જેમને દૃઢ નિશ્ચય થયેલો છે તે શુદ્ધાંતઃકરણ યતિઓ (મુમુક્ષુઓ) (ઉપરોક્ત) સંન્યાસપૂર્વકના યોગથી (શ્રવણાદિથી) અમૃતત્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે (જીવનમુક્ત બને છે). (તેમના દેહપાતરૂપ) પરાંતકાળે જગતકારણરૂપ અવિદ્યાથી સર્વ રીતે તેઓ મુક્ત થાય છે (વિદેહમુક્તિ પ્રાપ્ત કરે છે).

(તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવાને જે અસમર્થ છે તેમને માટે ઉપાસનાનું વિધાન કરે છે.)

दहं विपापं परमेंश्मभूतं
यत्पुंण्डरीकं पुरमंध्यसंस्थम् ।
तत्रापि दहं गगनं विशोक-
स्तस्मिंन्यदुन्तस्तदुपांसितव्यम् ॥ १३ ॥

શરીરના મધ્યમાં એક નાનું (અંગૂઠા જેવડું) પાપરહિત (શાંત), શુદ્ધ હૃદયકમળ છે, જે પરમેશ્વરનું નિવાસસ્થાન (ઉપાસનાસ્થાન) છે. તે (હૃદયકમળ)માં પણ સૂક્ષ્મ, શોકરહિત (આનંદસ્વરૂપ) આકાશ (નિરાકાર બ્રહ્મ) છે. ત્યાં તે બ્રહ્મનું સતત ધ્યાન કરવું જોઈએ.

('ગગન' શબ્દવાચ્ય જે તત્ત્વ છે તેનું હવે વર્ણન કરે છે.)

यो वेदादौ स्वंरः प्रोक्तो
वेदान्तें च प्रतिष्ठिंतः ।
तस्यं प्रकृतिंलीनस्य
यः परंः स महेश्वंरः ॥ १४ ॥

જે (પ્રણવમંત્ર)નું સર્વ વેદના (ઉચ્ચારણના) આરંભમાં ઉચ્ચારણ થાય છે, ઉપનિષદમાં જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને ધ્યાન સમયે જે જગતની કારણભૂત અવ્યાકૃત પ્રકૃતિમાં લીન થાય છે, તેવા ઓમ્‌થી (સગુણ બ્રહ્મથી) પર (અધિષ્ઠાનરૂપ) જે દેવ છે તે આ મહેશ્વર છે.

ॐ हर हर नमः पार्वतीपतये
हर हर महादेव ॥

ઓમ. હે હર ! હે હર ! (આપ) પાર્વતીપતિને નમસ્કાર.

હે હર ! હે હર ! હે મહાદેવ ! (આપને વારંવાર નમસ્કાર).

## ४६. शिवापराधक्षमापनस्तोत्रम्

**आदौ कर्मप्रसङ्गात्कलयति कलुषं मातृकुक्षौ स्थितं मां**
**विण्मूत्रामेध्यमध्ये क्वथयति नितरां जाठरो जातवेदाः ।**
**यद्यद्वै तत्र दुःखं व्यथयति नितरां शक्यते केन वक्तुं**
**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ १ ॥**

आदौ - પહેલાં (પૂર્વજન્મમાં) कर्मप्रसङ्गात् - કર્મની આસક્તિને લીધે कलयति - લઈ જાય છે कलुषम् - પાપ मातृकुक्षौ - માતાની કૂખમાં स्थितम् - રહેલા माम् - મને विण्मूत्र-अमेध्य-मध्ये - મળ-મૂત્રની વચ્ચે क्वथयति - બાળે છે नितराम् - અત્યંત जाठरः - જઠરમાંના जातवेदाः - અગ્નિ यद् यद् - જે જે वै - ખરેખર तत्र - ત્યાં दुःखम् - દુઃખ व्यथयति - પીડા કરે છે नितराम् - અતિશય शक्यते - શક્ય છે केन - કોના વડે वक्तुम् - કહેવા માટે क्षन्तव्यः - (આપ વડે) ક્ષમા (કરાવા) યોગ્ય છે मे (मम) - મારો अपराधः - અપરાધ शिव शिव शिव भोः - હે શિવ, શિવ, શિવ श्रीमहादेव - શ્રીમહાદેવ शम्भो - શંભુ

પહેલાં (પૂર્વજન્મમાં) કર્મની આસક્તિમાંથી ઉત્પન્ન થયેલું પાપ મને માતાની કૂખમાં દોરી જાય છે. ત્યાં મળ-મૂત્રની વચ્ચે રહેલા મને જઠરાગ્નિ ખૂબ જ બાળે છે. ત્યાં જે જે કાંઈ દુઃખ મને અતિશય પીડા આપે છે તે સર્વ કોણ કહી શકે? (આ કારણોસર એ અવસ્થામાં મારાથી આપનું સ્મરણ ન થયું) મારો આ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે (આપ તે અપરાધ ક્ષમા કરો). ૧

**बाल्ये दुःखातिरेको मललुलितवपुः स्तन्यपाने पिपासा**
**नो शक्तश्चेन्द्रियेभ्यो भवगुणजनिता जन्तवो मां तुदन्ति ।**
**नानारोगादिदुःखाद्रुदनपरवशः शङ्करं न स्मरामि**
**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ २ ॥**

बाल्ये - બાળપણમાં दुःख-अतिरेकः - દુઃખનું આધિક્ય હતું मललुलित-वपुः - મળથી શરીર ખરડાયેલું (રહેતું હતું) स्तन्यपाने - સ્તનપાન માટે पिपासा - પિપાસા

(રહેતી હતી) न उ शक्तः - શક્તિમાન ન હતો च - અને इन्द्रियेभ्यः - ઇંદ્રિયો વડે भवगुणजनिताः - શૈવી માયાથી ઉત્પન્ન થયેલાં जन्तवः - જંતુઓ माम् - મને तुदन्ति - પીડતાં હતાં नाना-रोगादि-दुःखात् - અનેક રોગોને કારણે रुदन-परवशः - રુદનને વશ (રહેતો હતો), રડતો રહેતો હતો शङ्करम् - (ભગવાન) શંકરને न स्मरामि - નથી સ્મરતો (ન સ્મર્યા) क्षन्तव्यः... ।

બાળપણમાં દુઃખનું જ આધિક્ય હતું, શરીર મળથી ખરડાયેલું રહેતું હતું, સ્તન્યપાન માટે સતત પિપાસા રહેતી હતી અને વળી ઇંદ્રિયોમાં કાર્ય કરવાની શક્તિ ન હતી. શૈવી માયાથી ઉત્પન્ન થયેલાં નાનાં જંતુઓ મને પીડતાં હતાં. અનેક રોગોને કારણે હું રડતો જ રહેતો હતો. તે સમયે (આ કારણોસર) મારાથી ભગવાન શંકરનું સ્મરણ ન થયું. મારો એ અપરાધ, હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૨

**प्रौढोऽहं यौवनस्थो विषयविषधरैः पञ्चभिर्मर्मसन्धौ**
**दष्टो नष्टो विवेकः सुतधनयुवतिस्वादसौख्ये निषण्णः ।**
**शैवीचिन्ताविहीनं मम हृदयमहो मानगर्वाधिरूढं**
**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ३ ॥**

प्रौढः - પુખ્ત अहम् - હું यौवनस्थः - યુવાન (થઈને) विषय-विषधरैः - વિષયરૂપી વિષ ધરાવતા સર્પો વડે पञ्चभिः - પાંચ मर्मसन्धौ - મર્મસ્થાનમાં दष्टः - દંશ પામ્યો नष्टः - નાશ પામ્યો विवेकः - વિવેક सुत-धन-युवति-स्वाद-सौख्ये - પુત્ર, ધન, સ્ત્રી, સ્વાદના સુખમાં निषण्णः - રમમાણ હતો शैवी-चिन्ता-विहीनम् - શિવજીના ચિંતનથી રહિત मम - મારું हृदयम् - હૃદય अहो - અરેરે मान-गर्व-अधिरूढम् - માન (અને) ગર્વથી આરૂઢ હતું क्षन्तव्यः... ।

જ્યારે હું યુવાવસ્થામાં આવીને પુખ્ત થયો ત્યારે પાંચ વિષયરૂપી વિષ ધરાવતા સર્પોએ મારા મર્મસ્થાનમાં દંશ દીધા. તેથી મારો વિવેક નષ્ટ થયો અને હું પુત્ર, ધન, સ્ત્રી અને સ્વાદનું સુખ ભોગવવામાં લાગી ગયો. અરેરે ! તે સમયે માન અને ગર્વથી વ્યાપ્ત થયેલા મારા હૃદયમાં આપના ચિંતનને સ્થાન ન હતું. મારો એ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૩

वार्द्धक्ये चेन्द्रियाणां विगतगतिमतिश्चाधिदैवादितापैः
पापै रोगैर्वियोगैस्त्वनवसितवपुः प्रौढिहीनं च दीनम् ।
मिथ्यामोहाभिलाषैर्भ्रमति मम मनो धूर्जटेर्ध्यानशून्यं
क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ४ ॥

वार्द्धक्ये - વૃદ્ધાવસ્થામાં च - અને इन्द्रियाणाम् - ઇંદ્રિયોની विगत-गति-मतिः - ગતિ શિથિલ થઈ ગઈ છે અને બુદ્ધિ મંદ પડી ગઈ છે च - અને आधिदैवादितापैः - આધિદૈવાદિક સંતાપો વડે (ટાઢ, તડકો, વરસાદથી જન્મતા – આધિદૈવિક, મારી આસપાસના જીવોથી જન્મતા – આધિભૌતિક, મારી ઉપાધિમાંથી જન્મતા – આધ્યાત્મિક) पापैः - પાપકર્મો વડે रोगैः - રોગો વડે वियोगैः - વિયોગો વડે तु - વળી अनवसितवपुः - શરીર જર્જરિત થઈ ગયું છે प्रौढिहीनम् - શક્તિ વગરનું, દુર્બળ च - અને दीनम् - દીન मिथ्या-मोह-अभिलाषैः - મિથ્યા મોહ અને અભિલાષાઓથી भ्रमति - ભમી રહ્યું છે मम - મારું मनः - મન धूर्जटेः - ધૂર્જટિ (મહાદેવજી)ના ध्यानशून्यम् - ચિંતનવિહોણું क्षन्तव्यः...।

અને વૃદ્ધાવસ્થામાં ઇંદ્રિયોની ગતિ શિથિલ થઈ ગઈ છે અને બુદ્ધિ મંદ પડી ગઈ છે. વળી, આધિદૈવાદિક સંતાપો, પાપકર્મ, રોગો અને વિયોગથી શરીર જર્જરિત થઈ ગયું છે, ત્યારે પણ દુર્બળ અને દીન બની ગયેલું મારું મન મોહ અને મિથ્યા અભિલાષાઓના કારણે ભમી રહ્યું છે (અને તેથી) શિવજીના ધ્યાનવિહોણું છે. મારો આ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૪

नो शक्यं स्मार्तकर्म प्रतिपदगहनप्रत्यवायाकुलाख्यं
श्रौते वार्ता कथं मे द्विजकुलविहिते ब्रह्ममार्गे सुसारे ।
नास्था धर्मे विचारः श्रवणमननयोः किं निदिध्यासितव्यं
क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ५ ॥

न उ शक्यम् - (મારે માટે) જરા પણ શક્ય નથી स्मार्तकर्म - સ્માર્ત કર્મ (નીતિનિયમ, આચાર, ક્રિયાકાંડ વગેરે) प्रतिपद-गहन-प्रत्यवाय-आकुलाख्यम् - ડગલે ને પગલે (સમજવાં) અતિ ગહન (એવાં) અને પ્રત્યવાય (વિહિત કર્મ ન કરવાથી થતા પાપ)નાં દુઃખવાળાં श्रौते - શ્રૌત કર્મ વિશે (તો) वार्ता - વાત (જ) कथम् - ક્યાંથી मे

(मम) - મારી द्विजकुलविहिते - દ્વિજકુળ માટે જે વિહિત છે તે ब्रह्ममार्गे सुसारे - સર્વના સારરૂપ બ્રહ્મપ્રાપ્તિના માર્ગે લઈ જનાર न अस्था - श्रद्धा નથી धर्मे - ધર્મમાં विचारः - વિચાર श्रवण-मननयोः - (ઉપનિષદના) શ્રવણ-મનનના વિષયમાં किम् - કોનું निदिध्यासितव्यम् - નિદિધ્યાસન કરવાનું છે क्षन्यव्यः... ।

ડગલે ને પગલે સમજવાં અતિ ગહન અને પ્રત્યવાયનાં દુઃખોથી વ્યાપ્ત એવાં સ્માર્ત કર્મ જ્યાં મારે માટે શક્ય નથી તો જે દ્વિજકુળ માટે તે વિહિત છે અને સર્વના સારરૂપ બ્રહ્મપ્રાપ્તિના માર્ગે લઈ જનાર છે તે શ્રૌત કર્મ વિશે તો વાત જ શી કરવી ? ધર્મમાં શ્રદ્ધા નથી અને ઉપનિષદના શ્રવણ-મનનના વિષયમાં વિચાર પણ નથી આવતો તો પછી નિદિધ્યાસન તો કોનું કરું ? મારો આ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૫

**स्नात्वा प्रत्यूषकाले स्नपनविधिविधौ नाहृतं गाङ्गतोयं**
**पूजार्थं वा कदाचिद्बहुतरगहनात्खण्डबिल्वीदलानि ।**
**नानीता पद्ममाला सरसि विकसिता गन्धपुष्पे त्वदर्थं**
**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ६ ॥**

स्नात्वा - સ્નાન કરીને प्रत्यूषकाले - રોજ સવારે स्नपन-विधि-विधौ - સ્નાનના વિધિ પ્રમાણે न आहृतम् - નથી લવાયું गाङ्गतोयम् - ગંગાજળ पूजार्थम् - પૂજા માટે वा - અથવા कदाचित् - ક્યારેય बहुतरगहनात् - બહુ ગાઢ જંગલમાંથી खण्ड-बिल्वीदलानि - બિલ્વપત્ર न आनीता - નથી લવાઈ पद्ममाला - કમળની માળા सरसि विकसिता - સરોવરમાં ખીલેલી गन्धपुष्पे - સુગંધ તથા પુષ્પ त्वदर्थम् - આપને માટે क्षन्तव्यः... ।

દરરોજ સવારે સ્નાનના વિધિ પ્રમાણે સ્નાન કરીને પૂજા માટે મારાથી (આપના અભિષેક માટે) ગંગાજળ લવાયું નથી કે નથી ગાઢ જંગલમાંથી (આપને ચઢાવવા માટે) બિલ્વપત્ર લવાયાં. સરોવરમાં ખીલેલાં કમળની માળા કે સુગંધિત પુષ્પ પણ આપને માટે લવાયાં નથી. મારો આ અપરાધ, હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૬

**दुग्धैर्मध्वाज्ययुक्तैर्दधिसितसहितैः स्नापितं नैव लिङ्गं**
**नो लिप्तं चन्दनाद्यैः कनकविरचितैः पूजितं न प्रसूनैः ।**
**धूपैः कर्पूरदीपैर्विविधरसयुतैर्नैव भक्ष्योपहारैः**
**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ७ ॥**

दुग्धैः - દૂધ વડે मधु-आज्य-युक्तैः - મધ અને ઘીથી યુક્ત दधिसितसहितैः - દહીં અને સાકર સહિત स्नापितं न एव - કદાપિ સ્નાન નથી કરાવ્યું लिङ्गम् - લિંગને न उ लिप्तम् - નથી તો લેપ કર્યો चन्दनाद्यैः - ચંદન વગેરેથી कनकविरचितैः - ધંતૂરાનાં पूजितं न - પૂજા નથી કરી प्रसूनैः - ફૂલ વડે धूपैः - ધૂપથી कर्पूरदीपैः - કર્પૂરદીપ વડે विविधरसयुतैः - વિવિધ રસયુક્ત न एव - નથી જ भक्ष्योपहारैः - ભોજન સામગ્રી વડે क्षन्तव्यः... ।

મધ, ઘી, દહીં અને સાકર સહિત દૂધ (પંચામૃત) વડે શિવલિંગને કદાપિ સ્નાન નથી કરાવ્યું, નથી ચંદન વગેરેથી તેને લેપ કર્યો. ધંતૂરાનાં પુષ્પ, ધૂપ, કર્પૂરદીપ અને વિવિધ રસયુક્ત ભોજનસામગ્રી વડે પૂજા પણ નથી કરી. મારો આ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૭

**ध्यात्वा चित्ते शिवाख्यं प्रचुरतरधनं नैव दत्तं द्विजेभ्यो**

**हव्यं ते लक्षसङ्ख्यैर्हुतवहवदने नार्पितं बीजमन्त्रैः ।**

**नो तप्तं गाङ्गतीरे व्रतजपनियमै रुद्रजाप्यैर्न वेदैः**

**क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ८ ॥**

ध्यात्वा - ધ્યાન કરીને, સ્મરણ કરીને चित्ते - ચિત્તમાં शिवाख्यम् - શિવનામક प्रचुरतरधनम् - પુષ્કળ ધન न - નથી एव - જ दत्तम् - આપ્યું द्विजेभ्यः - બ્રાહ્મણોને हव्यम् - હવ્ય ते (तव) - આપના लक्षसङ्ख्यैः - એક લાખ हुतवहवदने - અર્પેલ આહુતિનું વહન કરનાર (અગ્નિ)માં न अर्पितम् - અર્પિત નથી થયું बीजमन्त्रैः - બીજમંત્રો વડે न उ तप्तम् - વળી તપ (સાધના) નથી કર્યું गाङ्गतीरे - ગંગાકિનારે व्रतजपनियमैः - વ્રત, જપ, નિયમો વડે रुद्रजाप्यैः - રુદ્રજપ વડે न - નથી वेदैः - વેદો વડે क्षन्तव्यः... ।

ચિત્તમાં આપ શિવજીનું સ્મરણ કરીને બ્રાહ્મણોને (મેં) પુષ્કળ ધન(નું દાન) નથી કર્યું, નથી આપના એક લાખ બીજમંત્રો દ્વારા અગ્નિમાં આહુતિઓ આપી અને નથી વ્રત તેમ જ જપના નિયમથી તથા રુદ્રજપ અને વેદવિધિથી ગંગાકિનારે કોઈ સાધના કરી. આ મારો અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૮

स्थित्वा स्थाने सरोजे प्रणवमयमरुत्कुण्डले सूक्ष्ममार्गे
शान्ते स्वान्ते प्रलीने प्रकटितविभवे ज्योतिरूपे पराख्ये ।
लिङ्गज्ञे ब्रह्मवाक्ये सकलतनुगतं शङ्करं न स्मरामि
क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥ ९ ॥

स्थित्वा - સ્થિત થઈને स्थाने सरोजे - (સહસ્રદલ) કમળરૂપી સ્થાનમાં प्रणवमय-मरुत्-कुण्डले - પ્રાણસમૂહ પ્રણવનાદમાં सूक्ष्ममार्गे - સૂક્ષ્મ માર્ગમાં शान्ते - શાંત स्वान्ते - હૃદય प्रलीने - લીન થઈ જાય છે प्रकटितविभवे - જેનો વૈભવ પ્રગટ થાય છે ज्योतिरूपे - પ્રકાશમાન पराख्ये - 'પર' એવા નામવાળા, પરબ્રહ્મસ્વરૂપ लिङ्गज्ञे - લક્ષણાવૃત્તિથી જાણી શકાય એવા ब्रह्मवाक्ये - વેદના વાક્યાર્થરૂપ सकलतनुगतम् - સર્વાંતર્યામી शङ्करम् - કલ્યાણકારી न स्मरामि - સ્મરણ કરતો નથી (કર્યું નથી) क्षन्तव्यः... ।

સૂક્ષ્મમાર્ગથી પ્રાપ્ય સહસ્રદલ કમળરૂપી સ્થાન, જ્યાં પહોંચીને પ્રાણસમૂહ પ્રણવનાદમાં લીન થઈ જાય છે અને પ્રગટ વૈભવવાળા, પ્રકાશમાન, પરબ્રહ્મસ્વરૂપ, લક્ષણાવૃત્તિથી જાણી શકાય એવા વેદના વાક્યાર્થ જ્યાં (લીન થઈ જાય છે) એવા હૃદયરૂપી સ્થાનમાં રહીને (પણ) સર્વાંતર્યામી, કલ્યાણકારી આપનું મેં સ્મરણ કર્યું નથી. મારો આ અપરાધ, હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૯

नग्नो निःसङ्गशुद्धस्त्रिगुणविरहितो ध्वस्तमोहान्धकारो
नासाग्रे न्यस्तदृष्टिर्विदितभवगुणो नैव दृष्टः कदाचित् ।
उन्मन्यावस्थया त्वां विगतकलिमलं शङ्करं न स्मरामि
क्षन्तव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शम्भो ॥१० ॥

नग्नः - નગ્ન निःसङ्गशुद्धः - નિઃસંગ અને શુદ્ધ त्रिगुणविरहितः - ત્રિગુણાતીત ध्वस्तमोहान्धकारः - જેના મોહરૂપી અંધકારનો નાશ થઈ ગયો છે नासाग्रे न्यस्तदृष्टिः- નાસિકાગ્રે જેની દૃષ્ટિ સ્થિર થઈ છે विदित-भवगुणः - શિવજીના ગુણોને જે જાણે છે न एव - નથી જ दृष्टः - દર્શન કર્યાં कदाचित् - ક્યારેય उन्मन्यावस्थया - ઉન્મની અવસ્થા વડે त्वाम् - આપને विगतकलिमलम् - કલિમલરહિત (એવા) शङ्करम् - શંકરને न स्मरामि - સ્મરણ કરતો નથી क्षन्तव्यः... ।

(સમાધિ અવસ્થામાં) નગ્ન, નિઃસંગ, શુદ્ધ, ત્રણ ગુણ વગરનો, જેણે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કર્યો છે, નાસિકાગ્રે જેની દૃષ્ટિ સ્થિર થઈ છે, તથા શિવજીના ગુણોને જે જાણે છે, એવા બનીને મેં ક્યારેય આપનાં દર્શન કર્યાં જ નથી. (અને વળી) પાપરહિત, કલ્યાણસ્વરૂપ (એવા આપ)નું ઉન્મની અવસ્થા વડે મેં સ્મરણ કર્યું નથી. મારો આ અપરાધ હે શિવ, શિવ, શિવ ! હે મહાદેવ ! હે શંભુ ! આપે ક્ષમા કરવા યોગ્ય છે. ૧૦

**चन्द्रोद्भासितशेखरे स्मरहरे गङ्गाधरे शङ्करे**
**सर्पैर्भूषितकण्ठकर्णविवरे नेत्रोत्थवैश्वानरे ।**
**दन्तित्वक्कृतसुन्दराम्बरधरे त्रैलोक्यसारे हरे**
**मोक्षार्थं कुरु चित्तवृत्तिमखिलामन्यैस्तु किं कर्मभिः ॥ ११ ॥**

चन्द्र-उद्भासित-शेखरे - ચંદ્રકલાથી જેમની જટા સુશોભિત છે स्मरहरे - જે કંદર્પહારી છે गङ्गाधरे - જેમણે ગંગાજીને ધારણ કર્યાં છે शङ्करे - જે કલ્યાણ-સ્વરૂપ છે सर्पैः-भूषित-कण्ठ-कर्ण-विवरे - જેમના કંઠ અને કર્ણ સર્પોથી વિભૂષિત છે नेत्रोत्थ-वैश्वानरे - જેમનાં નેત્રમાંથી (કામદાહક) અગ્નિ પ્રગટ થઈ રહ્યો છે दन्ति-त्वक्कृत-सुन्दर-अम्बरधरे - હાથીના ચર્મનું સુંદર વસ્ત્ર જેમણે પહેર્યું છે त्रैलोक्यसारे - જે ત્રણે લોકના સાર છે हरे - જે (પાપ અને અજ્ઞાનના) વિનાશક છે मोक्षार्थम् - મોક્ષપ્રાપ્તિ માટે कुरु - કર चित्तवृत्तिम् - ચિત્તવૃત્તિ अखिलाम् - સંપૂર્ણ अन्यैः - બીજાં तु - વળી किम् - શું कर्मभिः - કર્મોથી

ચંદ્રકલાથી જેમની જટા સુશોભિત છે, જે કંદર્પહારી છે, જેમણે ગંગાજીને ધારણ કર્યાં છે, જે કલ્યાણસ્વરૂપ છે, જેમના કંઠ અને કર્ણ સર્પોથી વિભૂષિત છે, જેમનાં નેત્રોમાંથી અગ્નિ પ્રગટ થઈ રહ્યો છે, જેમણે હાથીના ચર્મનું સુંદર વસ્ત્ર પહેર્યું છે તથા જે ત્રણે લોકના સાર (અને પાપ તેમ જ અજ્ઞાનના) વિનાશક છે (તે શિવમાં) મોક્ષપ્રાપ્તિ માટે હે મન ! સંપૂર્ણ ચિત્તવૃત્તિઓને જોડી દે. અન્ય કર્મોથી શું વળવાનું છે ? ૧૧

**किं वानेन धनेन वाजिकरिभिः प्राप्तेन राज्येन किं**
**किं वा पुत्रकलत्रमित्रपशुभिर्देहेन गेहेन किम् ।**
**ज्ञात्वैतत्क्षणभङ्गुरं सपदि रे त्याज्यं मनो दूरतः**
**स्वात्मार्थं गुरुवाक्यतो भज भज श्रीपार्वतीवल्लभम् ॥ १२ ॥**

किम् - શું वा - અથવા अनेन - આ धनेन - ધનથી वाजि-करिभिः - ઘોડા-હાથીથી प्राप्तेन राज्येन - રાજ્ય-પ્રાપ્તિથી किम् - શું किम् - શું वा - વળી पुत्र-कलत्र-मित्र-पशुभिः - કે પછી પુત્ર, પત્ની, મિત્ર, પશુઓથી देहेन - દેહથી गेहेन - ગૃહથી किम् - શું ज्ञात्वा - જાણીને एतत् - આ (સર્વ)ને क्षणभङ्गुरम् - ક્ષણભંગુર सपदि - તત્કાળ रे - અરે त्याज्यम् - ત્યાગ કરવા યોગ્ય मनः - હે મન दूरतः - દૂરથી स्वात्मार्थम् - આત્માનુભવ માટે गुरुवाक्यतः - ગુરુવચનાનુસાર भज भज - વારંવાર ભજ श्रीपार्वतीवल्लभम् - શ્રીપાર્વતીવલ્લભને

આ ધન, ઘોડા, હાથી અથવા રાજ્યપ્રાપ્તિથી શું ? કે પછી પુત્ર, પત્ની, મિત્ર પશુ, દેહ કે ગૃહથી પણ શું ? આ સર્વને ક્ષણભંગુર જાણીને, હે મન ! દૂરથી જ તેમનો ત્યાગ કરવો જોઈએ. આત્માનુભવ માટે ગુરુવચનાનુસાર શ્રીપાર્વતીવલ્લભને ભજ. ૧૨

**आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनं**
**प्रत्यायान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ।**
**लक्ष्मीस्तोयतरङ्गभङ्गचपला विद्युच्चलं जीवितं**
**तस्मान्मां शरणागतं शरणद त्वं रक्ष रक्षाधुना ॥ १३ ॥**

आयुः - આયુષ્ય नश्यति - નાશ પામે છે पश्यताम् - જોતજોતામાં प्रतिदिनम् - પ્રતિદિન याति क्षयम् - ક્ષીણ થાય છે यौवनम् - યૌવન प्रत्यायान्ति - પાછા આવે છે गताः - ગયેલા पुनः - વળી न - નથી दिवसाः - દિવસો कालः - કાળ जगत्-भक्षकः - જગતનો ભક્ષક लक्ष्मीः - લક્ષ્મી तोय-तरङ्ग-भङ्ग-चपला - જળના તરંગ જેવી ચપળ છે विद्युत्-चलम् - વિદ્યુત જેવું ચંચળ जीवितम् - જીવન तस्मात् - આથી माम् - મને शरणागतम् - શરણાગતને शरणद - હે શરણાગતવત્સલ त्वम् - આપ रक्ष रक्ष - રક્ષા કરો, રક્ષા કરો अधुना - હમણાં જ

જોતજોતામાં આયુષ્ય નાશ પામી રહ્યું છે. પ્રતિદિન યૌવન ક્ષીણ થઈ રહ્યું છે. ગયેલા દિવસો પાછા આવતા નથી. ખરેખર કાળ એ જગતનો ભક્ષક છે. લક્ષ્મી જળના તરંગ જેવી ચપળ છે. તેથી હું શરણાગતની હે શરણાગતવત્સલ ! આપ હમણાં જ રક્ષા કરો ! રક્ષા કરો ! ૧૩

**करचरणकृतं वाक्कायजं कर्मजं वा**
**श्रवणनयनजं वा मानसं वापराधम् ।**
**विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व**
**जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥ १४ ॥**

करचरणकृतम् - હાથ કે પગથી થયેલ वाक्-कायजं-कर्मजं वा - વાણી, શરીર કે કર્મથી થયેલ श्रवण-नयनजं वा - અથવા કર્ણ કે ચક્ષુથી થયેલ मानसं वा - કે વળી મનથી થયેલ अपराधम् - અપરાધને विहितम् अविहितं वा - વિહિત કે અવિહિત सर्वम् - સર્વ एतत् - આ क्षमस्व - ક્ષમા કરો जय जय - (આપનો) જય થાઓ, જય થાઓ करुणाब्धे - હે કરુણાસાગર श्रीमहादेव - હે મહાદેવ शम्भो - હે શંભુ

હાથ, પગ, વાણી, શરીર, કર્મ, કર્ણ, ચક્ષુ કે મનથી જે અપરાધ થયા હોય એ વિહિત હોય કે અવિહિત એ સર્વને હે કરુણાસાગર ! હે મહાદેવ ! હે શંભુ ! ક્ષમા આપો. આપનો જય થાઓ, જય થાઓ. ૧૪

શ્રીશંકરાચાર્ય

विलासिनाऽलीकभवेन धाम्ना कामं द्विषन्तं स दशास्यमस्यन् ।
देवो धरापत्यकुचोष्मसाक्षी देयादमन्दात्मसुखानुभूतिम् ॥ ८ ॥

મિથ્યાભૂત (अलीकभवेन) (સંસારના રૂપમાં) વિલસતા (પોતાના સ્વરૂપભૂત) તેજ વડે (જે આપ ભગવાને આપનો) દ્વેષ કરનારા દસ (ઇંદ્રિયોરૂપી) મુખવાળા કામદેવને મારી નાખ્યો, પર્વતપુત્રી (धर-अपत्य)ના વક્ષઃસ્થળની ઉષ્માના સાક્ષી (પાર્વતીજી સાથે આલિંગિત) તે દેવ અમને આત્મસુખનો ગાઢ અનુભવ કરાવે. ૮

उत्तालकेतुः स्थिरधर्ममूर्तिर्हालाहलस्वीकरणोग्रकण्ठः ।
स रोहिणीशानिशचुम्ब्यमाननिजोत्तमाङ्गोऽवतु कोऽपि भूमा ॥ ९ ॥

(ધર્મના) ઊંચા ધ્વજવાળા ('ગાયનસંબંધી ઉત્તમ તાલ જાણનારાઓમાં શ્રેષ્ઠ' એવો અર્થ પણ કરવામાં આવ્યો છે), સ્થિરધર્મમૂર્તિ, હળાહળ વિષનું પાન કરવાને કારણે ઉગ્ર કંઠવાળા, પોતાના મસ્તક ઉપર રોહિણી (નક્ષત્ર)ના સ્વામી (ચંદ્ર)થી નિરંતર યુક્ત તે પરમાત્મા અમને રક્ષે. ૯

→ પૃ. ૨૧૩

## ૪૭. शिवताण्डवस्तुतिः

देवा दिक्पतयः प्रयात परतः खं मुञ्चताम्भोमुचः
पातालं व्रज मेदिनि प्रविशत क्षोणीतलं भूधराः ।
ब्रह्मन्नुन्नय दूरमात्मभुवनं नाथस्य नो नृत्यतः
शम्भोः सङ्कटमेतदित्यवतु वः प्रोत्सारणा नन्दिनः ॥ १ ॥

(ભગવાન શંકરનું તાંડવ નૃત્ય નિર્વિઘ્ન ચાલે તે માટે નંદિ કહે છે) : હે દેવતાઓ ! હે દિક્પતિઓ ! અહીંથી દૂર હટી જાઓ. હે જળ વરસાવનારાં વાદળો (अम्भोमुचः) ! આકાશને છોડી દો. હે પૃથ્વી ! (તું) પાતાળમાં ચાલી જા. હે પર્વતો ! પૃથ્વીના નીચેના ભાગમાં પ્રવેશી જાઓ. હે બ્રહ્મા ! તમારા (બ્રહ્મ)લોકને દૂર અને ઉપર ઉઠાવી લો, (કારણ કે) નૃત્ય કરી રહેલા અમારા નાથ (ભગવાન) શંકર માટે આ (તમે બધાં જે જે સ્થાને છો તે તે) સંકટરૂપ છે. આ પ્રકારે (લોકોને દૂર જવા માટે કરાયેલી) નંદિની ઘોષણા આપ સર્વની રક્ષા કરે. ૧

दोर्दण्डद्वयलीलयाचलगिरिभ्राम्यत्तदुच्चै रव-
ध्वानोद्भीतजगद्भ्रमत्पदभरालोलत्फणाग्र्योरगम् ।
भृङ्गपिङ्गजटाटवीपरिसरोद्गङ्गोर्मिमालाचल-
च्चन्द्रं चारु महेश्वरस्य भवतान्नः श्रेयसे ताण्डवम् ॥ २ ॥

(તાંડવ નૃત્ય સમયે ભગવાન શિવજીના) બે ભુજદંડ (दोः दण्डद्वय)ની લીલાથી (બે ભુજાઓના ઘૂમવાથી) ભ્રમણ કરતા અચળ પર્વતના ઊંચા અવાજ (रव-ध्वान)થી સંસાર ભયભીત થઈ જતો હતો. ઘૂમતા પગના ભારથી શેષ નાગનો અગ્ર ભાગ (ઉપરની ફેણ) આંદોલિત (ચંચળ) થઈ જતી હતી. ભમરા સમાન (કાળા) અને પીળા જટાસમૂહોથી ગંગાજીની અનવરત ચાલતી લહેરોથી ચંચળ થયેલા ચંદ્રમાવાળું મહેશ્વરનું તાંડવ નૃત્ય આપણે સૌને માટે કલ્યાણકારી થાઓ. ૨

सन्ध्याताण्डवडम्बरव्यसनिनो भर्गस्य चण्डभ्रमि-
व्यानृत्यद्भुजदण्डमण्डलभुवो झञ्झानिलाः पान्तु वः ।
येषामुच्छलतां जवेन झटिति व्यूहेषु भूमीभृता-
मुड्डीनेषु विडौजसा पुनरसौ दम्भोलिरालोकिता ॥ ३ ॥

સંધ્યાકાળના તાંડવ નૃત્યમાં આડંબરના વ્યસની (ભગવાન) ભર્ગના પ્રચંડ ચક્રાકાર ગતિમાં પ્રચંડ રૂપમાં નાચતા ભુજાઓરૂપી દંડથી બનતા વર્તુળવાળી પૃથ્વી પર ઊઠતા ઝંઝાવાતો તમારું રક્ષણ કરે, જે (ઝંઝાવાતો)ના ઊછળવાના, ઉપરની તરફ ઊઠવાના વેગથી એકાએક બધા પર્વતો સમૂહમાં (व्यूहेषु) ઊડ્યા ત્યારે (उड्डीनेषु) ઇંદ્ર વડે (विडौजसा) ફરી એક વાર (ઊડતા પર્વતોની પાંખો કાપી નાખવાના હેતુથી (વજ્રને ચલાવવાની ઇચ્છાથી) પોતાનું વજ્ર (दम्भोलिः) જોવાયું (વજ્ર તરફ નજર કરાઈ). ૩

**शर्वाणीपाणितालश्चलवलयझणत्कारिभिः श्लाघ्यमानं**
**स्थाने सम्भाव्यमानं पुलकितवपुषा शम्भुना प्रेक्षकेण ।**
**खेलत्पिच्छालिकेकाकलकलकलितं क्रौञ्चभिद्बर्हियूनो**
**हेरम्बाकाण्डबृंहातरलितमनसस्ताण्डवं त्वा धुनोतु ॥ ४ ॥**

(દેવી) પાર્વતી (शर्वाणी)નાં ચંચળ થયેલાં કંકણના ઝણકારયુક્ત હાથના તાલથી (पाणितालैः) પ્રશંસા પામી રહેલ, પ્રેક્ષક (ભગવાન) શંકરે પુલકિત અંગથી ઉચિત માનેલ કળા કરી રહેલાં પીંછાંની શ્રેણી સાથે કળા કરી રહેલા, (અને) ક્રૌંચના ભેત્તા (એવા) તરુણ મોરના કલ કલ કેકારવને ધારણ કરતું (અને) ગણેશ (हेरम्ब)ના એકાએક વધવાને (बृंह/बृंहा ?)ને કારણે ચંચળ થયેલ મનવાળા (શિવજી)નું તાંડવ તને ડોલાવે (પ્રસન્ન કરે). ૪

**देवस्त्रैगुण्यभेदात्सृजति वितनुते संहरत्येष लोका-**
**नस्यैव व्यापिनीभिस्तनुभिरपि जगद्व्याप्तमष्टाभिरेव ।**
**वन्द्यो नास्येति पश्यन्निव चरणगतः पातु पुष्पाञ्जलिर्वः**
**शम्भोर्नृत्यावतारे वलयफणिफणाफूत्कृतैर्विप्रकीर्णः ॥ ५ ॥**

ત્રણ ગુણોના ભેદથી આ દેવ (શિવજી) (બધા) લોકનું સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે. એ (દેવ)ના જ આઠ રૂપવાળા વ્યાપક વિગ્રહથી જગત વ્યાપ્ત છે. શિવજી નૃત્ય કરવાનું શરૂ કરે છે ત્યારે (તેમના કરકમળના) કંકણના રૂપમાં રહેલ સાપની ફેલાવેલી ફેણના ફૂંફાડાથી વિખરાઈ ગયેલ (નૃત્યના આરંભમાં ઇષ્ટ દેવને અર્પણ કરવા માટે શિવજીએ પોતાના હાથમાં રાખેલ) પુષ્પોની અંજલિ આ (શિવજી) માટે (બીજો કોઈ) વંદનીય નથી એવું જાણે કે જોઈને (શિવજીના) ચરણમાં જઈ પડે છે (શિવજીને જ અર્પિત થાય છે) તે (પુષ્પાંજલિ) આપ સૌનું રક્ષણ કરે. ૫

# ૪૮. पशुपतिस्तोत्रम्

स पातु वो यस्य जटाकलापे
स्थितः शशाङ्कः स्फुटहारगौरः ।
नीलोत्पलानामिव नालपुञ्जे
निद्रायमाणः शरदीव हंसः ॥ १ ॥

શરદ ઋતુમાં (शरदि) જાણે કે નીલ કમળોની નાળોમાં જાણે કે સૂઈ રહેલા હંસના જેવો (તથા) ઉજ્જવળ મોતીઓની માળા જેવો ગૌર ચંદ્ર જેમના જટાજૂટમાં સ્થિત છે તે (શિવજી) આપનું રક્ષણ કરે. ૧

जगत्सिसृक्षाप्रलयक्रियाविधौ
प्रयत्नमुन्मेषनिमेषविभ्रमम् ।
वदन्ति यस्येक्षणलोलपक्ष्मणां
पराय तस्मै परमेष्ठिने नमः ॥ २ ॥

જે (ભગવાન પશુપતિ)નાં ચંચળ નેત્રોની પલકોના ખોલવા (उन्मेष) બંધ કરવા (निमेष) અને ફરવા (विभ्रम)ને સંસારનાં સૃષ્ટિ, પાલન તથા સંહારની ક્રિયાઓ માટેનો પ્રયત્ન કહેવામાં આવે છે, એ પરાત્પર પરમેષ્ઠી (ભગવાન પશુપતિ)ને નમસ્કાર. ૨

व्योम्नीव नीरदभरः सरसीव वीचि-
व्यूहः सहस्त्रमहसीव सुधांशुधाम ।
यस्मिन्निदं जगदुदेति च लीयते च
तच्छाम्भवं भवतु वैभवमृद्धये वः ॥ ३ ॥

આકાશમાં જળ ભરેલાં વાદળ, સરોવરમાં તરંગોનો સમૂહ અને અનંત પ્રકાશવાળા સૂર્યમંડળમાં ચંદ્રમાનાં કિરણોની જેમ આ જગત જેમની અંદર ઉત્પન્ન થાય છે અને લીન થાય છે, (તે) શિવજીનો તે વૈભવ આપને સમૃદ્ધિ પ્રદાન કરનાર થાય. ૩

यः कन्दुकैरिव पुरन्दरपद्मसद्म-
पद्मापतिप्रभृतिभिः प्रभुरप्रमेयः ।
खेलत्यलङ्घ्यमहिमा स हिमाद्रिकन्या-
कान्तः कृतान्तदलनो गलयत्वघं वः ॥ ४ ॥

જે અપ્રમેય પ્રભુ ઇંદ્ર (पुरन्दर), બ્રહ્મા (पद्मसद्म), વિષ્ણુ (पद्मापति) વગેરે સાથે, દડાથી રમતા હોય તે રીતે, ક્રીડા કરે છે, તે ઉલ્લંઘન ન કરી શકાય તેવા મહિમાવાળા, હિમાલયની પુત્રી (પાર્વતી)ના પતિ અને યમરાજા (कृतान्त)ને કચડી નાખનાર (ભગવાન પશુપતિ) તમારા પાપનો નાશ કરે. ૪

दिश्यात्स शीतकिरणाभरणः शिवं वो
यस्योत्तमाङ्गभुवि विस्फुरदूर्मिपक्षा ।
हंसीव निर्मलशशाङ्ककलामृणाल-
कन्दार्थिनी सुरसरिन्नभतः पपात ॥ ५ ॥

નિર્મળ ચંદ્રની કળારૂપી મૃણાલકંદની ઇચ્છાવાળી હંસી (પોતાની પાંખોને હલાવતી-પ્રસરાવતી આકાશમાંથી સરોવરમાં ઊતરે) તેવી રીતે વિશાળ તરંગોરૂપી પાંખોવાળી દેવનદી (ગંગા) આકાશમાંથી જેમના મસ્તક-પ્રદેશ પર (उत्तमाङ्ग-भुवि) પડી, તે શીતળ કિરણોવાળા (ચંદ્રમાને) આભૂષણ તરીકે ધારણ કરનારા શિવ (ભગવાન પશુપતિ) આપ સૌનું કલ્યાણ કરે. ૫

## ४९. गङ्गास्तोत्रम्

देवि सुरेश्वरि भगवति गङ्गे त्रिभुवनतारिणि तरलतरङ्गे ।
शङ्करमौलिविहारिणि विमले मम मतिरास्तां तव पदकमले ॥ १ ॥

હે દેવી ! હે સુરેશ્વરી (દેવગણની ઈશ્વરી) ! હે ભગવતી ! હે ગંગા ! ત્રણે ભુવનોને તારનારી, ચંચળ તરંગવાળી, શંકર ભગવાનના મસ્તક પર વિહાર કરનારી, હે વિમળા (મલિનતા વગરની), આપના ચરણકમળમાં મારી મતિ સ્થિર થાઓ. ૧

भागीरथि सुखदायिनि मातस्तव जलमहिमा निगमे ख्यातः ।
नाहं जाने तव महिमानं पाहि कृपामयि मामज्ञानम् ॥ २ ॥

હે ભાગીરથી ! હે સુખદાયિની માતા ! આપનાં જળનો મહિમા શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. હું આપના મહિમાને જાણતો નથી. હે કૃપામયી ! હું અજ્ઞાનીની રક્ષા કરો. ૨

हरिपदपाद्यतरङ्गिणि गङ्गे हिमविधुमुक्ताधवलतरङ्गे ।
दूरीकुरु मम दुष्कृतिभारं कुरु कृपया भवसागरपारम् ॥ ३ ॥

શ્રીહરિના ચરણની ચરણોદકમયી હે ગંગા ! હે બરફ, ચંદ્ર અને મોતી જેવા શ્વેત તરંગોવાળી, આપ મારાં દુષ્કૃત્યોનો ભાર દૂર કરો અને કૃપા કરી મને ભવસાગરથી પાર ઉતારો. ૩

तव जलममलं येन निपीतं परमपदं खलु तेन गृहीतम् ।
मातर्गङ्गे त्वयि यो भक्तः किल तं द्रष्टुं न यमः शक्तः ॥ ४ ॥

(હે દેવી ) આપનાં નિર્મળ જળનું જેણે પાન કર્યું છે તેણે ખરેખર પરમપદ પ્રાપ્ત કર્યું છે. હે માતા ગંગા, આપનો જે ભક્ત છે તેને જરૂર યમરાજ જોઈ શકતા નથી (અર્થાત્ આપના ભક્ત યમલોકમાં ન જતાં, વૈકુંઠમાં જાય છે.) ૪

पतितोद्धारिणि जाह्नवि गङ्गे खण्डितगिरिवरमण्डितभङ्गे ।
भीष्मजननि हे मुनिवरकन्ये पतितनिवारिणि त्रिभुवनधन्ये ॥ ५ ॥

પતિત જનોનો ઉદ્ધાર કરનારી હે જાહ્નવી (જહ્નુકુમારી) ગંગા ! ગિરિરાજ હિમાલયને ખંડિત કરીને વહેતા તારા તરંગો સુશોભિત છે, તું ભીષ્મની માતા

છે, મુનિવર (જહ્નુ)ની કન્યા છે, તું પતિતપાવની છે (અને તેથી) તું ત્રિભુવનમાં ધન્ય છે. ૫

कल्पलतामिव फलदां लोके प्रणमति यस्त्वां न पतति शोके ।
पारावारविहारिणि गङ्गे विमुखयुवतिकृततरलापाङ्गे ॥ ६ ॥

હે ગંગા ! તું આ લોકમાં કલ્પલતાની જેમ ફળ આપનારી છે, (સર્વ સંકલ્પ પૂર્ણ કરનારી છે), તને જે પ્રણામ કરે છે તે શોકમાં પડતો નથી, તું સમુદ્ર સાથે વિહાર કરનારી છે અને તારા કટાક્ષ વિમુખ વનિતાની જેમ ચંચળ છે. ૬

तव चेन्मातः स्त्रोतः स्नातः पुनरपि जठरे सोऽपि न जातः ।
नरकनिवारिणि जाह्नवि गङ्गे कलुषविनाशिनि महिमोत्तुङ्गे ॥ ७ ॥

હે માતા ! તારા પ્રવાહમાં જેણે સ્નાન કર્યું છે તે ફરીથી માતાના ગર્ભમાં પ્રવેશ કરતો નથી. નરકનું નિવારણ કરનારી હે જાહ્નવી ! હે ગંગા ! તું પાપનો નાશ કરનારી અને ઉચ્ચ મહિમાવાળી છે. ૭

पुनरसदङ्गे पुण्यतरङ्गे जय जय जाह्नवि करुणापाङ्गे ।
इन्द्रमुकुटमणिराजितचरणे सुखदे शुभदे भृत्यशरण्ये ॥ ८ ॥

વળી (મારાં) અસત્ (અ-પાવન) અંગો પર પાવનકારી તરંગોવાળી, કરુણાકટાક્ષવાળી હે જાહ્નવી ! તારો જય થાઓ, જય થાઓ. ઇંદ્રના મુગટમણિથી તારાં ચરણ સુશોભિત છે. હે સુખદાયિની, તારા સેવકને આશ્રય આપનારી તું છે. ૮

रोगं शोकं तापं पापं हर मे भगवति कुमतिकलापम् ।
त्रिभुवनसारे वसुधाहारे त्वमसि गतिर्मम खलु संसारे ॥ ९ ॥

હે ભગવતી ! મારાં રોગ, શોક, તાપ, પાપ અને સઘળી કુમતિનું હરણ કરો. તું ત્રિભુવનનો સાર છે અને પૃથ્વીના હાર સમાન છે. હે દેવી ! આ સંસારમાં એક તું જ મારી ગતિ છે. ૯

अलकानन्दे परमानन्दे कुरु करुणामयि कातरवन्द्ये ।
तव तटनिकटे यस्य निवासः खलु वैकुण्ठे तस्य निवासः ॥ १० ॥

હે અલકાપુરી (સ્વર્ગ)ને આનંદ આપવાવાળી, હે પરમાનંદમયી, દુઃખી જનોની વંદનીયા દેવી ! હે કરુણામયી ! (મારા પર કરુણા) કરો. (હે માતા) જે તારા કિનારાની નજીક વાસ કરે છે તે જાણે કે, વૈકુંઠમાં જ વાસ કરે છે. ૧૦

वरमिह नीरे कमठो मीनः किं वा तीरे शरटः क्षीणः ।
अथवा श्वपचो मलिनो दीनस्तव न हि दूरे नृपतिकुलीनः ॥ ११ ॥

(હે દેવી) તારા જળમાં કાચબો કે માછલી બનીને રહેવું સારું છે, તારા કિનારા પર ક્ષીણ કાચિંડો બનીને રહેવું સારું છે, અથવા અતિ મલિન હીન ચંડાળ કુળમાં જન્મ ગ્રહણ કરીને (પણ તારા કાંઠે) રહેવું સારું છે, પરંતુ કુલિન રાજા બનીને પણ (તારાથી) દૂર રહેવું સારું નથી. ૧૧

भो भुवनेश्वरि पुण्ये धन्ये देवि द्रवमयि मुनिवरकन्ये ।
गङ्गास्तवमिमममलं नित्यं पठति नरो यः स जयति सत्यम् ॥ १२ ॥

હે ત્રણ ભુવનોની ઈશ્વરી ! હે દેવી ! તું પવિત્ર, ધન્ય, જળમયી છે તથા મુનિવરની (જહ્નુ ઋષિની) કન્યા છે. જે પ્રતિદિન આ ગંગાસ્તવનનો પાઠ કરે છે તે નિશ્ચય જ સંસારમાં જય પ્રાપ્ત કરે છે. ૧૨

येषां हृदये गङ्गाभक्तिस्तेषां भवति सदा सुखमुक्तिः ।
मधुराकान्तापज्झटिकाभिः परमानन्दकलितललिताभिः ॥ १३ ॥

જેમના હૃદયમાં ગંગા પ્રત્યે અચળ ભક્તિ છે તે સદા સુખ અને મુક્તિ પ્રાપ્ત કરે છે. આ સ્તુતિ પરમાનંદમયી સુલલિત પદાવલિથી યુક્ત, મધુર અને કમનીય છે. ૧૩

गङ्गास्तोत्रमिदं भवसारं वाञ्छितफलदं विमलं सारम् ।
शङ्करसेवकशङ्कररचितं पठति सुखी स्तव इति च समाप्तः ॥ १४ ॥

સંસારના વિમળ સારરૂપ આ ગંગાસ્તોત્ર વાંછિત ફળ આપનારું છે. (ભગવાન) શંકરના સેવક શંકરાચાર્યકૃત આ સ્તોત્રનો જે પાઠ કરે છે તે સુખી થાય છે. આમ, આ સ્તોત્ર સમાપ્ત થયું. ૧૪

जय जय गङ्गे जय हर गङ्गे, जय जय गङ्गे जय हर गङ्गे ॥ १५ ॥

હે ગંગા ! તારો જય થાઓ, તારો જય થાઓ. હે ગંગા ! તારો જય થાઓ. તું (મારાં સર્વ દુરિતોનું ) હરણ કર. હે ગંગા ! તારો જય થાઓ, તારો જય થાઓ. હે ગંગા ! તારો જય થાઓ, તું (મારાં ત્રિવિધ તાપનું) હરણ કર. ૧૫

**શ્રીશંકરાચાર્ય**

# ૫૦. नर्मदाष्टकम्

सबिन्दुसिन्धुसुस्खलत्तरङ्गभङ्गरञ्जितं
द्विषत्सु पापजातजातकारि वारिसंयुतम् ।
कृतान्तदूतकालभूतभीतिहारिवर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ १ ॥

सबिन्दु-सिन्धु-सुस्खलत्-तरङ्ग-भङ्ग-रञ्जितम् - જળબિંદુઓ અને નદીઓ (નાનાં ઝરણાંઓ)માંથી સારી રીતે ખળખળ વહેતા જળતરંગોની શોભાથી સુશોભિત द्विषत्सु - દ્વેષ કરનારાઓ (અભક્તો)માં પણ पाप-जात-जातक-अरि - (જાતજાતનાં) પાપમાંથી જન્મતા ફળના શત્રુ સમાન वारि-संयुतम् - જળથી સભર कृतान्त-दूत-कालभूत-भीतिहारि-वर्मदे - યમદૂત અને મૃત્યુના ભયને હરી લે તેવું કવચ (वर्म) આપનારી त्वदीय-पाद-पङ्कजम् - તારાં ચરણકમળને नमामि - હું પ્રણામ કરું છું देवि - હે દેવી नर्मदे - નર્મદા, નર્મ એટલે કે આનંદ આપનારી

યમદૂત અને મૃત્યુના ભયને હરી લે તેવું કવચ આપનારી હે દેવી નર્મદા, જળબિંદુઓ અને નદીઓનાં (નાનાં ઝરણાંઓ)માંથી સારી રીતે ખળખળ વહેતા જળતરંગોની શોભાથી સુશોભિત અને દ્વેષ કરનારાઓ (અભક્તો)માં પણ (જો તે શરણે આવે તો) જાતજાતનાં પાપમાંથી જન્મતા ફળના શત્રુ સમાન જળથી સભર તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૧

त्वदम्बुलीनदीनमीनदिव्यसम्प्रदायकं
कलौ मलौघभारहारिसर्वतीर्थनायकम् ।
सुमत्स्यकच्छनक्रचक्रचक्रवाकशर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ २ ॥

त्वत्-अम्बु-लीन-दीन-मीन-दिव्य-सम्प्रदायकम् - તારાં જળમાં ડૂબેલી ગરીબડી માછલીઓને (પણ) સ્વર્ગ આપનાર कलौ - કલિયુગમાં मल-ओघ-भार-हारि - મલિનતાના પ્રવાહના ભારને લઈ જનાર (હરણ કરનાર) सर्व-तीर्थ-नायकम् - બધાં તીર્થોમાં પ્રધાન सु-मत्स्य-कच्छ-नक्र-चक्र-चक्रवाक-शर्मदे - સારાયે માછલી, કાચબા (અને) મગરના સમૂહને (તથા) ચક્રવાકને શાંતિ આપનારી त्वदीय... ।

સારાયે માછલી, કાચબા અને મગરના સમૂહને તથા ચક્રવાકને શાંતિ આપનારી હે દેવી નર્મદા, તારાં જળમાં ડૂબેલી ગરીબડી માછલીઓને (પણ) સ્વર્ગ આપનાર, કળિયુગમાં મલિનતાના પ્રવાહના ભારને લઈ જનાર, બધાં તીર્થોમાં પ્રધાન એવાં તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૨

**महागभीरनीरपूरपापधूतभूतलं**
**ध्वनत्समस्तपातकारिदारितापदाजलम् ।**
**जगल्लये महाभये मृकण्डुसूनुहर्म्यदे**
**त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ३ ॥**

महा-गभीर-नीर-पूर-पापधूत-भूतलम् - અત્યંત ઊંડાં પાણીનાં પૂર વડે જગતનાં પાપને ધોઈ નાખનાર ध्वनत्-समस्त-पातक-अरि-दारित-आपदा-जलम् - ગરજતા તમામ પાપરૂપી શત્રુ અને મુશ્કેલીઓનું વિદારણ કરે એવું જેનું જળ છે તેવાં जगल्लये - વિશ્વના પ્રલય સમયે महाभये - મોટો ભય ઊભો થયો ત્યારે मृकण्डु-सूनु-हर्म्यदे - મૃકંડુના પુત્ર (માર્કંડેય)ને આશ્રય આપનારી त्वदीय... ।

વિશ્વમાં પ્રલયનો મોટો ભય ઊભો થયો ત્યારે માર્કંડેયને આશ્રય આપનારી હે દેવી નર્મદા ! અત્યંત ઊંડાં પાણીનાં પૂર વડે જગતનાં પાપને ધોઈ નાખનાર અને ગરજતા તમામ પાપરૂપી શત્રુ અને મુશ્કેલીઓનું વિદારણ કરનાર જળથી યુક્ત તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૩

**गतं तदैव मे भयं त्वदम्बु वीक्षितं यदा**
**मृकण्डुसूनुशौनकासुरारिसेवि सर्वदा ।**
**पुनर्भवाब्धिजन्मजं भवाब्धिदुःखवर्मदे**
**त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ४ ॥**

गतम् - ગયો, દૂર થયો तदा एव - ત્યારે જ, તરત જ मे (मम) - મારો भयम् - ભય त्वद्-अम्बु - તારાં જળ वीक्षितम् - દર્શન થયાં यदा - જ્યારે मृकण्डु-सूनु-शौनक-असुर-अरि-सेवि - માર્કંડેય, શૌનક, અસુરોના શત્રુ (ઇંદ્ર) વડે સેવાતાં सर्वदा - હંમેશાં पुनःभव-अब्धि-जन्मजम् - ફરીથી ભવસાગરમાં જન્મની સંભાવનાથી ઊપજેલો भव-अब्धि-दुःखवर्मदे - હે ભવસાગરનાં દુઃખ સામે કવચ આપનારી त्वदीय... ।

હે ભવસાગરનાં દુઃખો સામે કવચ આપનારી દેવી નર્મદા ! ફરીથી ભવસાગરમાં જન્મ થવાની સંભાવનામાંથી ઊપજેલો મારો ભય તારાં જળનાં દર્શન થતાંની સાથે જ દૂર થયો. માર્કંડેય, શૌનક અને ઇંદ્ર વડે હંમેશાં સેવાતાં તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૪

अलक्षलक्षकिन्नरामरासुरादिपूजितं
सुलक्षनीरतीरधीरपक्षिलक्षकूजितम् ।
वसिष्ठशिष्टपिप्पलादिकर्दमादिशर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ५ ॥

अलक्ष-लक्ष-किन्नर-अमर-असुरादि-पूजितम् - અપ્રત્યક્ષ એવા અસંખ્ય કિન્નરો, દેવો, રાક્ષસો વગેરે દ્વારા પૂજાતાં सुलक्ष-नीर-तीर-धीर-पक्षि-लक्ष-कूजितम् - સ્વચ્છ જળથી યુક્ત તારા શાંત કિનારે પ્રત્યક્ષ રીતે દેખાતાં લાખો પક્ષીઓથી કૂજિત वसिष्ठ-शिष्ट-पिप्पलादि-कर्दमादि-शर्मदे - વસિષ્ઠ, પિપ્પલાદ, કર્દમ વગેરે શ્રેષ્ઠ (ઋષિઓને) આનંદ આપનારી त्वदीय... ।

વસિષ્ઠ, પિપ્પલાદ, કર્દમ વગેરે શ્રેષ્ઠ (ઋષિઓને) આનંદ આપનારી હે દેવી નર્મદા ! અપ્રત્યક્ષ એવા અસંખ્ય કિન્નરો, દેવો, રાક્ષસો વગેરે દ્વારા પૂજિત અને સ્વચ્છ જળથી યુક્ત શાંત કિનારે પ્રત્યક્ષ રીતે દેખાતાં લાખો પક્ષીઓથી કૂજિત તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૫

सनत्कुमारनाचिकेतकश्यपात्रिषट्पदै-
र्धृतं स्वकीयमानसेषु नारदादिषट्पदैः ।
रवीन्दुरन्तिदेवदेवराजकर्मशर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ६ ॥

सनत्कुमार-नाचिकेत-कश्यप-अत्रि-षट्पदैः - સનત્કુમાર, નાચિકેત, કશ્યપ, અત્રિ વગેરે (ઋષિઓ)રૂપી ભ્રમરો વડે धृतम् - ધારણ કરાયેલાં स्वकीय-मानसेषु - પોતાનાં હૃદયમાં नारदादि-षट्पदैः - નારદ વગેરે ભ્રમરો વડે रवि-इन्दु-रन्तिदेव-देवराज-कर्म-शर्मदे - સૂર્ય, ચંદ્ર, રંતિદેવ, ઇંદ્ર વગેરેને કાર્યમાં સુખદાયિની त्वदीय... ।

સૂર્ય, ચંદ્ર, રંતિદેવ, ઇંદ્ર વગેરેને (પણ) કાર્યમાં સુખદાયિની હે દેવી નર્મદા ! સનત્કુમાર, નાચિકેત, કશ્યપ, અત્રિ, નારદ વગેરે (ઋષિઓ)રૂપી ભ્રમરો વડે પોતાનાં હૃદયમાં ધારણ કરાયેલાં તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૬

अलक्षलक्षलक्षपापलक्षसारसायुधं
ततस्तु जीवजन्तुतन्तु भुक्तिमुक्तिदायकम् ।
विरिञ्चिविष्णुशङ्करस्वकीयधामवर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ७ ॥

अलक्ष-लक्ष-लक्ष-पाप-लक्ष-सार-सायुधम् - અજ્ઞાત અને જ્ઞાત અસંખ્ય પાપોરૂપી નિશાન માટે શ્રેષ્ઠ આયુધરહિત ततः तु - અને તે વડે जीव-जन्तु-तन्तु-भुक्ति-मुक्ति-दायकम् - જીવ-જંતુઓને પાશમાંથી મુક્તિ અને આનંદ આપનારાં विरिञ्चि-विष्णु-शङ्कर-स्वकीय-धाम-वर्मदे - બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને પોતપોતાનાં ધામમાં રક્ષણ આપનારી त्वदीय...।

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને પોતપોતાનાં ધામમાં રક્ષણ આપનારી હે દેવી નર્મદા! અજ્ઞાત અને જ્ઞાત એવાં અસંખ્ય પાપોરૂપી નિશાન માટે શ્રેષ્ઠ આયુધ સહિત અને તે વડે જીવ-જંતુઓને પાશમાંથી મુક્તિ અને આનંદ આપનારાં તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૭

**अहोऽमृतं स्वनं श्रुतं महेशकेशजातटे**
**किरातसूतवाडवेषु पण्डिते शठे नटे ।**
**दुरन्तपापतापहारि सर्वजन्तुशर्मदे**
**त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥ ८ ॥**

अहो - અહો अमृतम् - અમૃત જેવો स्वनम् - અવાજ श्रुतम् - સંભળાયો, સાંભળ્યો महेश-केशजा-तटे - શિવજીની જટામાંથી ઉત્પન્ન થયેલી નદી (નર્મદા)ના કિનારે किरात-सूत-वाडवेषु - ભીલ, સારથિ, બ્રાહ્મણ पण्डिते - પંડિત शठे - શઠ नटे - નટ दुरन्त-पाप-ताप-हारि - જેનો અંત આવવો અઘરો છે એવાં પાપ અને દુઃખને હરી લેનાર सर्व-जन्तु-शर्मदे - સર્વ પ્રાણીઓને સુખ આપનારી त्वदीय...।

અહો, અમૃત જેવો અવાજ, શિવજીની જટામાંથી ઉત્પન્ન થયેલી (નર્મદા) નદીને કિનારે ભીલ, સારથિ, બ્રાહ્મણ, પંડિત, શઠ અને નટ બધાંએ સાંભળ્યો. (એ સૌનાં) મુશ્કેલીથી અંત આવે એવાં પાપ અને દુઃખને હરી લેનાર અને સર્વ પ્રાણીઓને સુખ આપનારી હે દેવી નર્મદા ! તારાં ચરણકમળને હું પ્રણામ કરું છું. ૮

**इदन्तु नर्मदाष्टकं त्रिकालमेव ये सदा**
**पठन्ति ते निरन्तरं न यान्ति दुर्गतिं कदा ।**
**सुलभ्य देह दुर्लभं महेशधामगौरवं**
**पुनर्भवा नरा न वै विलोकयन्ति रौरवम् ॥ ९ ॥**

इदं तु - આ नर्मदा-अष्टकम् - નર્મદાષ્ટક त्रिकालम् एव - ત્રણે સંધ્યાએ ये - જેઓ सदा - હંમેશાં पठन्ति - પાઠ કરે છે ते - તેઓ निरन्तरम् - નિરંતર न यान्ति - પામતા નથી दुर्गतिम् - દુર્ગતિ कदा - ક્યારેય सुलभ्य - મેળવીને देह-दुर्लभम् - માનવીને દુર્લભ महेश-धाम-गौरवम् - શિવજીના ધામનું માન पुनर्भवाः - પુનર્જન્મ પામતા नराः - મનુષ્યો न - નથી वै - ખરેખર विलोकयन्ति - જુએ છે रौरवम् - નરકને

આ નર્મદાષ્ટકનો ત્રણે સંધ્યાકાળે જે નિરંતર પાઠ કરે છે તેમની ક્યારેય દુર્ગતિ થતી નથી. માનવીને દુર્લભ એવું શિવજીના ધામનું માન મેળવીને તે મનુષ્યો ખરેખર પુનર્જન્મ કે નરક જોતા નથી. ૯

શ્રીશંકરાચાર્ય

विनायकेनाऽऽकलिताहितापं निषेदुषोत्सङ्गभुवि प्रहृष्यन् ।
यः पूतनामोहकचित्तवृत्तिरव्यादसौ कोऽपि कलापभूषः ॥ १० ॥

ખોળામાં બેઠેલા ગણેશ વડે (સૂંઢથી કરવામાં આવતી જળની ધારાથી) જેમનો (શરીર ઉપર રાખેલા) સાપોથી જન્મતો તાપ શાંત થયો છે, (અને) જેમની ચિત્તવૃત્તિ (પોતાના) પવિત્ર (પૂત) નામનું ચિંતન કરનાર (नाम-ऊहक) (ભક્ત)માં રહે છે, તે કોઈક ચંદ્રભૂષણ આનંદિત થઈને અમને રક્ષે.

→ પૃષ્ઠ ૨૧૫

## ५१. शिवमन्त्राः

त्र्यक्षरमृत्युञ्जयमन्त्रः

ॐ हौं जूं सः ।

शिवपञ्चाक्षरी मन्त्रः

ॐ नमः शिवाय ।

अष्टाक्षरीशिवमन्त्रः

ह्रीं ॐ नमश्शिवाय ह्रीं ।

दशाक्षररुद्रमन्त्रः

ॐ नमो भगवते रुद्राय ।

एकत्रिंशदक्षरो रुद्रमन्त्रः

ॐ यो रुद्रो अग्नौ यो अप्सु य ओषधीषु यो रुद्रो विश्वा भुवना विवेश तस्मै रुद्राय नमो अस्तु ।

षट्त्रिंशदक्षरो दक्षिणामूर्तिमन्त्रः

ॐ ह्रीं दक्षिणामूर्तये तुभ्यं वटमूलनिवासिने ।
ध्यानैकनिरताङ्गाय नमो रुद्राय शम्भवे ह्रीं ॐ ॥

त्र्यम्बकमन्त्रः

ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम् ।
उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृतात् ॥

महामृत्युञ्जयमन्त्रः १

ॐ हौं ॐ जूं सः भूर्भुवः स्वः त्र्यम्बकं यजामहे सुगन्धि पुष्टिवर्धनम् । उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृतात् । भूर्भुवः स्वरों जूं सः हौं ॐ ॥

महामृत्युञ्जयमन्त्रः २

ॐ त्र्यंम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम् ओं जूं सह.....*.....नक्षत्रे .....*.....राशौ जातं श्री .....*..... पालय पालय मृत्योर्मोचय मोचय रोगान् नाशय नाशय आयुर्वर्धय वर्धय सह जूं ओम् उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृतात् स्वाहा ।

---

* જે વ્યક્તિને માટે મંત્ર કરવામાં આવતો હોય તેનું નક્ષત્ર, તેની રાશિ તથા તેનું (દ્વિતીયાંત) નામ અહીં બોલવું.

पाठीनकेतोर्जयिने प्रतीतसर्वज्ञभावाय दयैकसीम्ने ।
प्रायः क्रतुद्वेषकृतादराय बोधैकधाम्ने स्पृहयामि भूम्ने ॥ ११ ॥

મીન (पाठीन)કેતુ (કામદેવ)ને જીતનારા, પ્રખ્યાત સર્વજ્ઞભાવવાળા, દયાની એકમાત્ર સીમારૂપ, ક્રતુ (અર્થાત્ સંકલ્પ અથવા દક્ષ પ્રજાપતિના યજ્ઞ)નો દ્વેષ (ત્યાગ) કરનારા (ભક્તોનો) આદર કરનારા, જ્ઞાનના એકમાત્ર નિધાન આપ અનંત (પરમાત્મા)ની પ્રાપ્તિની હું સ્પૃહા રાખું છું. ૧૧

→ પૃ. ૨૨૮

# ५२. शिवध्यानम्

भगवान् सदाशिवः

यो धत्ते भुवनानि सप्त गुणवान्स्त्रष्टा रजःसंश्रयः
संहर्ता तमसान्वितो गुणवतीं मायामतीत्य स्थितः ।
सत्यानन्दमनन्तबोधममलं ब्रह्मादिसञ्ज्ञास्पदं
नित्यं सत्त्वसमन्वयादधिगतं पूर्णं शिवं धीमहि ॥ १ ॥

રજોગુણનો આશ્રય લઈને જે (સંસારનો) સ્રષ્ટા બને છે, (સત્ત્વ)ગુણથી સંપન્ન થઈને જે સાતે ભુવનોને ધારણ કરે છે (પોષે છે), તમોગુણથી યુક્ત થઈને બધાનો સંહાર કરે છે તથા ત્રિગુણમયી માયાનું અતિક્રમણ કરીને જે (પોતાના શુદ્ધ સ્વરૂપમાં) સ્થિત રહે છે, તે સત્યાનંદસ્વરૂપ, અનંત બોધમય, નિર્મળ અને પૂર્ણ બ્રહ્મ શિવનું અમે ધ્યાન કરીએ છીએ. તે (શિવ) જ (સર્જન, પાલન, સંહારના સમયે) બ્રહ્મા વગેરે નામ ધારણ કરે છે, તથા હંમેશાં સાત્ત્વિક ભાવ અપનાવવાથી જ તેને જાણી શકાય છે. ૧

परमात्मप्रभुः शिवः

वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी
यस्मिन्नीश्वर इत्यनन्यविषयः शब्दो यथार्थाक्षरः ।
अन्तर्यश्च मुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते
स स्थाणुः स्थिरभक्तियोगसुलभो निःश्रेयसायास्तु वः ॥ २ ॥

વેદાંતગ્રંથોમાં જેમને એકમાત્ર (પરમ) પુરુષ (પરમાત્મા) કહેવામાં આવ્યા છે, સમસ્ત સ્વર્ગ-પૃથ્વીને (रोदसी) (અંદર-બહાર સર્વત્ર) વ્યાપ્ત કરીને જે સ્થિત છે, જે એકમાત્ર (મહાદેવ)ને માટે 'ઈશ્વર' શબ્દ અક્ષરશઃ યથાર્થ રૂપમાં પ્રયુક્ત થાય છે અને જે બીજા કોઈનું વિશેષણ બનતો નથી, પોતાના પ્રાણોને નિરુદ્ધ કરીને મુમુક્ષુઓ પોતાના અંતર્હૃદયમાં જેમનું (ચિંતન અને) અન્વેષણ કરે છે, તે હંમેશાં એક જ સરખી રીતે સુસ્થિર રહેનારા (મહાપ્રલયમાં પણ વિક્રિયાને પ્રાપ્ત ન થનારા) અને સ્થિર ભક્તિયોગથી સરળતાથી પ્રાપ્ત થનારા ભગવાન શિવજી આપ સૌનું પરમ કલ્યાણ કરે. ૨

मङ्गलस्वरूपः भगवान् शिवः

कृपाललितवीक्षणं स्मितमनोज्ञवक्त्राम्बुजं
शशाङ्ककलयोज्ज्वलं शमितघोरतापत्रयम् ।
करोतु किमपि स्फुरत्परमसौख्यसच्चिद्वपु-
र्धराधरसुताभुजोद्वलयितं महो मङ्गलम् ॥ ३ ॥

જેમનાં કૃપાપૂર્ણ કટાક્ષ બહુ સુંદર છે, જેમનું મુખારવિંદ મંદ સ્મિતથી અત્યંત મનોહર દેખાય છે, જે ચંદ્રમાની કળા જેવા પરમ ઉજ્જવળ છે, આધ્યાત્મિકાદિ ત્રણે તાપોને જેમણે શાંત કરી દીધા છે, જેમનું સ્વરૂપ સચ્ચિન્મય છે અને પરમાનંદરૂપથી જે પ્રકાશિત થાય છે, તથા જે ગિરિરાજકિશોરી પાર્વતીના ભુજપાશથી આવેષ્ટિત છે, તે (શિવ નામનો) કોઈ અનિર્વચનીય તેજઃપુંજ સૌનું મંગળ કરે. ૩

भगवान् अर्धनारीश्वरः

नीलप्रवालरुचिरं विलसत्त्रिनेत्रं
पाशारुणोत्पलकपालत्रिशूलहस्तम् ।
अर्धाम्बिकेशमनिशं प्रविभक्तभूषं
बालेन्दुबद्धमुकुटं प्रणमामि रूपम् ॥ ४ ॥

જે નીલમણિ અને પરવાળા સમાન સુંદર (નીલલોહિત) છે, જે ત્રણ દેદીપ્યમાન નેત્રવાળા છે, ચારે હાથમાં જે પાશ, લાલ કમળ, કપાલ અને ત્રિશૂળ ધારણ કરે છે, જેમના અડધા અંગમાં અંબિકાજી અને અડધામાં મહાદેવજી છે, જે બંને અલગ અલગ શૃંગારોથી વિભૂષિત છે, જેમના (લલાટ પર) અર્ધ ચંદ્રથી યુક્ત મુગટ છે તે (શિવજી)ને હું નિરંતર પ્રણામ કરું છું. ૪

यो धत्ते निजमाययैव भुवनाकारं विकारोज्झितो
यस्याहुः करुणाकटाक्षविभवौ स्वर्गापवर्गाभिधौ ।
प्रत्यग्बोधसुखाद्वयं हृदि सदा पश्यन्ति यं योगिन-
स्तस्मै शैलसुताञ्चितार्धवपुषे शश्वन्नमस्तेजसे ॥ ५ ॥

નિર્વિકાર હોવા છતાં પણ પોતાની માયાથી જ જે (વિરાટ) વિશ્વનો આકાર ધારણ કરી લે છે, જેમના કૃપાકટાક્ષનો જ વૈભવ સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ) નામથી કહેવામાં આવ્યો છે તથા યોગીજનો જેમને સદા (પોતાના) હૃદયમાં અદ્વિતીય

આત્મજ્ઞાનાનંદ સ્વરૂપમાં જુએ છે તે તેજોમય ભગવાન (શંકર)ને, જેમનું અડધું અંગ શૈલરાજકુમારી (પાર્વતી)થી સુશોભિત છે, તેમને નિરંતર (મારા) નમસ્કાર છે. ૫

भगवान् शङ्करः

वन्दे वन्दनतुष्टमानसमतिप्रेमप्रियं प्रेमदं
पूर्णं पूर्णकरं प्रपूर्णनिखिलैश्वर्यैकवासं शिवम् ।
सत्यं सत्यमयं त्रिसत्यविभवं सत्यप्रियं सत्यदं
विष्णुब्रह्मनुतं स्वकीयकृपयोपात्ताकृतिं शङ्करम् ॥ ६ ॥

વંદન કરવાથી જેમનું મન પ્રસન્ન થઈ જાય છે, જેમને પ્રેમ અત્યંત પ્રિય છે, જે પ્રેમ પ્રદાન કરનારા, પૂર્ણ, ભક્તોની અભિલાષા પૂર્ણ કરનારા, સર્વ ઐશ્વર્યોના એકમાત્ર આવાસસ્થાન અને કલ્યાણસ્વરૂપ છે, સત્ય જેમનો શ્રીવિગ્રહ છે, જે સત્યમય છે, જેમનું ઐશ્વર્ય ત્રિકાલાબાધિત છે, જે સત્યપ્રિય અને સત્યપ્રદાતા છે, બ્રહ્મા અને વિષ્ણુ જેમની સ્તુતિ કરે છે, જે સ્વેચ્છાએ શરીર ધારણ કરે છે તે ભગવાન શંકરને હું વંદું છું. ૬

गौरीपतिः भगवान् शिवः

विश्वोद्भवस्थितिलयादिषु हेतुमेकं
गौरीपतिं विदिततत्त्वमनन्तकीर्तिम् ।
मायाश्रयं विगतमायमचिन्त्यरूपं
बोधस्वरूपममलं हि शिवं नमामि ॥ ७ ॥

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિનું જે એકમાત્ર કારણ છે, ગૌરીના પતિ છે, તત્ત્વને જાણનારા છે, અનંત કીર્તિવાળા છે, માયાના આશ્રયરૂપ હોવા છતાં પણ માયાથી અત્યંત દૂર છે તથા જે અચિંત્ય રૂપવાળા છે તે વિમળ બોધસ્વરૂપ ભગવાન શિવજીને હું પ્રણામ કરું છું. ૭

महामहेश्वरः

ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचन्द्रावतंसं
रत्नाकल्पोज्ज्वलाङ्गं परशुमृगवराभीतिहस्तं प्रसन्नम् ।
पद्मासीनं समन्तात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं
विश्वाद्यं विश्वबीजं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम् ॥ ८ ॥

ચાંદીના પર્વત સમાન શ્વેત કાંતિવાળા, સુંદર ચંદ્રમાને આભૂષણરૂપથી ધારણ કરનારા, રત્નમય અલંકારોને કારણે ઉજ્જવળ શરીરવાળા, પરશુ, મૃગ, વરમુદ્રા અને અભયમુદ્રાને હાથમાં ધારણ કરનારા, પદ્માસનમાં વિરાજમાન, ચારે તરફથી દેવોના સમૂહો વડે સ્તુતિ કરાયેલા (દેવતાઓના સમૂહો હંમેશાં જેમની સ્તુતિ કરે છે તેવા), વ્યાઘ્રચર્મનું વસ્ત્ર ધારણ કરનારા, વિશ્વના આદિ, વિશ્વની ઉત્પત્તિના બીજરૂપ, પાંચ મુખ અને ત્રણ નેત્રવાળા તથા સમસ્ત ભયને હરનારા પ્રસન્ન મહેશ્વરનું હંમેશાં ધ્યાન કરવું જોઈએ. ૮

**पञ्चमुखः सदाशिवः**

**मुक्तापीतपयोदमौक्तिकजवावर्णैर्मुखैः पञ्चभिः**
**त्र्यक्षैरञ्चितमीशमिन्दुमुकुटं पूर्णेन्दुकोटिप्रभम् ।**
**शूलं टङ्ककृपाणवज्रदहनान्नागेन्द्रघण्टाङ्कुशा-**
**न्पाशं भीतिहरं दधानममिताकल्पोज्ज्वलं चिन्तयेत् ॥ ९ ॥**

ગજમુક્તા (સમાન આછા લાલ), પોખરાજ (સમાન પીળા), સજળ મેઘ (સમાન નીલ), મુક્તા (સમાન આછા ભૂરા) અને જપાકુસુમ (સમાન પ્રગાઢ લાલ) રંગનાં (અનુક્રમે ઊર્ધ્વ, પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એવાં) પાંચ મુખો અને ત્રણ નેત્રો વડે શોભાયમાન, ચંદ્રનો મુગટ ધારણ કરનારા, કરોડો પૂર્ણ ચંદ્ર સમાન દેદીપ્યમાન, (હાથોમાં) ત્રિશૂળ, ટંક (પરશુ), તલવાર, વજ્ર (તથા) અગ્નિને, (અને) નાગરાજ, ઘંટ, અંકુશ, પાશ (તથા) અભયમુદ્રાને ધારણ કરનારા, (અને) અનંત કલ્પવૃક્ષ સમાન ઉજ્જવળ ઈશ્વર (ભગવાન શંકર)નું ધ્યાન કરવું જોઈએ. ૯

**अम्बिकेश्वरः**

**आद्यन्तमङ्गलमजातसमानभाव-**
**मार्यं तमीशमजरामरमात्मदेवम् ।**
**पञ्चाननं प्रबलपञ्चविनोदशीलं**
**सम्भावये मनसि शङ्करमम्बिकेशम् ॥ १० ॥**

જે આદિ અને અંત (તથા મધ્ય)માં (નિત્ય) મંગળમય છે, જેમની સમાનતા અથવા તુલના ક્યાંય થઈ શકે તેમ નથી, જેમનાં પાંચ મુખ છે, જે વિનોદમાં (અનાયાસ) જ (સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, અનુગ્રહ અને તિરોભાવરૂપ) પાંચ (પ્રબળ કર્મ કરવાના) સ્વભાવવાળા છે, તે સર્વશ્રેષ્ઠ અજર, અમર, ઈશ્વર અંબિકાપતિ આત્મદેવ શંકરનું હું મનોમન ચિંતન કરું છું. ૧૦

भगवान् महाकालः

स्त्रष्टारोऽपि प्रजानां प्रबलभवभयाद्यं नमस्यन्ति देवा
यश्चित्ते सम्प्रविष्टोऽप्यवहितमनसां ध्यानमुक्तात्मनां च ।
लोकानामादिदेवः स जयतु भगवाञ्छ्रीमहाकालनामा
बिभ्राणः सोमलेखामहिवलययुतं व्यक्तलिङ्गं कपालम् ॥ ११ ॥

પ્રજાનું સર્જન કરનારા (પ્રજાપતિ) દેવો પણ પ્રબળ સંસારભયથી (છૂટવા માટે) જેમને નમસ્કાર કરે છે, સાવધાન ચિત્તવાળા ધ્યાનપરાયણ મહાત્માઓના હૃદયમાં જે સુખપૂર્વક વિરાજમાન છે, અને ચંદ્રમાની કળા, સર્પનાં કંકણ તથા વ્યક્ત ચિહ્નવાળા કપાલને જે ધારણ કરે છે, તે સંપૂર્ણ લોકોના આદિદેવ શ્રીમહાકાળ નામના ભગવાન જય પામો. ૧૧

पार्वतीनाथः भगवान्पञ्चाननः

शान्तं पद्मासनस्थं शशिधरमुकुटं पञ्चवक्त्रं त्रिनेत्रं
शूलं वज्रं च खड्गं परशुमभयदं दक्षिणाङ्गे वहन्तम् ।
नागं पाशं च घण्टां डमरुकसहितां साङ्कुशां वामभागे
नानालङ्कारदीप्तं स्फटिकमणिनिभं पार्वतीशं नमामि ॥ १२ ॥

શાંત, પદ્માસનમાં સ્થિત, ચંદ્રમારૂપી મુગટ ધારણ કરનારા, પંચમુખ, ત્રિનેત્રધારી, જમણા (પાંચ) હાથોમાં ત્રિશૂળ, વજ્ર, ખડગ, પરશુ અને અભયમુદ્રા ધારણ કરનારા, (તેમ જ) ડાબા (પાંચ) હાથોમાં નાગ, પાશ, ઘંટા, ડમરુ તથા અંકુશ (ધારણ કરનારા), અનેક પ્રકારના અલંકારોથી શોભાયમાન અને સ્ફટિકમણિ સમાન તેજોમય કાંતિવાળા પાર્વતી દેવીના સ્વામી (શ્રીશંકર)ને હું નમસ્કાર કરું છું. ૧૨

श्रीनीलकण्ठः

बालार्कायुततेजसं धृतजटाजूटेन्दुखण्डोज्ज्वलं
नागेन्द्रैः कृतभूषणं जपवटीं शूलं कपालं करैः ।
खट्वाङ्गं दधतं त्रिनेत्रविलसत्पञ्चाननं सुन्दरं
व्याघ्रत्वक्परिधानमब्जनिलयं श्रीनीलकण्ठं भजे ॥ १३ ॥

દસ હજાર બાળસૂર્યો સમાન તેજસ્વી, મસ્તક પર જટાજૂટ અને લલાટ પર અર્ધ ચંદ્ર ધારણ કરવાને કારણે ઉજ્જવળ (દેખાતા) (મસ્તક પર) સર્પોના મુગટ ધારણ

કરનારા, (ચારે) હાથોમાં જપમાળા, ત્રિશૂળ, મનુષ્યની ખોપરી અને ખટ્વાંગ ધારણ કરનારા, ત્રણ નેત્રથી શોભતા, પંચમુખ, સુંદર, વ્યાઘ્રચર્મ પહેરેલા અને કમળ પર વિરાજમાન શ્રીનીલકંઠને હું ભજું છું. ૧૩

पशुपतिः

मध्याह्नार्कसमप्रभं शशिधरं भीमाट्टहासोज्ज्वलं
त्र्यक्षं पन्नगभूषणं शिखिशिखाश्मश्रुस्फुरन्मूर्धजम् ।
हस्ताब्जैस्त्रिशिखं समुद्गरमसिं शक्तिं दधानं विभुं
दंष्ट्राभीमचतुर्मुखं पशुपतिं दिव्यास्त्ररूपं स्मरेत् ॥ १४ ॥

મધ્યાહ્નકાળના સૂર્યની પ્રભા સમાન પ્રભાવાળા, (મસ્તક પર) ચંદ્રમાને ધારણ કરનારા, પ્રચંડ અટ્ટહાસ્યથી ઉજ્જવળ જણાતા, ત્રણ નેત્રવાળા, સર્પભૂષણ, અગ્નિની જ્વાળા જેવાં (ચમકતાં) દાઢી-મૂછ અને ચમકતા માથાના વાળવાળા, કરકમળો વડે ત્રિશૂળ, સારું મુદ્ગર, તલવાર તથા શક્તિને ધારણ કરનારા, ભયંકર દાઢોવાળાં ચાર મુખ ધરાવનારા તથા દિવ્ય અસ્ત્ર અને રૂપવાળા વિભુ પશુપતિનું સ્મરણ કરવું જોઈએ. ૧૪

भगवान् दक्षिणामूर्तिः

मुद्रां भद्रार्थदात्रीं सपरशुहरिणां बाहुभिर्बाहुमेकं
जान्वासक्तं दधानो भुजगवरसमाबद्धकक्षो वटाधः ।
आसीनश्चन्द्रखण्डप्रतिघटितजटः क्षीरगौरस्त्रिनेत्रो
दद्यादाद्यैः शुकाद्यैर्मुनिभिरभिवृतो भावशुद्धिं भवो वः ॥ १५ ॥

(પોતાના ત્રણ) હાથ વડે કલ્યાણકારી અર્થ આપનારી ભદ્રામુદ્રા, સારી પરશુ અને મૃગીમુદ્રાને (ધારણ કરનારા) (અને ચોથો) એક હાથ ઘૂંટણ પર ટેકવી રાખનારા, પોતાના કટિપ્રદેશમાં જેમણે નાગરાજને લપેટેલો છે (તથા) જેમના પ્રત્યેક મસ્તક પર જટાઓમાં દ્વિતીયાનો ચંદ્ર શોભે છે તેવા, દૂધ જેવા ઉજ્જવળ, ત્રિનેત્ર, આદ્ય (સનકાદિ) અને શુકદેવ (નારદ) આદિ મુનિઓથી સારી રીતે ઘેરાયેલા અને વડના વૃક્ષની નીચે બેઠેલા તે ભગવાન ભવ (દક્ષિણામૂર્તિ) આપને ભાવશુદ્ધિ પ્રદાન કરે. ૧૫

महामृत्युञ्जयः

हस्ताभ्यां कलशद्वयामृतरसैराप्लावयन्तं शिरो
द्वाभ्यां तौ दधतं मृगाक्षवलये द्वाभ्यां वहन्तं परम् ।
अङ्कन्यस्तकरद्वयामृतघटं कैलासकान्तं शिवं
स्वच्छाम्भोजगतं नवेन्दुमुकुटं देवं त्रिनेत्रं भजे ॥ १६ ॥

(ભગવાન મૃત્યંજયને આઠ ભુજા છે). બે હાથો વડે બે કળશમાંના અમૃતરસથી પોતાના મસ્તકને પ્લાવિત કરતા, બે (હાથો) વડે તે (બે કળશો)ને ધારણ કરતા, બે હાથોમાં (એકમાં) મૃગીમુદ્રા (અને બીજામાં) અક્ષમાળા (अक्षवलय) ધારણ કરતા (અને) ખોળામાં રાખેલા બે હાથોમાં અમૃતના (બે) ઘડાવાળા, શ્વેત કમળ પર વિરાજમાન, બાળચંદ્રરૂપી મુગટવાળા ત્રિનેત્ર દેવ કૈલાસપતિ શિવને હું ભજું છું. ૧૬

हस्ताम्भोजयुगस्थकुम्भयुगलादुद्धृत्य तोयं शिरः
सिञ्चन्तं करयोर्युगेन दधतं स्वाङ्के सकुम्भो करौ ।
अक्षस्त्रङ्मृगहस्तमम्बुजगतं मूर्धस्थचन्द्रस्त्रव-
त्पीयूषार्द्रतनुं भजे सगिरिजं त्र्यक्षं च मृत्युञ्जयम् ॥ १७ ॥

પોતાનાં બે કરકમળોમાં રાખેલા બે કળશોમાંથી જળ લઈને એનાથી ઉપરના બે હાથો દ્વારા જે પોતાના મસ્તકને સીંચતા, બીજા બે હાથોમાં બે ઘડા ધારણ કરેલા બે હાથને પોતાના ખોળામાં રાખનારા તથા બીજા બે હાથોથી રુદ્રાક્ષમાળા અને મૃગીમુદ્રા ધારણ કરનારા, કમળના આસન પર બેઠેલા, મસ્તક પર સ્થિત ચંદ્રમામાંથી નિરંતર ઝરતા અમૃતને કારણે ભીંજાયેલા શરીરવાળા, ત્રિનેત્ર તથા ગિરિજા સહિતના (ભગવાન) મૃત્યુંજયને હું ભજું છું. ૧૭

# ५३. शिवसूक्तयः

पिनाकफणिबालेन्दुभस्ममन्दाकिनीयुता ।
पवर्गरचिता मूर्तिरपवर्गप्रदास्तु नः ॥ १ ॥

પિનાક ધનુષ (प), ફેણ ધરાવનાર (સાપ) (फ), બાળચંદ્ર (ब), ભસ્મ (भ), અને મંદાકિની (ગંગા) (म)થી યુક્ત એવી पवर्ग (पफबभम)થી રચિત (શિવજીની) મૂર્તિ આપણને અ-પવર્ગ (અર્થાત્ મોક્ષ) પ્રદાન કરનારી થાઓ. ૧

चन्द्राननार्धदेहाय चन्द्रांशुसितमूर्तये ।
चन्द्रार्कानलनेत्राय चन्द्रार्धशिरसे नमः ॥ २ ॥

ચંદ્રમુખી (ઉમા) જેમના અર્ધ દેહમાં છે, ચંદ્રકિરણ સમાન જેમની શ્વેત મૂર્તિ (શ્રીવિગ્રહ) છે, જેમનાં ચંદ્ર, સૂર્ય, અગ્નિ એ ત્રણ નેત્ર છે અને જેમના મસ્તક પર અર્ધ ચંદ્ર (બીજનો ચંદ્ર) છે તેવા (શ્રીશિવજી)ને નમસ્કાર. ૨

संसारैकनिमित्ताय संसारैकविरोधिने ।
नमः संसाररूपाय निःसंसाराय शम्भवे ॥ ३ ॥

સંસારના એકમાત્ર નિમિત્ત, સંસારના એકમાત્ર વિરોધી, સંસારરૂપ (છતાં) સંસારવગરના શંભુને નમસ્કાર. ૩

भूत्यालेपनभूषितः प्रविलसन्नेत्राग्निदीपाङ्कुरः
कण्ठे पन्नगपुष्पदामसुभगो गङ्गाजलैः पूरितः ।
ईषत्ताम्रजटाग्रपल्लवयुतो न्यस्तो जगन्मण्डपे
शम्भुर्मङ्गलकुम्भतामुपगतो भूयात्सतां श्रेयसे ॥ ४ ॥

ભસ્મના આલેપનથી વિભૂષિત, અત્યંત પ્રકાશિત નેત્રાગ્નિરૂપી દીપની જ્યોતવાળા, કંઠમાં સાપરૂપી પુષ્પમાળાથી સુશોભિત, ગંગાજળથી પૂર્ણ, સાધારણ તામ્રવર્ણવાળા જટાના અગ્રભાગરૂપી પલ્લવથી યુક્ત એવા (તથા) જગતરૂપી મંડપમાં સ્થાપિત કરવામાં આવેલા મંગળ કળશપણાને પામેલા (મંગળ કળશ સમાન) શંભુ સત્પુરુષોના કલ્યાણ માટે હો. ૪

जय जय हे शिव दर्पकदाहक दैत्यविघातक भूतपते
दशमुखनायक शायकदायक कालभयानक भक्तगते ।
त्रिभुवनकारकधारकमारक संसृतिकारक धीरमते
हरिगुणगायक ताण्डवनायक मोक्षविधायक योगरते ॥ ५ ॥

હે કામદેવને બાળનારા, હે દૈત્યોનો નાશ કરનારા, હે ભૂતપતિ, હે દસ મસ્તકવાળા (રાવણ)ના સ્વામી, હે (અર્જુનને) ધનુષ આપનારા, હે કાળ માટે (પણ) ભયાનક (કાળને પણ ભયભીત કરનારા), હે ભક્તોના આશ્રય, હે ત્રિલોકીનાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા, હે સંસારના રચયિતા, હે ધીર બુદ્ધિવાળા, હે હરિના ગુણોનું ગાન કરનારા, હે તાંડવનાયક, હે મોક્ષ પ્રદાન કરનારા (તથા) હે યોગમાં પરાયણ શિવજી આપનો જય હો, જય હો. ૫

शिशिरकिरणधारी शैलबालाविहारी
भवजलनिधितारी योगिहृत्पद्मचारी ।
शमनजभयहारी प्रेतभूमिप्रचारी
कृपयतु मयि देवः कोऽपि संहारकारी ॥ ६ ॥

ચંદ્રકળાને ધારણ કરનારા, પર્વતપુત્રી (પાર્વતી) સાથે ભ્રમણ કરનારા, સંસારસમુદ્રમાંથી પાર કરાવનારા, યોગીઓના હૃદયકમળમાં વિહાર કરનારા, યમ (शमन)થી જન્મતા ભયનું હરણ કરનારા, પ્રેતોની ભૂમિ (સ્મશાન)માં વિચરણ કરનારા અને (સૃષ્ટિનો) સંહાર કરનારા (જે) કોઈ પણ દેવ (હોય તે) મારા પર કૃપા કરે. ૬

પૂર્ણચંદ્રકૃત ઉદ્ભટસાગર

यः शङ्करोऽपि प्रणयं करोति स्थाणुस्तथा यः परपुरुषोऽपि ।
उमागृहीतोऽप्यनुमागृहीतः पायादपायात्स हि नः स्वयम्भूः ॥ ७ ॥

જે મુક્તિ આપનાર હોવા છતાં પણ પ્રણય કરે છે, જે પરમ પુરુષ હોવા છતાં પણ સ્થાણુ (નિષ્ક્રિય) છે, (જે) (દેવી) ઉમાથી ગ્રહણ કરાયેલા હોવા છતાં પણ અનુમા (અનુમાન અથવા ઉમાથી ભિન્ન) વડે ગૃહીત કરાય છે તે સ્વયંભૂ (શંકર ભગવાન) અમને મૃત્યુ (अपाय)થી રક્ષે. ૭

જયનારાયણ તર્ક પંચાનનકૃત કણાદસૂત્રવિવૃત્તિ

यस्याङ्के च विभाति भूधरसुता देवापगा मस्तके
भाले बालविधुर्गले च गरलं यस्योरसि व्यालराट् ।
सोऽयं भूतिविभूषणः सुरवरः सर्वाधिपः सर्वदा
शर्वः सर्वगतः शिवः शशिनिभः श्रीशङ्करः पातु माम् ॥ ८ ॥

જેમના ખોળામાં ધરતીને ધારણ કરનાર (પર્વત)ની પુત્રી (પાર્વતી), મસ્તક ઉપર દેવોની નદી (आपगा) (ગંગા), લલાટ પર (બીજનો) બાળચંદ્ર, કંઠમાં (હળાહળ) વિષ (છે, અને) જેમના વક્ષઃસ્થળ પર સર્પરાજ (શેષજી) શોભે છે તે, ભસ્મથી વિભૂષિત, દેવતાઓમાં શ્રેષ્ઠ, સર્વેશ્વર, સંહારકર્તા (અથવા ભક્તોના પાપનાશક), સર્વવ્યાપક, કલ્યાણસ્વરૂપ, અને ચંદ્રમા સમાન (શુભ્ર વર્ણવાળા) શ્રીશંકર સદા મારી રક્ષા કરે. ૮

તુલસીદાસકૃત રા.મા., અયો.કાંડ

मूलं धर्मतरोर्विवेकजलधेः पूर्णेन्दुमानन्ददं
वैराग्याम्बुजभास्करं ह्यघघनध्वान्तापहं तापहम् ।
मोहाम्भोधरपूगपाटनविधौ स्वःसम्भवं शङ्करं
वन्दे ब्रह्मकुलं कलङ्कशमनं श्रीरामभूपप्रियम् ॥ ९ ॥

ધર્મરૂપી વૃક્ષના મૂળ, વિવેકરૂપી સમુદ્રને આનંદ આપનાર પૂર્ણ ચંદ્ર, વૈરાગ્યરૂપી કમળને (વિકસિત કરનાર) સૂર્ય, પાપરૂપી ઘોર અંધકારને નિશ્ચય જ દૂર કરનાર, (ત્રણે) તાપનું હરણ કરનારા, મોહરૂપી વાદળો (अम्भोधर)ના સમૂહ (पूग)ને છિન્નભિન્ન કરવા (पाटन)ની વિધિ (ક્રિયા)માં આકાશથી ઉત્પન્ન થયેલ (પવન) (स्वःसम्भव)સ્વરૂપ (અર્થાત્ પવન વાદળોને છિન્નભિન્ન કરી નાખે તેમ મોહને છિન્નભિન્ન કરી દેનારા), બ્રહ્માજીના વંશજ (આત્મજ) તથા કલંકનો નાશ કરનારા તથા મહારાજ શ્રીરામજીના પ્રિય શ્રીશંકરની હું વંદના કરું છું. ૯

शङ्खेन्द्वाभमतीवसुन्दरतनुं शार्दूलचर्माम्बरं
कालव्यालकरालभूषणधरं गङ्गाशशाङ्कप्रियम् ।
काशीशं कलिकल्मषौघशमनं कल्याणकल्पद्रुमं
नौमीड्यं गिरिजापतिं गुणनिधिं कन्दर्पहं शङ्करम् ॥ १० ॥

શંખ અને ચંદ્રમાની કાંતિ જેવી કાંતિવાળું અત્યંત સુંદર શરીર ધરાવનારા, વ્યાઘ્રચર્મના વસ્ત્રવાળા, કાળ સમાન (અથવા કાળા રંગના) ભયાનક સર્પોનું ભૂષણ ધારણ કરનારા, ગંગા અને ચંદ્ર જેમને પ્રિય છે તેવા, કાશીપતિ, કળિયુગના પાપસમૂહનો નાશ કરનારા, કલ્યાણ (કરવા માટે) કલ્પવૃક્ષ, ગુણોના નિધાન અને કામદેવને ભસ્મ કરનારા પૂજનીય પાર્વતીપતિ (ભગવાન) શંકરની હું સ્તુતિ (વંદના) કરું છું. ૧૦

यो ददाति सतां शम्भुः कैवल्यमपि दुर्लभम् ।
खलानां दण्डकृद्योऽसौ शङ्करः शं तनोतु मे ॥ ११ ॥

જે સત્પુરુષોને અત્યંત દુર્લભ કૈવલ્યમુક્તિ પણ આપી દે છે અને જે દુષ્ટોને દંડ આપનાર છે તે (ભગવાન) શંકર મારા કલ્યાણનો વિસ્તાર કરે. ૧૧

તુલસીદાસકૃત રા.મા., લંકાકાંડ

कुन्दइन्दुदरगौरसुन्दरं अम्बिकापतिमभीष्टसिद्धिदम् ।
कारुणीककलकञ्जलोचनं नौमि शङ्करमनङ्गमोचनम् ॥ १२ ॥

કુંદ પુષ્પ, ચંદ્રમા અને શંખ સમાન સુંદર ગૌર વર્ણવાળા, જગજ્જનની (પાર્વતી)ના પતિ, ઇચ્છિત (ફળ) આપનારા, કરુણાથી ભરેલાં (અને) સુંદર કમળ સમાન નેત્રવાળા તથા કામદેવથી છોડાવનારા શ્રીશંકરની હું સ્તુતિ (નમસ્કાર) કરું છું. ૧૨

તુલસીદાસકૃત રા.મા., ઉત્તરકાંડ

मत्त्वा सद्यः सुकृतसुहृदं दुर्लभं जीवलोकं
लब्ध्वा सर्वव्यसनशमनं मित्रमेकं विवेकम् ।
धन्याः केचित्कृतकुमुदिनीकान्तलेखावतसं
हंसं शंसन्त्यमलमधुरैर्भक्तिसिक्तैर्वचोभिः ॥ १३ ॥

પુણ્યના મિત્ર (सुकृतसुहृदं) (અર્થાત્ પુણ્યથી પ્રાપ્ત થનારા) આ જીવલોક (મનુષ્યલોક)ને (અતિ)દુર્લભ સમજીને અને સર્વ વ્યસનોને સમૂળ નષ્ટ કરનારા એક વિવેકરૂપી મિત્રને પ્રાપ્ત કરીને કેટલાક (દુર્લભ) ધન્ય મનુષ્યો તત્કાળ (દેહાદિની સ્વસ્થ અવસ્થામાં જ) ભક્તિથી ભરેલાં નિર્મળ મધુર વચનોથી કુમુદિનીના કાંત (ચંદ્ર)ની રેખાથી સુશોભિત (ભગવાન) શંકર (हंस)ની સ્તુતિ કરે છે. ૧૩

જગદ્ધર ભટ્ટવિરચિત સ્તુતિકુસુમાંજલિ ૧-૨૯

त्वत्पादपङ्कजरजश्छुरितौ च पाणी
वाणी भवच्चरितचर्वणगर्विता च ।
वित्तं भवद्गुणगणस्मरणव्रतं च
भूयो भवन्ति मम चेदहहास्मि धन्यः ॥ १४ ॥

(હે પ્રભુ), જો મારા બે હાથ (સદૈવ) આપનાં ચરણકમળોની રજથી આચ્છાદિત (छुरित) રહે, (મારી) વાણી (સદૈવ) આપના ચરિત્ર (લીલાઓ)ના આસ્વાદનથી ગર્વિત રહે અને (મારું) ચિત્ત (સદૈવ) આપના ગુણગણોના સ્મરણવ્રતને ધારણ કરનારું (અહર્નિશ આપના જ ગુણગણોનું સ્મરણ કરનારું) થઈ જાય, તો, ઓહોહો...! હું ધન્ય-ધન્ય છું. ૧૪

જગદ્ધર ભટ્ટવિરચિત સ્તુતિકુસુમાંજલિ ૯-૨૯

भिक्षाशनोऽपि भगवंस्त्वमकिञ्चनोऽपि
जीर्णश्मशाननिलयोऽपि दिगम्बरोऽपि ।
किं वापरं वरद घस्मर भस्मरूक्ष-
गात्रोऽपि सन्मम विभुः प्रतिजन्म भूयाः ॥ १५ ॥

હે ભગવાન, ભિક્ષાનું ખાનારા છો છતાં પણ, અકિંચન (અર્થાત્ અત્યંત દરિદ્ર) છો છતાં પણ, જીર્ણ-શીર્ણ સ્મશાનના નિવાસી હોવા છતાં પણ, દિગંબર હોવા છતાં પણ, અથવા વધારે શું (કહું) ? હે વર આપનારા, હે પ્રલયકાળમાં સમસ્ત ચરાચરનું ભક્ષણ કરનારા (घस्मर), ભસ્મ (લેપન)ને લીધે રૂક્ષ શરીરવાળા હોવા છતાં પણ આપ જ જન્મોજન્મ મારા સ્વામી બનો. ૧૫

જગદ્ધર ભટ્ટવિરચિત સ્તુતિકુસુમાંજલિ ૯-૩૦

सहस्त्रशीर्षा पुरुषः पुनातु वः
सहस्त्रचक्षुर्भगवान्सहस्त्रपात् ।
गलेऽङ्घ्रिमूले नयने च निश्चला-
स्त्रयोऽप्यमी यं पुरुषा उपासते ॥ १६ ॥

(ક્રમથી) કંઠમાં, ચરણમૂળમાં અને (જમણી) આંખમાં નિશ્ચળ રૂપથી રહેલા આ સહસ્ર મસ્તકવાળા (હજાર ફેણવાળા શેષનાગ), હજાર ચક્ષુવાળા (ઇંદ્ર) અને હજાર પગ (અર્થાત્ કિરણો)વાળા સૂર્ય – ત્રણે પુરુષો જેમની ઉપાસના કરે છે તે (હજારો મસ્તકવાળા, હજારો ચક્ષુવાળા અને હજારો પગવાળા વિરાટ પુરુષ) ભગવાન (શિવજી) આપ લોકોને પવિત્ર કરે. ૧૬

જગદ્ધર ભટ્ટવિરચિત સ્તુતિકુસુમાંજલિ ૩૮-૧

व्यतीत्य चेतोविषयं जनानां विद्योतमानाय तमोनिहन्त्रे ।
भूम्ने सदावासकृताशयाय भूयांसि मे सन्तुतमां नमांसि ॥ १२ ॥

મનુષ્યોનાં ચિત્તની પહોંચનું અતિક્રમણ કરીને પ્રકાશિત થનારા, (અજ્ઞાન)-અંધકારનો નાશ કરનારા તથા (સજ્જનોના) અંતઃકરણમાં સદા નિવાસ કરનારા આપ અનંતને મારા અનેકાનેક નમસ્કાર હો. ૧૨

શંકરદિગ્વિજય ૧૨ – ૮ થી ૧૯

# ૫૪. रुद्राष्टकम्

नमामीशमीशान निर्वाणरूपं । विभुं व्यापकं ब्रह्म वेदस्वरूपं ॥
निजं निर्गुणं निर्विकल्पं निरीहं । चिदाकाशमाकाशवासं भजेऽहं ॥ १ ॥

ઈશાન, નિર્વાણરૂપ, વિભુ, વ્યાપક, બ્રહ્મ, વેદસ્વરૂપ ઈશને હું નમન કરું છું. નિજસ્વરૂપમાં સ્થિત, નિર્ગુણ, નિર્વિકલ્પ, ઇચ્છારહિત (પૂર્ણકામ), ચિદાકાશસ્વરૂપ અને આકાશમાં વાસ કરનાર (સર્વવ્યાપી), (અથવા આકાશ એટલે કે દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરનાર) શ્રીરુદ્રનું હું ભજન કરું છું. ૧

निराकारमोङ्कारमूलं तुरीयं । गिरा ग्यान गोतीतमीशं गिरीशं ॥
करालं महाकाल कालं कृपालं । गुणागार संसारपारं नतोऽहं ॥२ ॥

જે નિરાકાર છે, ઓંકારના મૂળસ્વરૂપ છે, તુરીય છે, વાણી, ઇંદ્રિયો અને બુદ્ધિથી અતીત છે, જે વિકરાળ છે, મહાકાળના પણ કાળ છે, કૃપાળુ છે, જે ગુણોના ભંડાર છે અને સંસારથી પર છે (અથવા ત્રણ ગુણોના બનેલા સંસારમાંથી જે પાર કરાવનાર છે) તે ગિરીશ ઈશને હું નમન કરું છું. ૨

तुषाराद्रि सङ्काश गौरं गभीरं । मनोभूत कोटिप्रभा श्री शरीरं ॥
स्फुरन्मौलिकल्लोलिनी चारुगङ्गा । लसद्भालबालेन्दु कण्ठे भुजङ्गा ॥ ३ ॥

જે હિમાલય સમાન ગૌર છે, ગંભીર છે, કરોડ કામદેવની પ્રભા અને શોભા ધરાવતું જેમનું શરીર છે, જેમની જટામાંથી કલ્લોલ કરતી ચારુ ગંગા વહી રહી છે, જેમના ભાલપ્રદેશમાં બાળચંદ્ર વિલસે છે અને કંઠમાં સર્પ છે. ૩

चलत्कुण्डलं भ्रूसुनेत्रं विशालं । प्रसन्नाननं नीलकण्ठं दयालं ॥
मृगाधीशचर्माम्बरं मुण्डमालं । प्रियं शङ्करं सर्वनाथं भजामि ॥ ४ ॥

જેમના કાનોમાં કુંડળ ઝૂલી રહ્યાં છે, સુંદર જેમની ભ્રૂકુટી છે અને વિશાળ જેમનાં નેત્ર છે, જે પ્રસન્ન મુખમુદ્રા ધરાવે છે, જે નીલકંઠ છે, દયાળુ છે, સિંહના ચર્મનું જેમણે વસ્ત્ર ધારણ કર્યું છે, ખોપરીની માળા જેમણે પહેરી છે તે પ્રિય શંકર સર્વના નાથ છે, તેમનું હું ભજન કરું છું. ૪

प्रचण्डं प्रकृष्टं प्रगल्भं परेशं । अखण्डं अजं भानुकोटिप्रकाशं ॥
त्रयः शूल निर्मूलनं शूलपाणिं । भजेऽहं भवानीपतिं भावगम्यं ॥ ५ ॥

જે પ્રચંડ (રુદ્રરૂપ), શ્રેષ્ઠ, તેજસ્વી, પરમેશ્વર, અખંડ, અજન્મા, કરોડો સૂર્ય સમ પ્રકાશમાન છે, (આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક) ત્રણે શૂળ (દુઃખ)ને જે નિર્મૂળ કરે છે, જેમને ભાવ (પ્રેમ)થી જાણી શકાય છે એ ત્રિશૂળધારી ભવાનીપતિનું હું ભજન કરું છું. ૫

कलातीत कल्याणकल्पान्तकारी । सदा सज्जनानन्ददाता पुरारी ॥
चिदानन्द सन्दोह मोहापहारी । प्रसीद प्रसीद प्रभो मन्मथारी ॥ ६ ॥

જે કલાઓ (વિકાર)થી અતીત છે, કલ્યાણસ્વરૂપ છે, કલ્પનો પ્રલય કરનારા છે, હંમેશાં સજ્જનોને આનંદ આપનારા છે, જે ત્રિપુરારિ, ચિદાનંદઘન, મોહવિનાશક, કામદેવના શત્રુ છે, એવા પ્રભુ ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. ૬

न यावद् उमानाथ पादारविन्दं । भजन्तीह लोके परे वा नराणां ।
न तावत्सुखं शान्ति सन्तापनाशं । प्रसीद प्रभो सर्वभूताधिवासं ॥ ७ ॥

જ્યાં સુધી (દેવી) ઉમાના નાથ (શિવજી)ના ચરણારવિંદનું (મનુષ્યો) સેવન કરતા નથી ત્યાં સુધી મનુષ્યોને આ લોકમાં કે પરલોકમાં સંતાપનો નાશ થતો નથી, ન તો તેમને સુખ-શાંતિ પ્રાપ્ત થાય છે. સર્વ ભૂતોના અધિવાસ (અંતર્યામી) હે પ્રભુ ! પ્રસન્ન થાઓ. ૭

न जानामि योगं जपं नैव पूजां । नतोऽहं सदा सर्वदा शम्भु तुभ्यं ।
जराजन्म दुःखौघ तातप्यमानं । प्रभो पाहि आपन्नमामीश शम्भो ॥ ८ ॥

હું યોગ જાણતો નથી, જપ કે પૂજા પણ (જાણતો નથી). હે શંભુ ! હું તો સદા સર્વદા આપને જ નમસ્કાર કરું છું. જરા, જન્મ, દુઃખના સમૂહથી અતિશય સંતપ્ત એવા આપને શરણે આવેલા મારું હે પ્રભુ ! હે ઈશ ! હે શંભુ ! દુઃખથી મારું રક્ષણ કરો. હું આપને નમસ્કાર કરું છું. ૮

रुद्राष्टकमिदं प्रोक्तं विप्रेण हरतुष्टये ।
ये पठन्ति नरा भक्त्या तेषां शम्भुः प्रसीदति ॥ ९ ॥

શિવજીને પ્રસન્ન કરવા બ્રાહ્મણ વડે કથિત આ રુદ્રાષ્ટકનું જે મનુષ્યો ભક્તિપૂર્વક પઠન કરે છે તેમના પર ભગવાન શંકર પ્રસન્ન થાય છે. ૯

ગોસ્વામી તુલસીદાસ

## ५५. निर्वाणषट्कम्

मनोबुद्ध्यहङ्कारचित्तानि नाहं
न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे ।
न च व्योम भूमिर्न तेजो न वायु-
श्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ १ ॥

હું મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર નથી, (હું) કર્ણ કે જિહ્વા નથી અને (હું) નાસિકા કે નેત્ર નથી. વળી (હું) આકાશ, પૃથ્વી, અગ્નિ, વાયુ (કે જળ) પણ નથી. (પરંતુ) હું જ્ઞાનસ્વરૂપ, આનંદસ્વરૂપ શિવ છું, હું શિવ છું. ૧

न च प्राणसञ्ज्ञो न वै पञ्चवायु-
र्न वा सप्तधातुर्न वा पञ्चकोशः ।
न वाक्पाणिपादं न चोपस्थपायु
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ २ ॥

(આ) પ્રાણસમુદાય હું નથી, અને વળી પાંચ વાયુ, સપ્ત ધાતુ, પંચકોશ, વાણી, હાથ, પગ, ઉપસ્થ અને પાયુ પણ હું નથી. હું ચિદાનંદરૂપ શિવ છું, હું શિવ છું. ૨

न मे द्वेषरागौ न मे लोभमोहौ
मदो नैव मे नैव मात्सर्यभावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्ष-
श्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ३ ॥

મારે રાગદ્વેષ નથી, મારે લોભમોહ નથી, મારામાં મદ નથી અને માત્સર્યભાવ પણ નથી. મારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ નથી. હું ચિદાનંદરૂપ શિવ છું, હું શિવ છું. ૩

न पुण्यं न पापं न सौख्यं न दुःखं
न मन्त्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता
श्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ४ ॥

મારે પુણ્ય નથી, પાપ નથી, સુખ નથી, દુઃખ નથી, મંત્ર નથી, તીર્થ નથી, વેદ નથી, યજ્ઞ નથી, હું ભોજન નથી, ભોજ્ય નથી અને ભોક્તા પણ નથી. હું તો ચિદાનંદરૂપ શિવ છું, હું શિવ છું. ૪

न मे मृत्युशङ्का न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्म ।
न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्य-
श्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ५ ॥

મને મૃત્યુનો ભય નથી, જાતિના ભેદથી હું પર છું, મારે પિતા નથી, મારે માતા નથી કે જન્મ પણ નથી, મારે બંધુ નથી, મિત્ર નથી, ગુરુ પણ નથી અને શિષ્ય પણ નથી. હું ચિદાનંદરૂપ શિવ છું, હું શિવ છું. ૫

अहं निर्विकल्पो निराकाररूपो
विभुर्व्याप्य सर्वत्र सर्वेन्द्रियाणाम् ।
सदा मे समत्वं न मुक्तिर्न बन्ध-
श्चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ६ ॥

હું નિર્વિકલ્પ છું, નિરાકારરૂપ છું, વિભુ છું, સર્વત્ર સર્વ ઇંદ્રિયોમાં વ્યાપ્ત છું. મારામાં સદા સમત્વ છે, બંધ કે મુક્તિ બંનેથી હું મુક્ત છું. હું ચિદાનંદરૂપ શિવ છું, હું શિવ છું. ૬

શ્રીશંકરાચાર્ય

# ૫૬. પ્રાર્થના

શંભુ ચરણે પડી, માગું ઘડી રે  ઘડી, કષ્ટ કાપો,
દયા કરી દર્શન શિવ આપો.
તમે ભક્તોનાં દુઃખ હરનારા, શુભ સૌનું  સદા કરનારા.
હું તો મંદમતિ, તારી અકળ ગતિ, કષ્ટ કાપો,
દયા કરી દર્શન શિવ આપો.
અંગે ભસ્મ સ્મશાનની ચોળી,  સંગે રાખો છો ભૂતની ટોળી.
ભાલે તિલક કર્યું, કંઠે વિષ ધર્યું, અમૃત આપો,
દયા કરી દર્શન શિવ આપો.
નેતિ નેતિ જ્યાં વેદ કહે છે, મારું ચિતડું ત્યાં જાવા ચાહે છે.
સારા જગમાં છે તું, વસું તારામાં હું, શક્તિ આપો,
દયા કરી દર્શન શિવ આપો.
હું તો એકલપંથી પ્રવાસી, છતાં આતમ કેમ ઉદાસી.
થાક્યો મથી મથી, કારણ મળતું નથી, સમજણ આપો,
દયા કરી દર્શન શિવ આપો.
આપો દૃષ્ટિમાં તેજ અનોખું, સારી સૃષ્ટિને શિવરૂપ દેખું,
મારા મનમાં વસો, હૈયે આવી હસો, શાંતિ સ્થાપો,
દયા કરી દર્શન શિવ આપો.
ભોળા શંકર ભવદુઃખ કાપો, નિત્ય સેવાનું શુભ ધન આપો.
ટાળો માન મદા, ગાળો ગર્વ સદા ભક્તિ આપો.
દયા કરી દર્શન શિવ આપો.

वन्दे शिवं शङ्करम् ગ્રંથમાં ભગવાન શંકર વિષે સંસ્કૃત ભાષામાં રચાયેલાં શિવતાંડવસ્તોત્ર, ઉપમન્યુએ કરેલી શિવસ્તુતિ અને મહિમ્નસ્તોત્ર સહિતનાં પ્રસિદ્ધ શિવસ્તોત્રો તથા ગંગાસ્તોત્ર, નર્મદાષ્ટક વગેરે સ્તોત્રોનું સંકલન કરી કઠિન શબ્દોના અર્થ આપવા સાથે સરળ ગુજરાતી ભાષામાં તેમનો અનુવાદ કરી આપવામાં આવ્યો છે. ગ્રંથમાં શિવજીની લીલાઓ અને ગુણોનું કથન કરતી સ્તુતિઓ છે, રક્ષણ માટે વિનંતી કરતાં કવચો છે અને દર્શનદાન માટે આજીજી કરતી પ્રાર્થનાઓ છે. તદુપરાંત આરતીઓ, અપરાધક્ષમાપન, આશીર્વચન, મહામૃત્યુંજય તથા અન્ય શિવમંત્રો, ધ્યાનશ્લોકો, સૂક્તિઓ, નિર્વાણષટ્ક અને અંતે 'શંભુ ચરણે પડી...' એ પ્રાર્થના પણ છે.

આધ્યાત્મિક સાધનામાં દેવપૂજન કરતાં સ્તોત્રપઠનનું સ્થાન ઊંચું છે. ઇંદ્રિયોને અને વાણીને વિષયોમાંથી ઉપસંહૃત કરી ભગવાનમાં જોડવા દ્વારા વ્યક્તિત્વને એકાગ્ર અને શાંત કરવામાં સ્તોત્રપઠન મહત્ત્વનો ભાગ ભજવે છે અને એ જ્યારે અર્થના અનુસંધાન સાથે થતું હોય છે ત્યારે તે ધ્યાન માટેની ભૂમિકા પણ ઊભી કરી શકે છે.

શિવભક્તોને અને આધ્યાત્મિક સાધકોને આ ગ્રંથ ઉપકારક સિદ્ધ થશે.




સાહિત્ય મુદ્રણાલય પ્રા. લિ., અમદાવાદ-૩૮૦ ૦૨૨.